ॐ

तत्सत्परमात्मनेनमः

(શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય ગ્રંથાવલી. પુસ્તક નં.૩)

# શ્રીનવનાથચરિત્ર.

(પ્રથમભાગ.)

सर्वज्ञतां यदि समिच्छसि सर्वमान्यां ।
सद्ग्रंथवाचनपरो भव तात नित्यम् ॥


કર્તા અને પ્રકાશક
કીર્તનાચાર્ય મહારાજ શ્રી દત્તાત્રેય બુવા
તાંબે સાતારકર.
બાલાજીચકલા—સુરત.



પ્રથમાવૃત્તિ.





સુરત ચોટાના પુલપર આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

કિંમત રૂા. ૧–૦–૦

# અર્પણ પત્રિકા.

જે મહા સમર્થ સિદ્ધ પુરૂષોનાં ચરિત્રો આ પુસ્તકથી પ્રસિદ્ધ કરવામાં આવેલાં છે તે મહાપુરૂષોના સંપ્રદાયમાં આપ ચાલુ જમાનાના પ્રતિનિધિ તરીકે ગોરક્ષમઠીના મહંતશ્રીને દરજ્જે બીરાજો છો, અને આપનું સ્થાન પ્રભાસપાટણ અને પ્રાચી માધવનાં પવિત્ર તીર્થોના મધ્યમાં આવેલું હોવાથી પૂર્વજોની તૃપ્તિ અર્થે પ્રાચીને પીપળે પાણી રેડવા જનાર અને બીજા યાત્રિકોને ટંક બપોર નિવાસ કરવા માટે ધર્મશાળા વિગેરેની સગવડ પૂરી પાડે છે, અને આવ્યા ગયા સંત સાધુઓનો તેમજ અન્ય સંભાવિત ગૃહસ્થોનો ઉદાર આતિથ્યથી સત્કાર કરી આપ જગાની આવકનો સદ્વ્યય કરો છો, અને બીજાં પણ ઉદારતાનાં કાર્યો કરવા અને સંત લોકોનો સમાગમ કરવા નિરંતર તત્પર રહો છો, એવી આપના ગુણોની ખ્યાતિ શ્રવણપટપર આવતાં આકર્ષાઈને આ પુસ્તક આપનેજ અર્પણ કરવાનું ઉચિત જણાય છે, તો તે સ્વીકારવા તસ્દી લઈ કૃતાર્થ કરશો.

ગ્રંથકર્તા

**શ્રીદત્તાત્રયબુવા.**



गोरखमढीना महंत

**श्रीसुंदरनाथजी प्रभातनाथजी**

A3389 Lakshmi Art, Bombay 8

# ગોરખમઢીનું સંક્ષિપ્ત વૃત્ત.

હિંદુસ્તાનની ચારે દિશાએ નાનાં, મોટાં તીર્થસ્થળો આવેલાં છે. તેમાં ગોરખમઢીનું સ્થાન પણ પ્રભાસક્ષેત્રને વિષે એક તીર્થસ્થાન ગણાય છે. ગોરખમઢી એ નામનું ગામ કાઠિઆવાડની અંદર આવેલા સૌરાષ્ટ્ર પ્રાંતમાં જુનાગઢ સ્ટેટના તાબામાં આવેલું છે. અને તે ગામ પવિત્ર સરસ્વતિ નદીને કિનારે વસેલું છે. સદરહુ ગામ વેરાવળ સ્ટેશનથી ૧૧ માઇલ દૂર વેરાવળ અને પ્રાચી માધવના તીર્થ વચ્ચેની પાકી સડકને કાંઠે આવેલું નાનું ગામડું છે, પરંતુ જે મહાન સિદ્ધપુરૂષના નામ ઉપરથી તે ગામનું નામ પડેલું છે તે નામના મહિમાને લીધે ગામ નાનું હોવા છતાં સુપ્રસિદ્ધ છે. "ગોરખમઢી" એ "ગોરક્ષનાથજીની મઢી" એ શબ્દનું અપભ્રંશ થયેલું ટુંકુ રૂપ છે. પ્રથમ ઘણા જૂના સમયમાં ગોરક્ષનાથજી કાઠિયાવાડમાં આવેલા અને હાલ જ્યાં ગોરખમઢી ગામ છે તે સ્થળે તે વખતે ધાટું જંગલ હોવાથી સદરહુ જગા સંસારથી વિરક્ત થયેલા યોગિલોકોને સમાધિ કરવા યોગ્ય એકાન્ત સ્થળમાં, સૃષ્ટિસૌંદર્યથી ભરપૂર જણાયાથી ત્યાં પર્ણ–કુટી (મઢી) બાંધી તેઓ અમુક સમય રહેલા તે ઉપરથી એ સ્થાનને ગોરખમઢી એવું નામ આપવામાં આવેલું હોય એમ જણાય છે. પાછળથી તે મહાપુરૂષના સંપ્રદાયના શિષ્યો પણ તે સ્થાનમાં વસતા રહ્યા, અને તેઓ પૈકી અમુક અમુક નાથબાવાઓની સિદ્ધિથી પ્રસન્ન થઇ જુનાગઢના રાજ્ય તરફથી સ્થાનના ખર્ચ માટે ગિરાસમાં ગામો અર્પણ કરવામાં આવેલાં છે.

મૂળ ગામ મેળવનાર પુરૂષથી હાલના તે સ્થાનના મહંતશ્રી સુંદરનાથજી ૧૧મા પુરૂષ છે. તેઓ સંવત્ ૧૯૪૫ની સાલમાં પોતાના પૂર્વજ પ્રભાતનાથજી સ્વર્ગસ્થ થતાં તેમની ગાદીએ મહંત તરીકે

આવ્યા છે. આ વખતે જગાની સ્થિતિ ઘણી નબળી હતી અને આગલા પુરૂષોની ગેરવ્યવસ્થા અને નિરંકુશ ખર્ચને લઇ, જગા ઉપર બહુ મોટું કરજ થઇ ગયું હતું. એકાદ બે ગામો તો મંડાણમાં પણ હતાં. પણ હાલના મહંત સાહેબ શ્રી સુંદરનાથજીએ પોતાના હાથમાં જગાની વ્યવસ્થાનું કામ લેતાંજ તેમણે પોતાની ઉમ્મર નાની છતાં યોગ્ય સલાહકારોની મદદથી એવી કુનેહબાજીથી જગાનું કામ ચલાવવું શરૂ કર્યું અને પોતાના કામદારની પસંદગી પણ એવી સૂક્ષ્મબુદ્ધિથી કરી કે પરિણામે થોડાજ વર્ષમાં તેઓ કરજથી મુક્ત થઈ મંડાણમાં ગયેલાં ગામો પણ છોડાવી શકયા; અને હાલમાં જગાની આર્થિક સ્થિતિ જે તેઓ ગાદીએ આવ્યા તે વખતે અતિ અધમ હતી તે ઘણીજ સારી અને તરતી થઇ ગઇ છે અને તેને લીધેજ તેઓ આવ્યા ગયા મઇ મહેમાનો તથા સંતસાધુ તેમજ યાત્રિક લોકોનો સારો સત્કાર કરી શકે છે. તેઓ ગાદી ઉપર આવ્યા તે વખતે "ગઢ" કે જે નામથી મહંતોના રહેણાકનું સ્થાન ઓળખાય છે, તેમાં તેમનાં મકાન ઘણાંજ સાધારણ અને બીલકુલ નહિ જેવી સગવડવાળાં હતાં અને યાત્રિકોને માટે તો રાતવાસો રહેવાને પણ ઘણી જૂજ સગવડ હતી. તેજ દરબાર ગઢમાં હાલના મહંતશ્રીએ પોતાની રહેણાક માટે ઘણું સરસ અને સગવડવાળું આધુનિક સમયને છાજતું ભવ્ય મકાન બનાવ્યું છે. એટલુંજ નહિ પણ સાધુલોકોને ઉતરવા માટે તેઓએ ગાદી ઉપર આવ્યા બાદ થોડાજ વરસમાં એક પાકી ધર્મશાળા પથ્થરની ગામના પાદરમાં સડકને કાંઠે બંધાવી છે. એ સિવાય જગાના નોકરો, મહેતા, મુત્સદીઓને પોતાનું કામ કરવા ઓફિસો અને રહેવા માટે પથ્થરનાં પાકાં સગવડવાળાં મકાનો અને નિશાળનું મકાન પણ પથ્થરનુંજ પાકું બનાવેલું છે, ઘોડાર વિગેરે સ્થાનો પણ નવેસરથી બનાવી ગઢની રચનામાં સારો સુધારો કરેલો છે. અને જીર્ણ થઈ ગયેલી સાધુઓની સમાધો અને બીજી જગાઓની પણ મરામત કરાવી જીર્ણોદ્ધાર કરાવેલ છે.

એ ગામમાં દરબારગઢની અંદર શ્રી ગોરખનાથજીની મૂર્તિ એક ભોંયરાની અંદર સરસ્વતિ નદીના કિનારા ઉપર આવેલી છે. જેના ઉપરના ભાગમાં મકાનને બદલે પાકી કુદરતી ભેખડ છે; એટલે પથ્થરમાંથી કોતરેલી ગુફા છે. જેને લગતોજ સરસ્વતિ નદીના કાંઠા ઉપર બાંધેલ મનોહર ઘાટ પગથીઆંવાળો કે જે હાલના મહંતશ્રીએ સંવત્ ૧૯૫૫ની સાલમાં રીલીફવર્ક તરીકે બંધાવેલ છે જે મોટા ચોક સહિત આવી રહેલો છે. એ ગુફાની અંદર શ્રી ગોરખનાથની મૂર્તિ છે અને બાજુમાં નાગાર્જુનની, અન્નપૂર્ણાદેવીની અને ગણપતિની મૂર્તિઓ છે. જેની આગળ આઠે પહોર ઘીનો તથા તેલનો એમ બે દીવા બળતા રહે છે. આ ગુફામાં ગોરક્ષનાથજીનાં દર્શન કરવા માટે પ્રતિવર્ષ એટલી બધી મોટી સંખ્યામાં યાત્રિક લોકો જાય છે કે તેમના ચાલવા હાલવાથી ગુફાની અંદર જવાની સીડીનાં પગથીઆં ઘસાઇ એવાં લીસાં બની ગયાં છે કે જેથી લપસી જવાની ઘણી ધાસ્તી રહે છે. ગુફાની બહારના ભાગમાં શ્રી ગોરક્ષનાથજીના ગુરૂ શ્રીમત્સ્યેંદ્રનાથજીની ડહેરી છે અને તેમાં જુની કારીગરીની શ્રી મત્સ્યેંદ્રનાથજીની ભવ્ય મૂર્તિ છે. ગોરક્ષનાથજીની ગુફાની બહારનો ભાગ દલીચાના નામથી ઓળખાય છે. તે દલીચામાં તથા ગુફાની અંદરના ભાગમાં પણ છોબંધ ફરસને બદલે આરસની લાદી હાલના મહંતશ્રીના વખતમાં બીછાવી શોભામાં અભિવૃદ્ધિ કરવામાં આવી છે.

મહંતશ્રીને રહેવાનાં મકાનો કોટમાં આવેલાં છે. શ્રી ગોરક્ષનાથજીની ગુફા વિગેરે મકાનોને ફરતી પથ્થરની રાંગની દિવાલ છે અને તે રાંગની અંદર આવેલ તમામ જગા કોટના નામથી ઓળખાય છે. આ કોટની અંદર બીજી જગાઓ સાથે દાણા ભરવાના કોઠારો અસલના વખતના જમીનના અંદરભાગમાં છોબંધ કરાવેલા છે જેની અંદર હાલ પણ ગામોની ઉપજના દાણા ભરવામાં આવે છે. આ કોઠારોની અંદર સંગ્રહેલાં દાણા લાંબો વખત રહે તોપણ જેવાને

તેવાજ રહે છે એટલે કે સળતા કે બીજી રીતે બગડતા નથી. ગોરખમઢી સિવાય આ જગા નીચે બીજાં નાનાં આઠ ગામો છે. જેમાંનું એક તો હાલના મહંતસાહેબ શ્રી સુંદરનાથજીએ પોતાના નામથી પોતે વસાવી આબાદ કરેલું છે.

પ્રાચી માધવ અને પ્રાચી પિપલાની જગા ગોરખમઢીથી ૫ માઇલ દૂર આવેલી છે અને બંને વચ્ચે પાકી સડક છે. પ્રાચીનું તીર્થ પણ સરસ્વતિ નદીને કાંઠેજ આવેલું છે, અને તે પ્રાચી કુંડને નામે પ્રસિદ્ધ છે. તે કુંડને પણ ચારે ઘાટ બાંધેલ ચોતરફ ફરતી પગથીઓ લગાવેલી છે. અને દક્ષિણકાંઠા ઉપર એક પુરાણું પિપળનું ઝાડ છે. જેના થડમાં યાત્રિક લોકો પાણી રેડી પિતૃઓને તૃપ્ત કરે છે. આ સ્થાનમાં પ્રતિવર્ષ કાર્તકી પુનેમ, ચૈત્રી પુનેમ, શ્રાવણ વદી અમાસ (ભાદરવી અમાસ) એ ત્રણ દિવસોમાં મોટા મેળા ભરાય છે. જેમાં હજારો માણસો દૂરદૂરના પ્રદેશથી યાત્રાર્થે આવે છે અને યાત્રાએ જતાં આવતાં ગોરખમઢીમાં રાતવાસો રહે છે ગોરખમઢીના પાદરમાં સાધુસંતો માટે મહંત સાહેબે બંધાવેલી ધર્મશાળા ઉપરાંત એક મોટી અને સગવડવાળી પથ્થરની ધર્મશાળા પ્રથમ પોરબંદરના પણ હાલમાં મુંબઈના નિવાસી ભાટીઆ વેપારી મર્હુમ શેઠ મોરારજી ગોકુળદાસના પુણ્યાર્થે તેમનાં ધર્મપત્નિ ધનકુંવરબાએ સંવત ૧૯૫૨ની સાલમાં બંધાવી ગૃહસ્થ લોકોનાં કુટુમ્બને રાતવાસો રહેવા માટે ઉત્તમ સગવડ કરી આપેલી છે. રહેવાની સગવડ ઉપરાંત એ ધર્મશાળામાં કેટલાંક ગાદલાં ગોદડાં વિગેરેની સોઈ પણ રાખવામાં આવે છે. મહંતશ્રીના દરબારગઢમાં બપોરે તથા રાત્રે ધર્મપ્રસાદ પડે છે અને કાયમને માટે સદાવ્રત અપાય છે, અને જે કોઇ અન્નનો ક્ષુધાર્થી-ગરીબ ગુરબું-અનાથ માણસ હાજર થાય તેને બંને વખત પેટપૂર ખાવાનું આપવામાં આવે છે.

ગોરખમઢીની ગાદી ઉપર નીચે પ્રમાણે પુરૂષો મહંત તરીકે થઇ ગયા છે, અને તેમાંથી પ્રથમ પુરૂષને જુનાગઢના ખુદાવંદ નવાબ-

સાહેબ તરફથી ગામો મળેલાં હતાં અને તેમાં કાળક્રમે બીજા મહંતોના વખતમાં વધારો ઘટારો થતાં હાલમાં ઉપર જણાવ્યા પ્રમાણે ૯ ગામ આ જગા નીચે છે.

દુર્ગાનાથજી.
|
શિવનાથજી.
|
બુદ્ધનાથ.
|
દુર્ગાનાથ.
|
શિવનાથ.
|
બુદ્ધનાથ.
|
પ્રથમનાથ.
|
પ્યારનાથ.
|
દેવનાથ.
|
પ્રભાતનાથ.
|
સુંદરનાથ. (હાલના મહંત)
|

મનસુખનાથજી, ધનસુખનાથજી, બાલુભાઇ ઉર્ફે તનસુખનાથજી, પ્રતાપબાકન્યા.

હાલના મહંત શ્રીસુંદરનાથજીને[1] ત્રણ પુત્રો અને એક પુત્રી છે. તેઓમાંથી જ્યેષ્ઠ પુત્ર મનઃસુખનાથજીએ પોતાની કેળવણી ગોરખમઢીની ગુજરાતી નિશાળમાં શરૂ કરી ચાર ધોરણોની પરીક્ષા પસાર કર્યાબાદ વઢવાણ સીવીલ સ્ટેશનમાં આવેલી ગિરાસીયા સ્કૂલમાં કેળવણી લીધી છે અને સ્કુલ લીવીંગ સર્ટીફીકેટની પરીક્ષામાં બીજી ભાષા તરીકે સંસ્કૃત ભાષા લઇ, ગઈ સાલ બેઠા હતા પરંતુ તેઓ ફતેહમંદ ઉતરી શક્યા નહિ તેથી આ સાલ ફરી વિશેષ તૈયારી કરી તે પરીક્ષામાં જવાના છે. બીજા પુત્ર ધનસુખનાથને અમદાવાદમાં માણેકચોકવાળા માણેકનાથજીની[2] ગાદી મળેલી છે. અને તેઓએ પણ ગુજરાતી કેળવણી ગોરખમઢીની નિશાળમાં લઇ આગળ ખાનગી અભ્યાસ કરેલ છે, અને હાલ અભ્યાસ અમદાવાદમાં કરે છે.

આ પ્રમાણે આ ગોરખમઢી સંબંધી સંક્ષિપ્ત વૃત્તાન્ત વાચકવર્ગની સમક્ષ રજુ કર્યું છે, તે વાંચીને જે વખતે દ્વારકા, પોરબંદર, ગિરનાર, પ્રભાસ વગેરે સ્થાનમાં યાત્રાનિમિત્ત જવાનું થાય, તે વખતે પ્રભાસથી 'ગોરખમઢી' જઇને 'મત્સ્યેન્દ્રનાથ તથા ગોરક્ષનાથ' એ મહાસિદ્ધ પુરૂષોનાં અવશ્ય દર્શન કરવાં. એ સિવાય ગોરક્ષનાથનાં બીજાં પણ કેટલાંક સ્થાન હિન્દુસ્તાનમાં છે, જેમનાં નામ નિર્દેશ પ્રસંગોપાત્ત

---

૧ ગોરખનાથથી વિદ્યમાન મહંત સાહેબ સુધી શિષ્યપરંપરા લખવાનો વિચાર હતો પરંતુ, ગોરખનાથનો સમય અઢી ત્રણ હજાર વર્ષ પૂર્વેનો હોવાથી એ પરંપરા મળવી મુશ્કેલ છે. માટે જેમને જુનાગઢ સ્ટેટ તરફથી જાગીર મળી છે તે પુરૂષથીજ પરંપરા લખવામાં આવેલી છે. શ્રી પ. પ. આદ્ય શંકરાચાર્યના કાળ તથા પરંપરા માટે પણ હજી ઐકયમત નિશ્ચિત જોવામાં આવતું નથી તો, તેમનાથી અનેક શતકો પૂર્વે થયેલા સિદ્ધ ગોરખનાથજીની પરંપરા તથા નિશ્ચિતકાળ કેવી રીતે જણાઇ આવે ? અસ્તુ !.

૨ આ સિદ્ધ પુરૂષની હકીકત બીજા ભાગમાં કહેવામાં આવશે.

બીજા ભાગમાં કરવામાં આવશે. કેમકે, ગોરક્ષનાથ તથા મત્સ્યેન્દ્રનાથનાં જન્મવૃત્તાન્ત અને અખિલ લીલા બીજા ભાગમાંજ આવનાર છે.

આ નવનાથ ચરિત્રના પ્રથમ ભાગને પ્રકાશિત કરવામાં 'શ્રી સુંદરનાથજી મહંત સાહેબે' ઉદારતાથી સહાયતા આપીને પોતાની મહંતતા સાર્થ કીધી છે, તે ખાતર હેમની પ્રસંસા જેટલી કરવામાં આવે તેટલી થોડીજ છે. મહાત્મા પુરૂષોનાંજ મન અપરિછિન્ન દયાધર્મ. ઔદાર્ય ઇત્યાદિ ગુણોથી સંપન્ન હોય છે. આ પ્રકારની મદદ જો ન મળી હત, તો વાચકવર્ગને આ સિદ્ધ પુરૂષોનાં ચરિત્રનો લાભ ન મળી શકત; એમાં અતિશયોક્તિ જેવું કાંઇ નથી. શ્રી ગોરક્ષનાથ એમને એવીજ પ્રેરણા કરો અને દ્વિતીય ભાગ પણ સત્વર પ્રકાશિત થાય, એવી હમારી પ્રાર્થના છે.

આ ગ્રન્થ પ્રકાશનના કાર્યમાં જે પ્રકારે મહંત સાહેબના તરફથી સહાયતા મળી, તેજ પ્રમાણે 'શ્રીયુત રા. રા. પુરૂષોત્તમરાય ભગવતી-દાસ નાણાવટી. બી. એ. એજ્યુકેશનલ ઓફિસર જુનાગઢ સ્ટેટ', એમણે પણ હરેક પ્રસંગે હરેક પ્રકારની મદદ કર્યા બદ્દલ, તેઓશ્રી પણ પ્રશંસાપાત્ર છે. એટલા માટે હેમનું અભિનંદન કરીને હેમને આશીર્વાદયુક્ત ધન્યવાદ આપીએ છીએ.

ગ્રન્થકર્ત્તા.



# પ્રસ્તાવના.

इह चेदवेदीदथ सत्यमस्ति ।
न चेदिहावेदीन्महती विनष्टिः ॥ श्रु० ॥

સાંસારિક ક્ષણિક સુખ વાસ્તે અહનિશ લોક ઉદ્યમ કરે છે, તે માંહેના કેટલાક સુખ સાધની ભૂત વિષયો દૈવયોગે પ્રાપ્ત થાય છે, અને કેટલાક પ્રાપ્ત થતા પણ નથી અને શ્રમ વ્યર્થ નીવડે છે; તે પ્રમાણે પરમાનન્દ (મોક્ષ)ની પ્રાપ્તિને સારૂ કરેલો શ્રમ કદી વ્યર્થ નીવડતો નથી. પરંતુ તેને માટે, યત્નને સારૂ જે પ્રમાણે અવિશ્રાંન્ત અને અત્યંત બળપૂર્વક કાષ્ઠનું મંથન કરીને અગ્નિ કાઢવામાં આવે છે, તે પ્રમાણે મનુષ્યે ક્ષણમાત્ર પણ આયુષ્ય નિષ્ફલ નહિ ગુમાવતાં, અત્યન્ત તત્પરતાથી પ્રયત્ન કરવો જોઇએ. પરન્તુ કોણ કરે છે ? અપક્વ ઘડામાંથી પાણી ધીમે ધીમે ઝરી જાય છે, તેજ પ્રમાણે સૂર્યના અસ્તોદયમાં આપણું આયુષ્ય ક્ષીણ થઇ જાય છે અને નિત્ય અસંખ્ય પ્રાણી અતિથી બનીને યમને ઘેર સાંધાવે છે, એવું જોવા જાણવા છતાંય, પોતાને અજરામર જાણીને આત્મસાધનને વિષે કોઇ પ્રવૃત્ત થતું નથી એ શું થોડા આશ્ચર્યની વાત છે ? શરીરમાં રોગ ઉત્તરોત્તર પ્રબલતર થતો જતો હોય, છતાં તેના ઉપશમનો કશો વિચાર ન કરે, ત્હેના સમાન મૂઢ બીજો કોણ ? અને સ્વશત્રુ પણ બીજો કોણ ? પ્રવાસ કરતી વખતે, અગ્રિમગ્રામનો માર્ગ ભયપ્રદ છે, એવું જાણવામાં આવતાં, સાવધાનતાથી સૂર્ય આથમી જતાં પૂર્વેજ ચાલી નાંખીને તે સ્થળે મુકામ કરવો જોઇએ. દીવો હોલવાઇ જાય, તે પહેલાંજ ઘરમાંહેની સર્વ વસ્તુ યથાસ્થિત ઢાંકી દેવી જોઇએ; નહિતો પછી અંધારામાં પોતેજ મૂકેલી વસ્તુ પોતાને જડશે નહિ તેજ પ્રમાણે દેહેન્દ્રિયાદિકોની



**कीर्तनाचार्य–महाराज**

**श्रीदत्तात्रयबुवा सातारकर.**

जन्मतिथी फाल्गुन शुद्ध १२ शके १७९०

A3330 Lakshmi Art, Bombay 8

જ્યાં સુધી સ્વસ્થતા છે, ત્યાં સુધી સ્વાશ્રમધર્મકર્માનુષ્ઠાન તથા સાધન ચતુષ્ટયના બળથી યુક્ત થઇને, મોક્ષ ગ્રામ જવું અને પહોંચવું જોઇએ. આલસ્યાદિથી વિલંબ થાય, તો ભારે હાનિ થવાની.

ઉપરોક્ત શ્રુતિમાં એજ અર્થનું પ્રતિપાદન છે, "મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો છે, તો આત્માને જાણીને જન્મ સફલ કરવો. આત્મવિષયક જ્ઞાન નહિ મેળવવાથી જન્મ વ્યર્થ થઇને, સંસાર ચક્રને વિષે વારંવાર અનેક દુઃખોને સહન કરવાં પડે છે. એજ મોટી હાનિ સમજવી" સ્વચ્છ દર્પણમાં જે પ્રમાણે આપણું મુખ સ્પષ્ટ પ્રતીત થાય છે, તે પ્રમાણે આજ દેહને વિષે, 'વિવેકાદિ સાધનસંપન્ન પુરૂષને' પોતાની નિર્મલબુદ્ધિમાંજ આત્મા પ્રતીત થાય છે. સ્વપ્નને વિષે કયાં આત્માનું સ્વરૂપ સ્પષ્ટ જણાઇ આવે છે કે રમણીય ભોગાસક્તિવાળા સ્વર્ગ વિષે પ્રતીત થવાના હતા? પિતર તથા ગંધર્વાદિ લોકોમાં પણ, કંપિતજલને વિષે જે પ્રમાણે આપણું મુખ નિષ્કંપ હોવા છતાં, કંપયુક્ત વિપરીત ધર્મવાળું જણાઈ આવે છે, તેજ પ્રમાણે વિષયાસક્તિથી આત્માનો અનુભવ યથાર્થરૂપે નહિ થાય, પરંતુ વિપરીતજ. એક બ્રહ્મલોકને વિષેજ, છાયા અને પ્રકાશ જે પ્રમાણે ભિન્ન ભિન્ન જણાઇ આવે છે, તે પ્રમાણે આત્મા દેહાદિકોથી ભિન્ન પ્રતીત થાય છે. પરંતુ તે બ્રહ્મલોક, અશ્વમેધાદિકર્મસહિત ઉપાસના દ્વારા પ્રાપ્ત થાય છે, તેથી અત્યન્ત દુર્લભ સમજવો. સારાંશ, આ ભારત ભૂમિમાં, અને ગુરૂશાસ્ત્ર ઇત્યાદિ સાધનસંપન્ન આ મનુષ્ય શરીરને વિષે આત્મ-સાક્ષાત્કાર સંપાદન કરવાને માટે આલસ્ય નહિ કરવું, નહિ તો અંત-કાળમાં પસ્તાવું પડશે.

પુણ્યકર્મના આચરણથી મનુષ્યનું ચિત્ત નિર્મલ અને નિર્ભય થાય છે, અને પાપકર્માચરણથી મલિન અને ભયભીત થાય છે; એ વાત શું અનુભવાતી નથી? સર્વનાજ જાણવામાં છે. પાપી મનુષ્ય જ્યારે અતીવ દુઃખ યા મરણને પ્રાપ્ત થાય છે, ત્યારે ત્હેને

ચિન્તા વ્યાકુલ કરી નાંખે છે કે, "મ્હેં આજ દિવસ સુધી પાપાચરણુ શા માટે કર્યું ? પુણ્યકર્મ કેમ નહિ કર્યું" પરંતુ તે સમયપર તેનો શો ઉપયોગ ? ઘરમાં આગ લાગ્યા બાદ કૂવો ખોદનારા મનુષ્યની માફક, તે નિષ્ફળ થાય છે. કેમકે, તે વખતે ત્હેની અખિલ શક્તિ હીન થઈ જવાથી, સંતાપ સિવાય બીજું શું ફળ ત્હેને મળી શકે ? એટલા માટે, મનુષ્યે પાપમાંથી પોતાની રક્ષા કરવી. એકાદ બાજીગર, કૂવાની ઉપર ઉઘાડી તરવારો રાખીને, તેમની ધારા ઉપર થઈને ચાલ્યો જાય છે; પરંતુ તે વખતે એના મનમાં એવો વિચાર આવે છે કે એમના ઉપર જોસથી જો પગ મૂકીશ, તો કપાઇ જશે, અને બીલકુલ નહિ મૂકું તો નીચે કૂવામાં પડી જઇશ; તે પ્રમાણે હું મ્હારા પાપને પ્રકટ કરૂં, તો જગત્માં મ્હારી અકીર્તિ, અને ગુપ્ત રાખું તો નરકમાં પડું, એવો વિવેક રાખીને પ્રત્યેક મનુષ્યે પાપકર્મમાંથી નિવૃત્ત થઇને, પુણ્યકર્મ કરવું. કેમકે, જે પ્રમાણે પ્રફુલ્લિત થએલા વૃક્ષની સુગંધ પવનની સાથે ઘણે દૂર સુધી પ્રસરી વળે છે, તેજ પ્રમાણે મનુષ્યના પુણ્યકર્મની કીર્તિ બ્રહ્મલોક પર્યન્ત પહોંચી જાય છે. એના ઉદાહરણમાં કહેવામાં આવે છે કે, રાજાગોપીચંદને પાપકર્મથી કેવો સંતાપ થયો હતો, અને સદ્ગુરૂને શરણે ગયા બાદ આત્મજ્ઞાનસંપન્ન થઇને, ત્હેને પરમાનંદનો લાભ, અને અજરામર કીર્તિની પ્રાપ્તિ કેવી થઈ હતી, તે સુપ્રસિદ્ધ છે. તેજ પ્રમાણે, આપણે પણ નિર્મલકર્મ અને ઉપાસના કરીને બુદ્ધિપ્રસાદ સંપાદન કરવો, તો આપણને પણ આત્માનું યથાર્થ સ્વરૂપ, પરમાત્મરૂપ ગુરૂકૃપાથી અનુભવમાં આવશે, અને જીવનની સફલતા સંપાદન કરી શકાશે.

**वरं शरावहस्तेषु चाण्डालागारवीथिषु ।**
**भिक्षार्थमटनं राम न मौर्ख्यहतजीवितम् ॥ यो॰ वा॰ ॥**

હાથમાં કાચલું લઇને ચાંડાલને ઘેર ભીખ માંગવી પણ સારી, પરંતુ જ્ઞાનરહિત મૂઢજીવિત ધારણ કરવું ઉચિત નથી. કેમકે અજ્ઞાન

શત્રુના કરતાં બીજો કોઇ વિશેષ દુઃખદેનારો આપણો બળવાન શત્રુ આ સૃષ્ટિમાં નથી; એ પ્રમાણે વસિષ્ઠજીનું વચન છે. જ્ઞાનપણ ગુણભેદથી ત્રણ પ્રકારનું છે; સાત્વિક, રાજસ અને તામસ. દેહાદિકોથી ભિન્ન એવું જે આત્મસ્વરૂપનું જ્ઞાન તે સાત્ત્વિક; દેહાત્મવિષયક (ભેદયુક્ત) જ્ઞાન તે રાજસ; અને આહારનિદ્રાભયમૈથુનાદિ જે કેવળ પશુવત્ જ્ઞાન તે તામસ સમજવું. એમાં સાત્વિકજ્ઞાન શ્રેષ્ઠ છે, અને તેનાજ વગરનું જીવિત વ્યર્થ છે, એ પ્રમાણે વસિષ્ઠે કહ્યું છે. પરંતુ તે આત્માનું અન્વય[1] વ્યતિરેકજ્ઞાન,[2] અનેક જન્મોને વિષે સાત્વિક વૃત્તિથી સકલકર્મ ફલના પરિત્યાગ પૂર્વક, ઇશ્વરાર્પણ બુદ્ધિથી અનુષ્ઠાન કરેલાં સાત્વિક કર્મદ્વારા અતીવશુદ્ધ થએલું અન્તઃકરણ, 'જે એકવાર શ્રવણ કરતાંજ તત્ત્વનિશ્ચય કરવાને સમર્થ થાય છે' તેના વડેજ થાય છે. એટલા માટે, સાત્વિક વૃત્તિનો ઉદય થવા સારૂ, આપણે સાત્વિક પદાર્થોનું સેવન અને સાત્વિક ગ્રન્થોનું શ્રવણ વાંચન કરવું જોઇએ. જે પ્રકારનાં ખોરાક (સાત્વિક, રાજસ તામસ) અને શ્રવણપઠનાદિ હોય, તે પ્રકારનું મનુષ્યનું અન્તઃકરણ બની જાય છે, અને તેજ પ્રમાણે આબેહુબ કર્મની રૂચિ તેમજ જ્ઞાન સંપન્નતા થાય છે. એથી કરીને નિત્ય સુખની ઇચ્છા કરનારા મોક્ષેચ્છુને સાત્વિક આહાર અને સાત્વિક શ્રવણ પઠનાદિની અત્યન્ત આવશ્યકતા છે.

સાત્વિક (વેદાન્ત) જ્ઞાન સંબંધી ગ્રંથ સંસ્કૃતમાં અનેક છે. નૌકા બાંધનારો પુરૂષ જેમ પોતે જાતે નદીને પેલે પાર થઇને, બીજાને પણ પરપાર કરવાને સારૂ સાધનીભૂત અને ઉપકારી થઇ પડે છે, તેજ પ્રમાણે પ્રાચીન મહાત્માઓએ પણ વેદાન્ત સંસ્કૃતગ્રંથરૂપી અનેક નૌકાઓ સંસારમાંથી ઉત્તીર્ણ થવા ખાતર, કેવળ પરોપકાર બુદ્ધિથી નિર્માણ કરી રાખી છે; જેમના આશ્રયથી આ કલીમાં પણ ઘણા મનુ-

---

૧ અખિલ ચરાચરને આત્મસ્વરૂપ જાણવું તે. ૨ દેહથી આત્માને પૃથક્ જાણવો તે.

ષ્યો ગુરૂખલાસીનો આશ્રય કરીને ભવાબ્ધિપાર થઈ ગયા છે. તે મહાત્માઓનાજ વાણીરૂપીઅમૃતના ઉચ્છિષ્ટનો લાભ શ્રી ગુરૂના પ્રસાદથી જે હમને થયો છે, તેનો લાભ મુમુક્ષુજનોને કરાવવા માટેજ સદ્ગુરૂની કૃપાથી, પ્રાકૃત (ગુર્જર) ભાષામાં ગ્રંથ પ્રકાશન કરવાની પ્રવૃત્તિ થએલી છે. સંસ્કૃત ગ્રંથમાં સર્વ સામાન્યજનતાની પ્રવૃત્તિ થતી નથી, તથા તેમાં અત્યન્ત વિસ્તાર પણ હોય છે, તેથી સમજવામાં પણ કઠીણતા થઇ પડે છે, તે આવા પુસ્તકોથી સુલભતા થશે. જેમની સંસ્કૃતમાં ઉત્તમ ગતિ હોય, તેઓને સારૂ તે ગ્રન્થો છેજ; પરન્તુ જેમને સાધારણ જ્ઞાન છે તેમજ બીલકુલ નથી, એવા લોક જો નિર્મત્સરબુદ્ધિથી આવા ભાષાગ્રન્થની ઉપેક્ષા નહિ કરશે, તો ત્હેમને ઘણાજ ઉપયોગમાં આવશે, એ નિઃસંદેહ છે. પરન્તુ એવી નિર્મત્સરબુદ્ધિ શું સુલભ છે? નહિજ. આ કળિકાળમાં તોઃ—

**वेदव्यासः स इह दश यो वेद वेदाक्षराणि ।**
**श्लोकं त्वेकं परिपठति यः स स्वयं जीव एव ॥**

વેદના દશ પાંચ અક્ષર જે જાણતો હોય, તે પોતાને વેદવ્યાસ સાક્ષાત્ જાણે છે, અને લોકો પણ માને છે. તથા જેને એકાદ શ્લોક આવડતો હોય, તે પણ સાક્ષાત્ બૃહસ્પતિ બની બેસે છે, અને તે પ્રમાણે મનાય છે. સારાંશ, હાલ જેટલી ત્વરિત અને સુલભતાથી પ્રતિષ્ઠા થાય છે, તેટલી બીજા યુગમાં નહિ થતી હોય. ઉપરોક્ત બૃહસ્પતિ અગર વ્યાસના સમાન જે પુરૂષો હોય છે, ત્હેમનામાં નિર્મત્સરતા કેટલી, કયાં, કેવી રીતે હોઇ શકે? તેનું અનુમાન વાંચકવર્ગજ કરી શકે તેમ છે. અથવા તે શું અનુભવમાં નથી આવતી? અસ્તુ! સંસ્કૃત ભાષા ઉત્તમ છે, અને તેમાં અનેક દિવ્યગ્રંથ પણ છે, તથા ઉત્તમ શાસ્ત્રજ્ઞને યથાર્થ સમજાય છે પણ ખરા. પરન્તુ સામાન્યજનતાને તેમનો શો ઉપયોગ? કશોય નહિ. તોપણ કેટલાક અશક્તતા હોવા

છતાંય, જે એવા ગ્રંથોનો ઉપહાસ યા તિરસ્કાર કરે છે, તેઓને માટે કહેવામાં આવે છે કે, સમુદ્રનાં રત્ન જો આપણા ઘરના કુવામાંથી મળી આવે, અથવા આંગણામાંહેના ઝાડને કલ્પતરૂ સમાન ફલ ઉત્પન્ન થતાં હોય, તો કયો મૂઢ તેનો સંગ્રહ કરવામાં પ્રત્યવાય સમજશે ! સાકરનું કારેલું બનાવ્યું હોય, તોપણ તેમાં કટુતા કયાં હોય છે ! સુવર્ણનો કૂતરો બનાવ્યો, તોપણ શું તેનું મૂલ્ય કમ થશે ? અનેક રંગોની ગાય હોય છે, પરંતુ તેઓનું દૂધ કયાં અનેક રંગી હોય છે, અને રૂચિમાં ભિન્નતા થાય છે ? તેજ પ્રમાણે સંસ્કૃત અને પ્રાકૃત-ભાષામાં અર્થની ભિન્નતા નથી. વૃક્ષ બીજમાંજ થાય છે, પરંતુ તેનાથી કોનું પોષણ થાય, અને વિશ્રાન્તિ મળી શકે ? જ્યારે તે બીજમાંથી બહાર નીકળે છે, અને શાખા પત્રાદિરૂપે વિસ્તૃત થાય છે, ત્યારેજ અનેક જીવોનું પોષણ થઇને, વિશ્રાન્તિ પણ મળે છે. તે પ્રકારે સંસ્કૃતને બીજરૂપ સમજવું; તેનો ઉપયોગ હજાર આદમીમાં એકાદને થતો હશે, પરંતુ જ્યારે તે પ્રાકૃત ભાષાદ્વારા વૃક્ષવત્ વિસ્તાર પામે છે, ત્યારેજ મંદબુદ્ધિ મુમુક્ષુજનોને વિશ્રાન્તિપ્રદ થાય છે. એટલા માટે, સ્વહિત સાધવાની જેમનામાં સત્ય ઇચ્છા હોય, ત્હેમણે અર્થરૂપમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષાને એકરૂપજ સમજીને, તેનો અનાદર કરવો નહિ. ગયે સાલ 'શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમ' પ્રથમ દ્વિતીય સ્કન્ધ તથા 'હરિહર ભક્તિ રહસ્ય' એ બન્ને પુસ્તકો પ્રકટ થયાં છે, અને તે ખાતર ઘણા પ્રેમીજનોના અભિનંદનપૂર્વક ગૌરવભર્યા પત્રો પણ આવ્યા છે. આ ઉપરથી શ્રી ગુરૂની પ્રેરણાથી હમોએ જે કાંઇ કાર્ય આરંભ્યું છે, તે લોકોને આનંદપ્રદ થાય છે, એમ અભિવ્યક્ત થાય છે. પરંતુ તેને માટે સર્વને કહેવામાં આવે છે કે, "એકાદ ચતુર કારીગર શુષ્ક કાષ્ઠને લઇને તેને રંગ દે છે અને તાર લગાડીને તેનું સુંદરવાદ્ય (સતાર. વીણા, બીન, રૂદ્રવિણા વગેરે) બનાવીને, તેમાંહેથી નાના પ્રકારના રાગ, આલાપ કાઢીને લોકોના મનનું જે રંજન કરે છે તે કૌશલ્ય, અથવા

તૈ કળા તે શુષ્ક કાષ્ઠની નથી પરંતુ તે કારીગરનીજ સમજવી; તેજ પ્રમાણે સુકાં કાષ્ઠના જેવાં હમારાં જડશરીરને સકલકલાવિશારદ આદિનાથ ગુરૂએ હાથમાં લીધું છે અને તેને સુ-વર્ણ (શોભન બ્રાહ્મણ[1] વર્ણ-રંગ) દઇને તાર (પ્રણવના અર્થ સાથે) પણ જોડી દીધાં છે તથા તેજ ગાઇને આ સતાર અગર બીનમાંથી નાના પ્રકારના રાગોમાં આલાપ કાઢીને (વિવિધ વિષયો લખીને) પ્રેમીજનોના મનનું રંજન કરે છે. કાષ્ઠના જેવું આ જડદેહનું કૌશલ્ય ન સમજવું. પોતાના કુટુંબીજનોના મનનું રંજન કરવું કેટલું કઠીણ થઇ પડે છે, એ વાત કયાં સર્વના અનુભવમાં નથી? તો પછી ભિન્ન ભિન્ન ગામના, ભિન્ન ભિન્ન કુટુંબના, ભિન્ન ભિન્ન રૂચિના અનેક લોકોનાં મનરંજન કરીને એકત્ર ધારણ કરવામાં મનુષ્ય શી રીતે સમર્થ થઈ શકે? એથી કરીને એ સર્વ કળા તે આદ્યગુરૂની જાણવી. તેમાં એટલું યાદ રાખવું કે એમાં જે કાંઇ ન્યૂનતા ભાસશે તે હમારો દોષ છે; કેમકે અપૂર્ણના હાથથી કોઇ પણ કાર્ય સર્વાંગથી પરિપૂર્ણ શી રીતે સિદ્ધ થઇ શકે? પરંતુ જે કાંઈ પૂર્ણતા જોવામાં આવતી હોય તે સદ્‌ગુરૂનીજ છે, એમ સમજવું. હેતુ એ છે કે તેઓ પૂર્ણ છે." અસ્તુ! વડોદરા સ્ટેટમાં પણ ઉપરોક્ત બન્ને પુસ્તકો સાર્વજનિક પુસ્તકાલયોને માટે મંજુર કરવામાં આવ્યાં છે. હાલ 'શ્રી નવનાથ ચરિત્ર'નો આ પ્રથમ ભાગ, કે જેને માટે ઘણા લોકોની ઇચ્છા તેમજ સૂચના પણ થઈ હતી તે ત્રીજું પુસ્તક આ કલ્પદ્રુમાલય તરફથી પ્રકાશિત થયું છે, એનો પણ હમારા અખિલ પ્રેમીશ્રોતૃજન પૂર્વવત્ આસ્વાદ લેવામાં સાદર થશે, એવી આકાંક્ષા રાખીએ છીએ. એનો બીજો ભાગ પણ આવા આકારમાં અલ્પ સમયમાંજ પ્રકટ થશે. ત્યારબાદ, "શ્રી દત્તપ્રબોધ-

---

૧ યદ્યપિ જન્મથીજ આ શરીરને બ્રાહ્મણ વર્ણની પ્રાપ્તિ થએલી છે તથાપિ ગુરૂકૃપાવિના તે બ્રહ્મત્વ યથાર્થ થઈ શકતું નથી એવો શાસ્ત્ર સિદ્ધાંત છે તેને અનુસરીને આવું વર્ણન કરેલું છે એમ જાણવું.

કલ્પદ્રુમ"ના તૃતીય ચતુર્થ સ્કન્ધનું એકજ પુસ્તક, પૂર્વવત્ ડેમી સાઇઝ, ગ્લેઝ કાગળ, પાકું પુઠું તથા (૫૦૦) પૃષ્ઠ સહિત પ્રકાશિત થશે. તેમાં લોકોની સૂચનાને અનુસરીને કાંઇક ફેરફાર કરવાનો ઇરાદો રાખ્યો છે.

કેટલાક લોકોએ એવી સૂચના કરી છે કે કીર્તનમાં જે પ્રમાણે પૂર્વરંગ ઉત્તરરંગ કરતા હતા, તે પ્રમાણે પુસ્તકની રચના જો રાખવમાં આવે તો ઠીક થઇ પડે; બીજા કેટલાકોએ એવી ઇચ્છા દર્શાવી છે કે ભારતરામાયણનો ગંગાસાગરવત્ સંગમ કરીને પ્રમાણે કથા ભાગ ચલાવતા હતા, તેજ પ્રમાણે બન્ને ગ્રન્થોનાં ચરિત્ર એકસરખાં લખીને પ્રકટ કરો તો ઉત્તમ! તથા કેટલાક ભાગવત પ્રેમીજનોએ દશમ સ્કંધમાંની રહસ્યાત્મક બાલ લીલા જે સાંભળી હતી તેજ પ્રકાશિત કરવા સૂચવ્યું છે. તે સર્વને હાલતો એટલુંજ કહી શું કે રફતે રફતે ભારત રામાયણ ભાગવત ઇત્યાદિ ગ્રંથરૂપ ત્રિવેણીનો સંગમ 'દત્તપ્રબોધકલ્પદ્રુમમાં' જ પ્રકટ થશે, અને કેવળ જે પૂર્વરંગનાજ વિષયો પ્રકટ થાય છે, તેમની સાથે ઉત્તરરંગનાં પણ વિષયો આપવામાં આવશે. આ કલ્પદ્રુમાલયમાંથી જે જે પુસ્તકો પ્રસિદ્ધ થશે, તે તે નવીનજ; કે જેવાં ક્યાંઇ બીજે પ્રસિદ્ધ થયા નહિ હોય. સારાંશ, જ્ઞાની અજ્ઞાની, આબાલ સ્ત્રી વૃદ્ધ વગેરેનાં મનરંજન થઇને કાંઇક વિશેષ જ્ઞાન લાભ થાય, એહેતુથી કીર્તનની પેઠે વચમાં વચમાં અનેક સુંદર પ્રમાણભૂત ઉપયુક્ત શ્લોક તથા લૌકિક સંત ભકત જનોના વૃત્તાન્ત પણ પ્રસંગાનુસાર આપવામાં આવશે.

કીર્તનમાં પૂર્વરંગ અને ઉત્તરરંગ એવા બે વિભાગ હોય છે. તેમાં ઉત્તરરંગમાં (વૃદ્ધાવસ્થામાં) સ્થિત થનારાઓની પૂર્વરંગ ઉપર વિશેષ પ્રીતિ હોય છે; અને પૂર્વરંગમાં (તારુણ્યમાં) સ્થિતથનારાઓની ઉત્તરરંગ ઉપર પ્રીતિ હોય છે. એનું કારણ એ છે કે કીર્તનના

પૂર્વરંગમાં વેદાન્તજ્ઞાન વૈરાગ્ય વગેરેનો ઉપદેશ હોય છે, અને ઉત્તર-રંગમાં પરમાત્માની સગુણ ચરિત્ર લીલા વર્ણવામાં આવે છે. એટલા માટે પૂર્વરંગી (તરૂણ) લોકોનાં મન ઉત્તરરંગમાંહેનાં આખ્યાનો પર લોલુપ થાય છે. અને પછી તેઓ આખ્યાન સાંભળી સાંભળીને ધીમે ધીમે પૂર્વરંગપર, યાને વિવેક વૈરાગ્યાદિ ઉપદેશ પર, પ્રીતિયુકત બની જાય છે; તથા શરીરના પૂર્વરંગ ઉપર અપ્રીતિ થતાં પોતાનો ગએલો પૂર્વરંગ (આત્મસ્વરૂપને વિષે અવસ્થાન) ત્હેમને પુનઃ પ્રાપ્ત થાય છે. ઉત્તરરંગી (વૃદ્ધ) લોકોની પૂર્વરંગ (તારૂણ્ય)પર પ્રીતિ હોય છે, એમાં શું આશ્ચર્ય ? કેમકે જગતૂમાં એવો કોણ હશે કે જેને પૂર્વરંગ (તારૂણ્ય)ની ઈચ્છા નહિ હોય ? એટલુંજ શું ? યોગી લોકો પણ પોતાનો સદૈવ પૂર્વરંગ બની રહે યાને શરીર નિરંતર યૌવનાવસ્થામાં સ્થિત થાય, એટલા ખાતર યોગધારણા કરે છે. ઉત્તરરંગ(વાર્ધક્ય)પર કોઇનો પણ પ્રેમ હોતો નથી. તોપણ પરમાત્મકથામાંજ ત્હેની વિપરીતતા જણાઇ આવે છે કે પૂર્વરંગી મનુષ્ય ઉત્તરરંગી થાય છે. બાકી ઉત્તરરંગી મનુષ્ય પૂર્વ-રંગ લોલુપ થાય છે, એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઇ નથી. તાત્પર્ય સમજવું જોઇએ કે જે પ્રમાણે પૂર્વોત્તરરંગવડે કથા અનેક રૂચિવાળા લોકોને પ્રિય થઇ પડે છે, તે પ્રમાણેજ આમેહુબ પુસ્તકની રચના રાખ-વામાં આવશે. દરેક કુટુંબમાં એ સર્વ પુસ્તકો સંગ્રહ કરવા યોગ્ય થઇ પડશે. વ્યાખ્યાનકાર, હરિદાસ, પુરાણીક તથા અન્ય પણ ઉપદેશકજનોને એ પુસ્તકો જીવનરૂપજ થશે. એથી કરીને 'જાગેગા સો પાવેગા ઔર સોવેગા સો ખોવેગા,' એ કહેવત મુજબ પોતપોતાનાં નામ કાયમના ગ્રાહકોનાં લિસ્ટમાં નોંધી રખાવવાંજ ઉચિત છે. એમ કર્યાથી ત્હેમને હવે પછી પ્રકટ થનારાં પુસ્તકો ¾ કીંમતમાં મળી શકશે. માત્ર ટ. વ્હી. પી. ખર્ચ જૂદો પડશે. આવાં પુસ્તકો વારંવાર પ્રગટ થતાં નહિ હોવાથી અવસર ગુમાવવો જોઇતો નથી. **'तस्याहंसुलभः पार्थ नित्ययुक्तस्य'** એ ગીતા વચનને અનુસરીને નિત્યયુક્ત થવાથીજ પ્રાપ્તિની સુલભતા સમજવી. **इति अलम् ।**

# અનુક્રમણિકા.

આ નવનાથચરિત્રના લેખનમાં સ્કંદપુરાણ, રૂદ્રયામલ. સંતલીલામૃત, ભક્તિવિજ્ય, નવનાથચરિત્ર, ભક્તિતત્વામૃત, નાથલીલામૃત, તથા કેટલીક જૂની પુરાણી સાંપ્રદાયિક કવિઓની સાખી, આર્યા, શ્લોક વગેરે કવિતાનો આધાર લીધેલો છે. આના બીજા ભાગમાં જે જે વૃત્તાન્ત આવનાર છે, તેની સૂચના અન્યત્ર આપવામાં આવેલી છે.

આ પુસ્તકમાં સ્વાભાવિક તથા આગંતુક દોષ હોવાનો સંભવ છે, પરંતુ કેતકીના અથવા ગુલાબના કંટક તરફ સુજ્ઞ, ચતુર, રસગ્રાહી પુરૂષ ખ્યાલ કરતા નથી અને તેની સુગંધ ગ્રહણ કરે છે, તેજ પ્રમાણે ન્યૂનાધિકતાના દોષોનો વિચાર ન કરતાં વાંચકવર્ગ સારગ્રાહી થશે, એવી આશા રાખવામાં આવે છે

કેટલાક લોકોએ 'આ કાર્યાલયનાં પુસ્તકો હિન્દીમાં પ્રકાશિત થાય તો સારૂં' એમ સૂચવ્યું હતું, પરંતુ આબાલવૃદ્ધ વગેરે સર્વ સામાન્ય જનતાના સમજવામાં ન આવી શકે તેથી હમે હમારા હિન્દી લેખનનું ગુજરાતી ભાષાન્તર, રા. રા. 'પ્રસન્નવદન છબિલારામ દીક્ષિતની' પાસે કરાવીને, આ પુસ્તક ગુર્જર ભાષામાં પ્રકટ કીધું છે. આ નવનાથચરિત્રના પઠ (વાચન)નું ફળ ગોરખનાથે જે વર્ણવ્યું છે તે સઘળું વિસ્તારથી બીજા ભાગમાં કહેવામાં આવશે પરંતુ હાલ તો સામાન્ય આટલુંજ કહીશું કે એના વાંચનથી 'ભુત પિશાચાદિકોની બાધા' દૂર થાય છે.

આખરે જેની કૃપાથી, આ પુસ્તક નિર્વિઘ્ન સમાપ્ત અને પ્રકાશિત થયું, તે પરમગુરૂ દત્તાત્રેયને અને તથા ત્હેમના શિષ્ય નવનાથોને સાષ્ટાંગ પ્રણિપાત કરૂં છું, અને બીજો ભાગ જલદી મુદ્રિત થઇને, ગ્રન્થ પૂર્ણ પ્રકાશિત થાય, તે ખાતર પ્રાર્થના કરૂં છું. **इतिअलम्.**

| | |
|---|---|
| મિતિ માઘ શુકલ પંચમી<br>સોમવાર શકે ૧૮૪૪.<br>સં. ૧૯૭૯<br>મુકામ. **સુરત.** | શ્રીગુરૂદત્તાત્રેય પાદપદ્મમિલિન્દ<br>કીર્તનાચાર્ય મહારાજ<br>**શ્રીદત્તાત્રેયબુવા સાતારકર.** |



आदिनाथ श्रीदत्तात्रय

A 3318- Lakshmi Art, Bombay. 8



। तत्सत्परमात्मने नमः ।

# શ્રીનવનાથચરિત્ર.

## પ્રથમ ભાગ

### મંગલાચરણમ્

શ્રીગણેશાયનમઃ શ્રીસરસ્વત્યૈનમઃ ।
શ્રીકુલદેવતાયનમઃ શ્રી ગુરૂભ્યો નમઃ ।

मालाकमंडलुधरः करपद्मयुग्मं ।
मध्यस्थपाणियुगुले डमरुत्रिशूलौ ।
यस्यास्त ऊर्ध्वकरयोः शुभशंखचक्रे ।
वंदे तमत्रितनयं भुजषट्कयुक्तं ॥ १ ॥

જેના નીચેના કરકમળમાં માલા અને કમંડલુ છે તથા વચલા બે હાથમાં ડમરૂ અને ત્રિશૂલ છે, ઉપરના બે હાથમાં કલ્યાણકારક શંખ અને ચક્ર છે એવા છ હાથવાળા અત્રિ-મહર્ષિના પુત્ર જે દત્તાત્રેય તેને નમસ્કાર કરીને નવનાથ-ચરિત્ર લખું છું.

॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

આધ્યાત્મિક, આધિદૈવિક તેમજ આધિભૌતિક તાપોની શાંતિ થાઓ !



## ॐ नमो भगवते दत्तात्रेयाय.

गोरक्षजालंधरचर्पटाश्च अडबंगकानीफमछिंद्रराद्याः[1]।
चौरंगिरेवाणघभर्त्रिसंज्ञो भूम्यां बभूवुर्नवनाथसिद्धाः ॥

અખિલ દેવતાઓમાં વિષ્ણુ, નદીઓમાં ગંગા, પહાડોમાં હિમાલય, વૃક્ષોમાં અશ્વત્થ અને જલાશયોને વિષે સમુદ્ર જે પ્રમાણે શ્રેષ્ઠ છે, તેજ પ્રમાણે અખિલ ભૂપ્રદેશમાં આપણી ભારત ભૂમીને શ્રેષ્ઠ કહી છે. કર્મ, ઉપાસના અને જ્ઞાનની એ જનનીજ છે. પરમેશ્વરના અવતાર, મોટા મોટા મહર્ષિઓના નિવાસ તેમજ ઇશવિભૂત્યાત્મક સાધુસન્તોના અવતાર પણ અહીંજ થયા છે. એ પરથી એમ નહિ સમજવું કે અન્યત્ર સાધુમહાત્માઓ થયા નથી, છે નહિ, અગર થશે નહિ. પરન્તુ તે ભારતભૂમીના અલ્પ પ્રમાણમાંજ. વેદોક્ત કર્મોનો પ્રચાર ઉપાસનાની વિધિ, મોક્ષપ્રાપક તત્વજ્ઞાન વગેરેનો જેવો વિકાસ અદ્યાપિ પર્યન્ત (કલિકાલમાં પણ) આપણે ત્યાં જણાઇ આવે છે, તેવો ભાગ્યેજ પૃથ્વીના બીજા કોઇ દેશોમાં જોવામાં આવશે. અસ્તુ! આ કલિયુગમાં ભગવદાજ્ઞાથી ઉત્પન્ન થએલા નવનાથયોગીઓએ પોતાની યોગસિદ્ધિઓવડે લોકોને અનેક ચમત્કાર દેખાડીને, આત્મજ્ઞાનોપદેશથી કૃતાર્થ કરી દીધા છે. વ્યવહારમાં પણ જોવામાં આવે છે કે ચમત્કાર વિના કોઇ નમસ્કાર કરતું નથી. એ હેતુથીજ ત્હેમણે ચમત્કાર દેખાડયા હતા; એ વડે કાંઈ ત્હેમને લાભ, પૂજા, ખ્યાતિ, પ્રતિષ્ઠા વગેરે સંપાદન કરવાનાં ન હતાં. એ લોકો તો આત્મજ્ઞાનથીજ કૃતાર્થ થઈ ગયા હતા, અને જીવન્મુક્ત અવસ્થામાં અખિલ વિશ્વમાં વિચરતા

---

[1] આ શ્લોક અશુદ્ધ જણાય છે તથાપિ જુનો પુરાણો હોવાથી તેવોજ ફેરફાર કર્યા વગર આપેલો છે. તથા અડબંગનાથની જગ્યા ઉપર ગહિનીનાથનું નામ નવયોગિઓમાં જણાઇ આવે છે અને તે પ્રમાણેજ વર્ણવામાં આવશે. માટે કોઈએ તે સંબંધી શંકા ન કરવી કે શ્લોકમાંનાં નામને ઠેકાણે બીજું નામ કેમ આવ્યું.

હતા. લોકોને સન્માર્ગે દોરવવાને માટેજ તેઓનો અવતાર થયો હતો.

વાસુદેવના અંશાવતાર, લોકોને મોક્ષ માર્ગનો ઉપદેશ કરવા સારૂ જે ઋષભદેવ નામથી પ્રગટ થયા હતા, ત્હેમને સો પુત્ર હતા. એ સર્વમાં શ્રેષ્ઠ એવા જે ભરત, તે નારાયણની સેવામાં તત્પર રહેતા, ત્હેમનાજ નામ ઉપરથી આ ભૂમીને 'ભરતખંડ' કહેવામાં આવે છે. આ ભૂમીની આજુબાજુ આવેલા નવખંડોના અધિપતિ, એ ભરત રાજાના નવ ભાઇજ થઇ ગયા. એક્યાશી જણા બ્રાહ્મણ બનીને કર્મ માર્ગની પ્રવૃત્તિ કરવા લાગ્યા અને સોમાંથી બાકી રહ્યા નવ પુરૂષો દિગંબર વૃત્તિથી રહીને આત્માભ્યાસનો શ્રમ કરતાં કરતાં આત્મવિદ્યામાં પારંગત થઇને પરમાર્થ તત્વનું નિરૂપણ કરનારા એવા યોગી પુરૂષો થઇ ગયા, જેમનાં નામ નીચે પ્રમાણે છેઃ–

**कविर्हरिरन्तरिक्षः प्रबुद्धः पिप्पलायनः**
**आविर्होत्रोऽथ द्रुमिलश्चमसः करभाजनः ॥**

કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન એવાં એમનાં નામ હતાં. એ મહાત્માઓજ ભગવદાજ્ઞાથી આ કલિકાળમાં યોગમાર્ગ તથા આત્મજ્ઞાન પ્રવૃત્ત કરવા સારૂ મચ્છેંદ્રનાથ, ગોરક્ષનાથ, જાલંધરનાથ, કાનીફનાથ, ભર્તરીનાથ, ચર્પટીનાથ, રેવણનાથ ઇત્યાદિનામ ધારણ કરીને પ્રકટ થયા હતા. એમનાં જન્મ તથા લીલાચરિત્ર જેટલાં ઉપલબ્ધ થયાં છે, તેટલાં અંહી વર્ણવામાં આવ્યાં છે. કદાચ કોઇ ઠેકાણે એનાથી જુદાં વિશેષ ચરિત્ર મળી આવવાં સંભવિત છે, તોપણ જ્યાંલગી તે દ્રષ્ટિપથમાં આવ્યાં નથી, ત્યાં લગી તે સંબંધી ઉલ્લેખ થવો પણ અસંભવિતજ છે. એસર્વના લીલાચરિત્રમાં "જાલંધર, કાનીફ, મછિંદ્ર, ગોરક્ષ" એટલાનીજ લીલા વધારે છે, અને તેમાં પણ 'રાજા ગોપીચંદનું ચરિત્ર' વિશેષ પ્રસિદ્ધ છે. જેમાં જ્ઞાન, વૈરાગ્ય તે સમજો કે ગંગાયમુનાના સંગમની માફક એકત્રિત થએલાં છે. જે પ્રમાણે ગંગાને કિનારે

રહીને સંતસંગકરનારા પુરૂષો સમાધિસંપન્ન થાય છે, તેજ પ્રમાણે આ રાજા ગોપીચંદનાં ચરિત્ર રૂપી ગંગાને કિનારે બેસીને, યાને શ્રવણ પઠન કરીને, જે લોકો સદૈવ સંત, મહાત્મા, સદ્ગુરૂ વગેરેના સમાગમમાં સ્થિત થઇને રહે છે, તેઓને જ્ઞાન વૈરાગ્યનો લાભ થવાની સાથે તેઓ પરમાનન્દ પ્રાપ્ત કરશે, એમાં બીલકુલ સંદેહ નથી. એટલા માટે પ્રથમતઃ એ ગોપીચંદનું ચરિત્ર લખવામાં આવે છે; ત્યારબાદ બીજાં ચરિત્રો વર્ણવીશું. રાજાગોપીચંદનું તથા એની માતા મેનાવતીનું નામ જેમણે સાંભળ્યું નહિ હોય, એવો જવલ્લેજ કોઇ વિજ્ઞ પુરૂષ, આ ભારત વર્ષમાં જોવામાં આવશે. અસ્તુ !

## રાજાગોપીચંદનું ચરિત્ર.

### प्रथमोऽध्यायः

जातास्त एव जगति जंतवः साधुजीविताः
ये पुनर्नेह जायंते शेषा जरठगर्दभाः ॥ यो. वा. ॥

ભરતખંડના ઉત્તર પ્રદેશમાં જે ગૌડ બંગાળા દેશ છે, ત્યાં આગળ ત્રિલોકચંદરાજા રાજ્ય કરતો હતો. એની રાણીનું નામ મેનાવતી, અને પુત્રનું ગોપીચંદ તથા કન્યાનું નામ ચંપાવતી હતું. એના રાજ્યને વિષે વૃક્ષજ વિપલ્લવ (પત્ર શૂન્ય) થતાં હતાં, પરન્તુ પ્રજાને વિપલ્લવ (વિપત્તિનોલવ) માત્ર પણ વિદિત ન હતો. ત્રિલોકચંદ 'દાન દયા સંગ્રામ' ઇત્યાદિકોમાં પૂર્વના સોમસૂર્યવંશોદ્ભવ રાજાના જેવો હતો. એણે રાજારામચંદ્રની પેઠે દૂષણ[1] (દોષ) ને દૂર કરવામાં દક્ષતા દર્શાવી હતી. અર્થાત્ લોકાપવાદ જેનાથી સહન થતો ન હતો, એવો એનો શુદ્ધાચાર હતો. તથા રામચન્દ્રની પેઠે એણે જનસ્થાનને[2]

[1] દૂષણ નામક રાક્ષસ. [2] પંચવટી પ્રદેશ.

કંટકશૂન્ય કર્યું હતું- યાને કંટક તુલ્ય દુઃખદાયી દુષ્ટ શત્રુભૂત લોકોને મારીને પ્રજાની નિવાસ ભૂમી (શહેર ગામડાં વગેરે) સુખપ્રદ કરી દીધી હતી. તેમજ રામચન્દ્રની પેઠે પુણ્ય[1] (ધર્મ) રૂપ સેતુને એણે પ્રવૃત્ત કર્યો હતો. ધર્મવડેજ સંસાર સમુદ્રને તરી જવાય છે. સારાંશ, શ્રી રામની પેઠે એ મહાપરાક્રમી, ધર્મશીલ, પાપ ભીરૂ, અને પ્રજાઓને સુખદાયી એવાં લક્ષણોથી યુક્ત હતો. રાજા નામ ચન્દ્રનું તેમજ નૃપનું છે. જે પ્રમાણે રાજા (ચન્દ્ર) સમુદ્રની વૃદ્ધિનો હેતુ થાય છે, અને તાપ નિવારણ કરીને લોકોનાં નયનને આનંદજનક થઇ પડે છે, તેજ પ્રમાણે રાજા (નૃપ) પણ કલાકૌશલ્ય, વિદ્યાદિકો વડે આ જગત્ રૂપી સમુદ્રની વૃદ્ધિનું કારણ થાય છે, તથા પ્રજાઓનાં તાપ દૂર કરી, ત્હેમનાં નેત્રને આનંદ પ્રદ થઇ પડે છે. ચન્દ્રને જોઇને સર્વ લોકો સુખી થવાના, પરન્તુ ચોરોને શી રીતે આનંદ થવાનો હતો ? તેજ પ્રમાણે રાજા જો કે ચન્દ્રની પેઠે તાપ નિવારક અને સુખ પ્રદ હોય છે, તે છતાં દુષ્ટ કુમાર્ગવર્તી પુરૂષોને ત્હેના દર્શનથી આનંદ શી રીતે ઉપજી શકે તેમ છે ? કદી પણ નહિ. કહેવાની મતલબ એ છે કે, ત્રિલોકચંદે પોતાનું રાજત્વ સાર્થક કર્યું હતું. રાજ્યાદિવૈભવનો ભોગ કરતાં ત્રિલોકચંદનું આયુષ્ય સમાપ્ત થવા આવ્યું ત્યારે એ માંદો પડયો. પ્રાણાન્ત સમયે એણે પોતાની રાણી મેનાવતીને કહ્યું:-"હવે મ્હને આમાંથી બચવાની આશા નથી, માટે આ પુત્ર તથા કન્યાનું સંરક્ષણ કરીને તું નિરંતર સાવધ રહેજે અને સાધુઓનો સમાગમ કરીને આત્મપ્રાપ્તિનું કાંઇક સાધન પ્રાપ્ત કરજે. કેમકે:-

यथोपश्रयमाणस्य भगवन्तं विभावसुम् ।
शीतं भयं तमोऽप्येति साधून्संसेवतस्तथा ॥

---

[1] પુણ્યકારક, જેનાં દર્શનથી પંચ મહાપાતકાદિ પણ નાશ પામે છે, એવા સેતુ જે રામચંદ્રજીએ લંકા જતી વખતે નિર્માણ કર્યો હતો, તે પ્રસિદ્ધજ છે.

निमज्ज्योन्मज्जतां घोरे भवाब्धौ परमायनम् ।
सन्तो ब्रह्मविदः शान्ता नौर्दृढेवाप्सु मज्जताम् ॥

જે પ્રમાણે અગ્નિની સેવા કરનારાનાં શીત, ભય અને તમ નાશ પામે છે, તેજ પ્રમાણે સાધુઓનું સેવન (સમાગમ) કરનારાનાં પણ શીત, ભય, તમ નિવૃત્ત થઈ જાય છે. અગ્નિ પોતાના સાંનિ-ધ્યથી શીતને દૂર કરી દેછે, અને તેજોવૃદ્ધિથી અંધકાર તથા ભગવદ્ બુદ્ધિથી ભયનું નિવારણ કરે છે. સાધુ પણ પોતાના સંનિધાનમાં આવનારા પુરૂષનાં શીત ઉષ્ણ, સુખદુઃખ, માન અપમાન વગેરે દ્વંદ્વોનો નાશ કરી નાંખે છે; તેમજ આત્મબોધવડે તમ, યાને સંસારનું મૂળ જે અજ્ઞાન, તેને દૂર કરી દેછે; અને અખિલ ભયમાં શ્રેષ્ઠ એવું જે જન્મમરણાત્મક સંસારનું ભય, તેને નષ્ટ કરીને અભય બ્રહ્મ-ભવની પ્રાપ્તિ કરાવી દેછે. તત્વતઃ જોશો તો, સાધુ કેવળ અગ્નિ તુલ્યજ નથી; પરન્તુ તેનાથી પણ શ્રેષ્ઠ છે. કેમકે અગ્નિની પાસે ધૂમાડો હોય છે, પરન્તુ સાધુ નિષ્કોધ અર્થાત્ નિર્ધૂમ હોય છે. તથા અગ્નિ આશ્રયાશ, યાને **'आश्रयं अश्नाति इति आश्रयाशः'** આશ્રયનેજ ખાનારો હોય છે. ખ્યાલ કરો! અગ્નિને પોતાનું સ્વરૂપ પ્રગટ કરવા સારૂં કાષ્ઠાદિકનો આશ્રય કરવો પડે છે. તે વિના, એ તેજસ્વી હોવા છતાં લોકોને પોતાનાં રૂપનાં દર્શન કરાવવાં એને અશક્ય છે. પરન્તુ આશ્ચર્યની વાત એ છે કે જેનો એ આશ્રય કરે છે અને જેણે એને આશ્રય આપ્યો છે, હેને બાળીને એ ખાક કરી નાંખે છે; પરન્તુ સાધુ તો આશ્રયપ્રદજ હોય છે. અગ્નિના સંનિ-ધાનમાં શીતની નિવૃત્તિ થતી હશે, તોપણ બહુ વખત કોઈ બેસી રહે, તો એ હેને તાપજ આપે છે. પરન્તુ સાધુની પાસે નિરન્તર બેસતા રહેવા છતાં તાપ લાગશે નહિ. કાયા વાચા મનસા તે સેવકોના ત્રિતાપોનું શમન કરે છે. હે શ્રી મૈનાવતી! સમુદ્રની પેઠે પ્રતિક્ષણ આ સંસારા-બ્ધિ ગહિંગત થતો જાય છે, એમાં જન્મથીજ જીવો પડેલા છે, અને તળે ઉપર

ગોથાં ખાયાં કરે છે. અધર્મ કરી નરકમાં જવું એ નિમજ્જન છે અને સ્વધર્માચરણ કરીને સ્વર્ગાદિલોકમાં જવું તે ઉન્મજ્જન છે. પાણીમાં ડૂબનારાને અચ્છિદ્ર અને દૃઢ નૌકાજ ઉપર કાઢીને સામે કિનારે લઇ જવાને સમર્થ નીવડે છે, તેજ પ્રમાણે આ સંસારાર્ણવમાંથી બહાર કાઢી સામે કિનારે ( પરબ્રહ્મરૂપને ) પહોંચાડવા સારૂ સંતમહાત્માજ નૌકા જેવા જાણવા. પરંતુ તેમાં છિદ્ર ( કામ ક્રોધાદિ વિકાર ) ન હોવાં જોઇએ, અને તે બ્રહ્મજ્ઞાનથી પૂર્ણ હોવી જોઇએ, તોજ તેની દૃઢતા કહી શકાય. અન્યથા, જો કદાચ છિદ્રત્વ અને અદૃઢત્વથી તે યુક્ત હશે, તો તે ડૂબી જશે, અને બેસનારાઓને પણ ડૂબાડી દેશે. સારાંશ કે સંતોના ચરણનો આશ્રય તથા ત્હેમનું સેવન અને ત્હેમની પાસેથી જ્ઞાનોપદેશ શ્રવણ કરીને, તું ત્હારી કાયાનું સાર્થક કર. આ પ્રમાણે ત્રિલોકચંદે અંતઃકાળમાં મૈનાવતીને ઉપદેશ કર્યો હતો. ત્યાર બાદ થોડાજ દીવસમાં એ પરલોકવાસી થયો.

એના પછી, એનો છોકરો ગોપીચંદ રાજ્યારૂઢ થયો, અને ત્હેણે બારસેં રાણીઓ કરી હતી. પિતાના સમાન એ પણ સુંદર તથા પરાક્રમી વગેરે હતો, પરન્તુ રાતદિવસ વિષયરૂપી સરોવરમાં ક્રીડા કર્યાં કરતો હતો.

ત્રિલોકચંદની રાણી મૈનાવતી ધર્મશીલ, ઇશભક્તિનિરત તથા પરમાત્મકથાનું નિરન્તર શ્રવણ કરનારી હતી. પૂર્વકાળમાં રાજમંદિરોમાં પુરાણ કથા વાંચવાનો રિવાજ હતો, જે હાલ પણ કેટલાક સ્થળોમાં જારી છે. એ નિયમાનુસાર મૈનાવતી શ્રવણ પરાયણ હોવાથી, એને પરમાત્મવિષયક જ્ઞાન પણ હતું. સાધુમહાત્માઓ ઉપર વિશેષ પ્રીતિ હોવાથી, અન્નવસ્ત્રાદિનાં દાનથી એ નિત્ય ત્હેમનો સત્કાર કરતી. પતિના મરણથી જોકે એને દુઃખ તો થયું હતું, તોપણ વિચારપૂર્વક ઇશ ગુણાનુવાદ શ્રવણ કરવાથી ત્હેનામાં શાન્તિ વૈરાગ્યાદિ ગુણોનો વિશેષ વિકાસ થયો હતો; એથી તે સમજતી કે પ્રારબ્ધ તો ભોગવેજ

છૂટકો, એથી તે અખિલ ભોગ્ય વસ્તુઓનો ત્યાગ કરીને ઉદાસીન થઈને સદ્ધર્માચરણમાં આનંદથી કાલક્ષેપ કરતી. "આ સંસાર મિથ્યા છે, માટે મનુષ્યજન્મ ધારણ કરી, સદ્‌ગુરૂના સમાગમદ્વારા પરમાત્મપ્રાપ્તિ કર્યા વગરજ જો આ દેહપાત થઇ જાય તો એમજ સમજવું કે આવાગમનનો શ્રમ વ્યર્થજ થયો. પતિએ આખર કાળમાં જે ઉપદેશ કર્યો હતો, તે મુજબ આત્મજ્ઞાન પૂર્ણ કરાવનારો સત્પુરૂષ ક્યારે મ્હારી નજરે પડશે ? અને હું શી રીતે આત્મજ્ઞાનસંપન્ન થઈશ ? આ પ્રમાણે ત્હેના મનમાં રાતદિવસ વિચાર ઘોળાય કરતા હતા. અસ્તુ ! એક દિવસ મૈનાવતી પોતાના મહેલની બારી આગળ ઉભી હતી, અને શહેરનો દેખાવ જોઇ રહી હતી. એવામાં એક ચમત્કાર એના જોવામાં આવ્યો.

**न कराभ्यां न च मूर्ध्ना विधृतान्येधांसि भान्ति यन्मूर्ध्नि।**
**जालंधर इति नाम्ना योगी कश्चित्समाययौ मार्गे ॥ १ ॥**

જેના મસ્તક ઉપર કાષ્ઠનો ભારો હાથવડે અગર મસ્તકથી નહિ ટેકાએલો એવો અદ્ધરનો અદ્ધર છે; જેના ગળામાં આરક્તવર્ણની કફની અને શૈલીશૃંગી છે તથા હાથમાં સારંગી વાગી રહી છે, દૃષ્ટિ જમીનના પ્રદેશથી સોળ હાથ છોડી આગળ જતી નથી એવા યોગીરાજ જાલંધરનાથને માર્ગમાં ચાલતા દીઠા. બીજી પણ એક ચમત્કૃતિ ખાસ એ જોવામાં આવી કે એના શરીરની છાયા જમીન ઉપર બીલકુલ પડતી નહતી. ત્યારે તો મૈનાવતી માઇ મનમાં વિસ્મય પામી, અને કહેવા લાગી કે આતો સાક્ષાત્ ઇશ્વરરૂપ હોય, એમજ મ્હને સમજાય છે. એથી એણે નિશ્ચય કર્યો કે મ્હારે મ્હારી ઘણા દિવસની ઇચ્છા એને શરણે જઇને પૂર્ણ કરવીજ ઉચિત છે ચકોરપક્ષી ચન્દ્રના તરફ, અગર ચાતકપક્ષી મેઘના તરફ, કિંવા કામી પુરૂષ વિષયોના તરફ અથવા ભક્તજન ભગવદ્રૂપને જે દૃષ્ટિથી જુએ છે, તેવાજ ઉલ્લાસથી મૈનાવતીએ

પોતાનાં નેત્ર ગુરૂ જાલંધરના પ્રત્યે લગાડયાં. એને તો એ જાણે શંકરરૂપ હોય, એમજ લાગ્યું. એના ગળામાં સૂર્યના જેવી આરક્તવર્ણની જે કફની હતી, તે જોઇને એ માનવા લાગી કે શંકરે જે પ્રમાણે ગજાસુરને મારીને ત્હેના રૂધિરયુક્ત ચર્મનું પરિધાન કર્યું હતું, તેજ પ્રમાણે એણે અજ્ઞાન રૂપી પ્રચંડ હાથીને મારીને તેના રક્તવાળુંજ ચામડું શરીર ઉપર ધારણ કર્યું છે. અરે એટલુંજ નહિ પણ, શંકરના કરતાં પણ એને એ વિલક્ષણ માનવા લાગી. શંકર ભૂતાદિકનો સંગ કરે છે, પરન્તુ એને તો કોઇ દેશમાં કે કાલમાં ભૂતો (પ્રાણીઓ) ની સાથે સંગ (આસક્તિ) હોય એવું જણાતું નથી. શંકર ગો (બળદ)ના પર બેસીને વિચરે છે, પરંતુ એમનું તો ગો (ઇન્દ્રિય)દ્વારા ક્યાંઇ પણ (વિષયો તરફ) ગમન થતું નથી. શંકરના શરીરને ભૂતિ (ભસ્મ)નો લેપ છે, પરન્તુ એનું શરીર ભૂતિ (ઐશ્વર્ય)થી નિર્લેપ છે. તેજ પ્રમાણે શંકરનો ભોગી (સર્પો) ની સાથે પરિચય છે પરન્તુ એ તો કદી પણ ભોગી (વિષયભોગાસક્ત પુરૂષ) ની સાથે લેશ માત્ર સંબંધ રાખતા નથી. આ પ્રમાણે શંકરની સાથે જો કે એનું વૈલક્ષણ્ય છે, તેમ છતાં જેણે કેવળ (બ્રહ્મ) દૃષ્ટિથી ત્રિપુર (સ્થૂલ સૂક્ષ્મ કારણ નગરી)ને દગ્ધ (મિથ્યાત્વ નિશ્ચય) કરીને, જે સુખદુઃખાદિ દ્વંદ્વશૂન્ય થયો છે, ત્હેને તુરીયશિવ (બ્રહ્મ) સ્વરૂપ કેમ નહિ સમજવો ? શંકરને ત્રિપુરાસુરના દહનમાં કેટલી બધી વિલક્ષણ સામગ્રી એકઠી કરવી પડી હતી ? પરન્તુ એની તો કેવળ (તત્વસાક્ષાત્કાર) દૃષ્ટિથી ત્રિપુર ભસ્મ થયાં હતાં, માટે શંકર કરતાં પણ એની વિશેષતા અધિક છે. અસ્તુ !

હવે પ્રથમતઃ જાલંધરનો કાંઇક વૃત્તાન્ત અંહી આપીશું. કળિયુગના ૨૭૦૦ વર્ષ વીત્યાબાદ, હસ્તિનાપુરમાં કુરૂકુળમાં જનમેજય રાજાની પછી સાતમો પુરૂષ બૃહદ્રવ નામનો રાજા ઉત્પન્ન થઇને રાજ્ય કરતો હતો. એણે એક વખત સર્વ રાજાઓને એકઠા કરીને

સોમયાગનો પ્રારંભ કર્યો હતો, અને એક સંવત્સર પર્યન્ત એ કાર્ય ચાલ્યું હતું. ત્યાં યજ્ઞની પૂર્ણાહુતિને સમયે અગ્નિકુંડ માંહેની અગ્નિ-જ્વાલામાંથી જે એક સુંદર બાળક ઉત્પન્ન થયું હતું, તેજ આ જાલંધર છે. જ્વાલામાલી (અગ્નિ)ની પ્રસન્નતાથી જ્વાલામાંથી ઉત્પન્ન થયો અને મળ્યો, તેટલા માટે રાજાએ એનું 'જાલંધર' એવું નામ રાખ્યું. શંકરના તૃતીયનેત્રના અગ્નિથી ભસ્માવશેષ થએલો મદન અગ્નિના ઉદરમાંજ હતો; તેમાં અંતરિક્ષ નારાયણે સંચાર કર્યો, અને અગ્નિએ પૂર્ણાહુતિથી તૃપ્ત થઇને, તે ગર્ભ યજ્ઞકુંડમાં છોડી દીધો. એવી એની હકીકત છે. રાજાએ પોતાની રાણી સુલોચનાને એ વૃત્ત નિવેદિત કરીને કહ્યું કે એ અગ્નિ નારાયણનો પ્રસાદ છે, માટે એનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરવું, અને યજ્ઞ પૂર્ણ કરીને બ્રાહ્મણોને વસ્ત્રાલંકારાદિથી સન્માનિત કરીને, શહેરમાં પણ હાથીના ઉપરથી ઘેરઘેર શર્કરા વહેંચી. સાતમે વર્ષે એનો ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો, તથા અનેક વિદ્યા શીખવવાનો ઉપક્રમ રચાયો. થોડો મોટો થયા બાદ, રાજાએ એનું લગ્ન કરવાનો વિચાર કર્યો, અને પોતાના પ્રધાનને ઉપાધ્યાય સમેત એ જાલંધર પુત્રને માટે સુરૂપ સુશીલ એવી કોઇ કન્યા પસંદ કરવા માટે દેશાંતરમાં મોકલી દીધો.

એક દિવસ જાલંધરે પોતાની માતાને પૂછ્યું કે, 'હે માતા! આજકાલ આપણા પ્રધાન કાંઇ જોવામાં આવતા નથી, ક્યાં ગયા છે?' ત્યારે એની માતાએ કહ્યું:-ત્હારા બાપે એને પુરોહિતની સાથે બહારગામ મોકલ્યા છે. એણે પ્રશ્ન કર્યો:-'શા કારણથી મોકલ્યા છે?' માતાએ જવાબ દીધો:-"ત્હારે સારૂ ઉત્તમ સ્ત્રી ખોળી કાઢવાને ગયા છે" જાલંધરે સવાલ કર્યો:-"સ્ત્રી વળી કેવી હોય છે?" માતાએ કહ્યું:-'મ્હારા જેવીજ.' આ પ્રકારનું માતાનું વચન ધ્યાનમાં રાખ્યું અને પોતાના સોબતીયોને જઇને પૂછ્યું કે, 'મ્હારા પિતા મ્હારે સારૂ સ્ત્રી કરવાના છે, તે શા ખાતર? તમે કહો.' સોબતીયોએ

કહ્યું:-'સ્ત્રીની સાથે વિવાહ કરીને ગૃહસ્થાશ્રમમાં રહેવું અને પુત્રાદિ સુખનો અનુભવ લેવો, એજ મનુષ્ય જન્મમાં આદ્ય કર્તવ્ય છે. વિચાર કરો! લોકો કેવા ઠાઠ માઠથી સંસાર કરે છે? તે પ્રમાણે ત્હમને સંસારી બનાવવાનો પિતાનો હેતુ છે.' ઇત્યાદિ સર્વ હકીકત સોબતીયો મારફત જાણી લઇ જાલંધરે વિચાર કર્યો કે સ્ત્રીના મોહજાળમાં અને સંસાર વ્યવહારમાં પડવું, એ આપણે માટે યોગ્ય નથી. કેમકે આ સંસાર ઘણો દુઃખદાયી છે. આ પ્રકારના વિવેકથી વિરક્ત થઇને, તે એક દિવસ ઘરમાંથી નીકળીને અરણ્યમાં ચાલ્યો ગયો. રાજાએ બહુબહુ તપાસ કરી, પરન્તુ ક્યાંઇ પણ એનો પત્તો લાગ્યો નહિ. ત્યારે રાણી તથા રાજા એને માટે બહુજ શોકાતુર થયાં.

આણી તરફ જાલંધર રાત્રીને વખતે અરણ્યમાં સુઇ રહ્યો હતો, તે વખતે અરણ્યમાં દાવાગ્નિ પ્રદીપ્ત થયો હતો, અને તે આસપાસનાં ઘાસને સળગાવતો ઠેઠ એ છોકરાની પાસે આવી પહોંચ્યો. એ અગ્નિએ એને ઓળખી કાઢયો અને જાગૃત કરીને પુછ્યું કે, "તું અંહી કેમ આવ્યો? જાલંધરે પૂછ્યું:—"તું કોણ છે?" અગ્નિ બોલ્યો:—"હું ત્હારો બાપ છું." 'મ્હારા પિતા શી રીતે?' એ પ્રમાણે જાલંધરે પૂછ્યા બાદ જન્માદિ સકલવૃત્ત અગ્નિએ ત્હેને કહી સંભળાવ્યો, અને પ્રશ્ન કર્યો કે "ત્હારી હવે શી ઇચ્છા છે તે કહે." છોકરાએ જવાબ દીધો:—"નરદેહનું સાર્થક થાય તો ઠીક! હું ચિરંજીવ થાઉં અને મ્હારી કીર્તિ ત્રૈલોક્યમાં અખંડ રહે, એવી મ્હારા મનમાં ઇચ્છા છે." આવું સાંભળીને અગ્નિને આનંદ થયો, અને એને પોતાની સાથે લઇને બદરિકાશ્રમમાં ભગવાન્ શ્રી દત્તાત્રેયની પાસે આવી પહોંચ્યા. દત્તે અગ્નિને પૂછ્યું કે, 'આ કોણ છે?' અગ્નિએ કહ્યું "શંકરના તૃતીયનેત્રની જ્વાલાથી મદન જે દગ્ધ થયો હતો, તે અત્યાર સુધી મ્હારા ઉદરમાં હતો; મ્હેં ત્હેને બૃહદ્રવરાજાના યજ્ઞકુંડમાં છોડી દીધો, તેજ આ જાલંધર નામથી પ્રસિદ્ધ થયો છે. એના ઉપર આપનો અનુગ્રહ થાય, એ હેતુથી એને લઇને હું આપની પાસે આવ્યો છું."

દત્તાત્રેયજી બોલ્યાઃ—"હું એના ઉપર અનુગ્રહ કરીશ, પરન્તુ અંહી એને બાર વરસ રહેવું પડશે." બન્નેયે તે વાત કબુલ કીધી એટલે દત્તાત્રેયે જાલંધરના મસ્તકપર વરદહસ્ત મૂકયો અને ત્યારબાદ અગ્નિ ચાલ્યો ગયો. શ્રીદત્તાત્રેયે બારવર્ષ પર્યન્ત એને પોતાની સાથે રાખીને શસ્ત્રાસ્ત્ર વિદ્યામાં પ્રવિણ કીધો. ત્યારબાદ દત્તકૃપાથી સકલ દૈવતોનું દર્શન તથા વરદાન જાલંધરને પ્રાપ્ત થયું. બદરિકાશ્રમમાં બારવર્ષ પર્યન્ત જાલંધરે ઉગ્રતપ કીધું ત્યારે અખિલ દેવોએ સંતુષ્ટ થઇને એને ઇચ્છિત વર આપ્યો. એ પ્રમાણે જાલંધરે સર્વ વિદ્યામાં પ્રવિણ થઇને, સાબરી ઋષિએ રચેલી જે વિદ્યા તેના પર કવિત્વ કર્યું, જે 'સાબરીમંત્ર' એ નામથી પ્રસિધ્ધ છે ત્યારબાદ નાગઅશ્વત્થની નીચે ત્હેણે હવનાદિ કરીને તે તે પ્રયોગોની સિદ્ધિ સંપાદન કીધી, અને ચામુંડા, યોગીની, બાવનવીર તથા વૈતાલાદિ-ભૂતગણ એ સર્વને મંત્રવડે વશીભૂત કરી લીધા.

ત્યારબાદ એક વખત અગ્નિની સાથે જાલંધર બદરીનાથની પાસે પાસે આવ્યા હતા તે વખતે શંકરજીએ કહ્યું કે, "હે જાલંધર ! હિમાલયના અરણ્યમાં નિવાસ કરનારા હાથીના કાનમાં બ્રહ્મદેવનું વીર્યબિન્દુ વાયુના સંયોગથી પડ્યું છે, અને તેમાં પ્રબુદ્ધ નારાયણનો સંચાર થયો છે. ત્હેના કાનમાંથી પ્રબુદ્ધરૂપી કાનીફનો જન્મ થશે. એને તું ત્હારો શિષ્ય બનાવી લેજે. જાલંધરે કહ્યુંઃ—'એ હાથી કયાં છે ? તે આપ બતાવો.' ત્યારપછી અગ્નિ અને જાલંધરને સાથે લઇને, શંકર જ્યાં પેલો પ્રચંડ હાથી હતો, ત્યાં આગળ આવી પહોંચ્યા, અને કહેવા લાગ્યા કે, "જુઓ ! હવે એ ભારે તોફાન મચાવશે, માટે યુક્તિથી કાર્ય કરવું પડશે. એનાજ કાનમાં પ્રબુદ્ધ નારાયણ પ્રગટ થયા છે." જાલંધરે કહ્યુંઃ—"દત્તાત્રેયનો મ્હારા ઉપર કૃપાહસ્ત છે, તો હવે તેનો ચમત્કાર આપ જોશો." જાલંધરે હાથમાં વિભૂતિ લીધી અને અભિમંત્રણ કરીને હાથીપર નાંખી, એટલે તે મોહનાસ્ત્રથી મોહિત

થઇ ગયો. ત્યારબાદ જાલંધરે ત્હેની પાસે જઇને કહ્યું કે, ત્હારા કાનમાં એક સુંદર રત્ન નિર્માણ થયું છે. પછી કાનની પાસે જઇને કહેવા માંડયું કે,'હે પ્રબુદ્ધ નારાયણ! ત્હમે ગજકર્ણમાં વ્યક્ત થઇને બેઠા છો, પરન્તુ હવે બહાર આવીને અવતાર દીક્ષા પ્રગટ કરો. હાથીના કાનમાં ત્હમારી ઉત્પત્તિ થએલી હોવાથી, ત્હમારૂં નામ 'કાનીફ' એવું રાખ્યું છે. એટલું સાંભળીને તે હાથીના કાનના છિદ્રમાં દેખાવા લાગતાં જાલંધરે ત્હેને ઉંચકીને નીચે ઉતાર્યો તો ષોડશ વર્ષાત્મક તેજઃપુંજ મૂર્તિ જણાવા લાગી. શંકરની પાસે જાલંધર ત્હેને લઇ આવ્યો, ત્યારે એણે ત્હેમને પ્રણામ કર્યાં. પછી એને ઉપદેશ કરવા સારૂ શંકરજીએ જાલંધરને કહ્યું, એટલે જાલંધરે એને પોતાના ખોળામાં લઇને કાનમાં મંત્રોપદેશ કર્યો. ત્યારબાદ ચારે જણા ત્યાંથી બદરિકાશ્રમમાં પાછા આવ્યા. અગ્નિએ જાલંધરને કહ્યું કે, "દત્તાત્રેયજીએ શીખવેલી વિદ્યા તથા વરદાન કાનીફને આપી દેજો; હવે હું જાઉં છું."

જાલંધરનાથે છ મહિનામાં કાનીફને સર્વ વિદ્યામાં નિપુણ બનાવી દીધો, પરન્તુ સંજીવની અને વાતાકર્ષણ પ્રયોગ માત્ર શીખવ્યો ન હતો. તોપણ પોતાના જેવો સકલ દેવતોનો પ્રસાદ ત્હેને સંપાદન કરાવી દીધો હતો. પ્રથમ ત્હેનાપર અનુગ્રહ કરીશું નહિ, એ પ્રમાણે દેવોનું ભાષણ થયું હતું. તેથી જાલંધરે તેમને પણ પોતાની વિદ્યાની ચમત્કૃતિ બતાવી હતી. આ પ્રમાણે કાનીફને વિદ્યામાં નૈપુણ્ય પ્રાપ્ત કરાવીને તપ કરવા સારૂ ત્હેને બદરિકાશ્રમમાં બેસાડીને, પોતે જાતે તીર્થાટન કરતા કરતા જાલંધરનાથ થોડાક સમય સુધી રાજાગોપીચંદની નગરીમાં રહ્યા હતા.

વાયુ જોકે પાંજરામાં સ્થિત થાય છે, તે છતાં કયાં તેમાં એને આસક્તિ અગર બંધન પ્રાપ્ત થાય છે? નહિજ. તે પ્રમાણે મયાએ વજ્રપંજર સમાન દૃઢ એવો આ પિંડ (દેહ) બ્રહ્માંડરૂપ પંજર નિર્માણ કર્યું છે, તેમાં જો કે જાલંધરનાથની વસતી હતી, તોપણ

તેમાં એને ન હતી આસક્તિ અગર તેનાવડે કોઇપણ પ્રકારનું બંધન. સૂર્ય અખિલ જગત્‌માં પ્રકાશતો હોવા છતાં, પોતે જાતે ગગનમાં અલિપ્ત રહે છે, તેવોજ યોગીશ્વરનો જન્માદિ વ્યવહાર હોય છે. સમુદ્રને વિષે અસંખ્ય નદીઓ મલિનજલ પ્રવાહ લાવીને છોડી દેછે, પરન્તુ નથી તેથી સમુદ્રનું જલ વૃદ્ધિંગત અગર મલિન થતું; એનું કારણ તેની ગંભીરતાજ સમજવું. તેજ પ્રમાણે યોગીનું કોઇ પૂજન કરીને ત્હેને ભોગ સમર્પણ કરે તોપણ તેનાથી યોગીમાં મલિનતા કિંવા હર્ષ વૃદ્ધિ થઈ શકતી નથી. એ પ્રમાણે ગ્રીષ્મઋતુમાં નદીઓ સમુદ્રને વિષે જલપ્રવાહ લાવીને છોડતી નથી, તેથી શું સમુદ્રમાં ગાંભીર્ય ન્યૂન પ્રતીત થાય છે? અગર તે સૂકાઇ જાય છે? નહિજ. તે પ્રમાણે યોગીની કોઈ પૂજા ન કરે અને ત્હેને કાંઇપણ સમર્પણ ન કરે, તો પણ તેથી તે દીનવદન નહિ થઇ જાય. સારાંશ, બ્રહ્મજ્ઞાન-સંપન્ન બ્રાહ્મણનો મહિમા, ક્ષયવૃદ્ધિશૂન્ય સદા એકરૂપજ રહે છે એવું શ્રુતિમાં વર્ણવેલું છે. અર્થાત્ તે ચાહે તો કર્મ કરે યા ન કરે, પરન્તુ ત્હેની સ્વરૂપચ્યુતિ થતી નથી. એ પ્રમાણે જાલંધરનાથ યોગી, ઉદાસવૃત્તિથી રાજાગોપીચંદની નગરી જે કાંચનપુરી, તેમાં વિચરતા હતા. એક દિવસ જ્યારે એમની સ્વારી નીકળી હશે, ત્યારે અગાઉ કહ્યા પ્રમાણે મૈનાવતી માઈની એમના પ્રત્યે દૃષ્ટિ ગઇ, અને એ સિદ્ધ મોટા મહાત્મા છે એ પ્રમાણે એનાં બે અપૂર્વ લક્ષણોને લીધે, એને લાગ્યું. ત્યારે એણે વિચાર કર્યો કે, મ્હારા પતિએ કહ્યા પ્રમાણે એનું દર્શન દૈવયોગથી થયું છે, તો એને શરણે જઇને આત્મજ્ઞાન સંપાદન કરવું જોઇએ.

મૈનાવતીના સિવાય બીજા શહેરવાસી લોકોએ શું એ સિદ્ધ મહાત્માને જોયા ન હતા? જોયા હતાજ. ત્યારે એના દર્શનને માટે એ લોકોની વૃત્તિ કેમ નહિ થઈ? એ ઉપરથી સિદ્ધ થાય છે કે વૈષયિક દૃષ્ટિવાળા પુરૂષને સાધુ પુરૂષને જોવા છતાં, 'એ સાધુ છે,'

એવી ત્હેના પ્રત્યે સાધુત્વ દૃષ્ટિ ઉત્પન્ન થશે નહિ. અન્તઃકરણ જ્યારે નિર્મળ થાય, ત્યારેજ દૃષ્ટિ શુદ્ધ થઇને, વસ્તુના યથાર્થરૂપને તે જાણી શકે છે. મૈનાવતી સાંસારિક ભોગોના પ્રત્યે ઉદાસ થઇ હતી, અને પતિ વચનાનુસાર ઇશ પ્રાર્થના કરતી હતી કે, હે પ્રભો! એવો સિદ્ધ પુરુષ મ્હારી નજરે ક્યારે પડે કે હું ત્હેને શરણે જઇ, આત્મજ્ઞાન સંપાદન કરીને કૃતાર્થ થાઉં? તો પરમાત્માએ એવો સંયોગ આણી દીધો કે જાલંધર તે દિવસે નગરના રાજમાર્ગ ઉપર થઇને ફરવા નીકળ્યા અને મૈનાવતીની ત્હેના પ્રત્યે દૃષ્ટિ ગઈ. વસ્તુતઃ એતો નગરના બાહ્ય પ્રદેશમાં એકાન્તમાં ઝાડતળે ઝુંપડીમાં પડી રહેનારા હોવા છતાં મૈનાવતીના દૈવબળે તે દિવસે એમને નગરમાં ફરવા જવાની વૃત્તિ થઈ; વૃત્તિનો પ્રકાશક કોણ? તો કે પરમાત્માજ છે. એમની જ્યારે પ્રેરણા થઈ, ત્યારે એનો સંયોગ ઉપસ્થિત થઇ આવ્યો. યોગ વાસિષ્ઠમાં કહ્યું છે કેઃ—

**यावन्नानुग्रहः साक्षाज्जायते परमेश्वरात् ।**

**तावन्न सद्गुरुं कश्चित्सच्छास्त्रमपि नो लभेत ॥**

પરમેશ્વરનો અનુગ્રહ થયા વગર કોઇપણ મનુષ્યને સદ્ગુરૂ અગર સચ્છાસ્ત્રનો લાભ થતો નથી. અ—સત્—ગુરૂ (સદ્રૂપ પરમાત્માની પ્રાપ્તિ થયા વગર, જે ગુરૂપદ ધારણ કરે છે, અને તુચ્છ મિથ્યા વિષયાદિકોમાં નિરત થાય છે એવા)નો તેમજ અ—સત્—શાસ્ત્ર (સગુણ નિર્ગુણ પરમેશ્વર સ્વરૂપનું જેમાં વર્ણન નથી, અને જે અસદ્વસ્તુ પ્રતિપાદક છે, તે)નો લાભ ઇશ્વર પ્રસાદ વગર જગત્‌માં સર્વને સુલભતાથી થઇ શકે છે.

મૈનાવતીએ જાલંધરને દીઠા, પરન્તુ તે ક્યાં રહે છે તેની પોતાને ખબર નહિ હોવાથી, પોતાની દાસીને એની પાછળ મોકલીને એમનું રહેવાનું સ્થાન જાણી લેવું એવો વિચાર કરી, દાસીને બોલાવીને કહ્યું કે, "હે દાસી! પેલા સિદ્ધ યોગીરાજ જે જઇ રહ્યા છે, તે

ક્યાં જાય છે અને ઉભા રહે છે, તથા એમની સાથે બીજું કોણ છે ? શું શું બોલે છે તે બધું તેમજ એમના આચાર વગેરેની તપાસ કરી આવ. ત્યારબાદ મ્હારા મનમાં એમની પાસે જઇને કાંઇક પ્રાર્થના કરવાની ઇચ્છા છે. પછી રાણીની આજ્ઞા લઇને, દાસી ત્યાંથી નીકળીને એ સિદ્ધની પાછળ પાછળ ચાલવા લાગી, પરન્તુ રસ્તાપર ત્હેમની સાથે કાંઇપણ બોલી નહિ. થોડીકવારમાં નગરની બહાર એક વૃક્ષની નીચે જઇને તે ઉભા રહ્યા, અને સારંગી વગાડીને એકલા એકલા બબડતા બબડતા હસવા લાગ્યા; દાસીએ ત્હેમની આગળ જઈને પ્રણામ કીધા, પરન્તુ એની સાથે ત્હેમણે કાંઇપણ ભાષણ ન કર્યું. ત્યારે દાસી ત્યાંથી પાછી ફરી અને મૈનાવતીને સઘળી હકીકત રોશન કીધી.

દાસીને મ્હોંયે એમની વિરક્તતા, એકાન્ત પ્રિયતા, આત્મનિરતતા વિષે સાંભળતાં મૈનાવતી એમનાં દર્શન કરવાને સારૂ અત્યંત ઉત્સુક થઇ.

હે સખિ !

> दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ।
> तत्राऽपि दुर्लभं मन्ये वैकुंठप्रियदर्शनम् ॥

જીવ દેહી હોય છે, યાને ત્હેને એક પછી એક એવા અનેકવિધ દેહ મળતા રહે છે, પરન્તુ તેમાં આ મનુષ્ય દેહ ક્ષણભંગુર હોવાની સાથે દુર્લભ પણ છે. કેમકે, ઉત્તમ પુરૂષાર્થનું સાધન એજ દેહમાં થઇ શકે છે; તેજ પ્રમાણે જે વસ્તુની અપેક્ષા થાય છે, તેની દુર્લભતા પણ વિશેષ અનુભવમાં આવે છે. અસ્તુ ! અને તેમાં જો કે મનુષ્યદેહ મળ્યો, તોપણ તેને વિષે વિષ્ણુ (સર્વ વ્યાપી પરમાત્મા)ના પ્રિય ભક્તોનું દર્શન થવું, એતો જાણે 'કપિલાષષ્ઠી' ના પર્વની પેઠે પરમ દુર્મિલ છે, એમજ સમજવું. સુવર્ણ સદૃશ મનુષ્યદેહ પ્રાપ્ત થવા છતાં, જે લોકો વિષયસુખભોગમાંજ પોતાના આયુષ્યનો વ્યય કરે છે, તેઓ હસ્તગત અમૃત આપીને તરસ છીપાવવાને માટે મૃગજળ મંગાવે છે, કિંવા કલ્પતરૂના વનનો નાશ કરીને તેના સ્થાનમાં ભાંગનું

વાવેતર કરે છે; અથવા ચિન્તામણિ રત્ન આપી દઇને ગંધર્વ[1] નગરના ઐશ્વર્યને ખરીદે છે, એમજ સમજવું. ઘરમાં કામધેનુ આવી ખરી, પરન્તુ તેનું પોષણ કરવાની શક્તિ નહિ હોવાથી, અભાગી જેમ તેને ઘરમાંથી હાંકી મૂકે છે, ત પ્રમાણે સકલ કામ પૂરક આ નર દેહમાં ધ્રુશ ધ્યાન, સત્સંગ, આત્મજ્ઞાન સંપાદન વગેરે નહિ કરીને, અભાગી પુરૂષ તેને નાના પ્રકારના વૈષયિક ઉદ્યોગમાં પ્રવૃત્ત કરે છે. અસ્તુ ! મૈનાવતીને, અત્યાર સુધી પોતાના હાથે કાંઇપણુ પરમાર્થ ન થયો, તે ખાતર પશ્ચાત્તાપ થવા લાગ્યો, અને તે સખીને કહેવા લાગી કેઃ-

## પદ-રાગ-ખંમાજ. તાલ-ત્રિતાલા.

સખીરી નાહક જનમ ગમાયા ॥ધ્રુ॥ કૌનકિસીકા યહ સંસૃતિમેં ક્યોં ફસના યહ માયા ॥૧॥ જોગિરાજકો અનન્ય સરન જા કરૂં સાર્થક કાયા ॥૨॥ જ્ઞાન વિના કછુ દેખું ન સાધન ભવવ્યાધિકો મિટાયા ॥૩॥

હે સખી ! આજ સુધી મ્હેં મ્હારૂં આયુષ્ય નાહક ગુમાવ્યું, એમજ મ્હને લાગે છે. આ સંસારમાં કોણ કોનો સાથી થાય છે ? અગર થશે ? અથવા થયો છે ? કોઇ નહિ. એ પ્રમાણે સમજતો હોવા છતાં, અજ્ઞજીવ પરમાત્માની માયાથી માયા મમતામાં ફસે છે, અને 'આ હું અને આ મ્હારૂં' એવો અહંકાર કર્યા કરે છે. હવે દૈવયોગે પરમાત્મારૂપ સિદ્ધરાજનું દર્શન થયું છે, તો હું અનન્યભાવથી એમને શરણે જઇને એમની સેવા કરીશ, અને જ્ઞાન સંપાદન કરીને જન્મ સફલ કરીશ. સંસાર વ્યાધિને શમન કરનારૂં એક જ્ઞાનરૂપ સાધન (ઔષધ)જ સમર્થ છે. તેની પ્રાપ્તિને સારૂ કાલેજ આપણે સદ્ગુરૂ ધન્વન્તરીની પાસે જઇશું.

---

૧ આકાશમાં નાના પ્રકારના રંગનાં હાથી ઘોડા વગેરે જે આકાર દેખાય છે તે.

બીજે દિવસે પોતાની સાથે ૧૦-૨૦ દાસીઓને લઈને મૈનાવતી જ્યાં આગળ જાલંધરનાથ રહેતા હતા, ત્યાં આવી પહોંચી, અને જોગીરાજને જોતાંવારને ભમરી જેમ કમળમાં તેમ તેના ચરણારવિન્દમાં લપટાઇ ગઇ. જાલંધરનાથ પૂછવા લાગ્યાઃ—"માઇ! તું કોણ છે? છો; અંહી તું કેમ આવી છે, તે કહે." મૈનાવતીએ કહ્યું:—હે નાથ! હું રાજા ગોપીચંદની માતા છું, અને મ્હારૂં નામ મૈનાવતી છે. આપનું જ્યારથી દર્શન થયું, ત્યારથી અંતઃકરણની વૃત્તિ આપના ચરણકમળમાં આસક્ત થઇ છે. અંહી આવવાનું કારણ આપે જે પૂછ્યું, તે એ છે કે, 'આપ આ દાસીપર કૃપા કરીને કાંઇક જ્ઞાનોપદેશ કરીને સંસાર બંધનમાંથી મ્હારો છુટકો કરો,' તે ખાતર મ્હારી એટલીજ પ્રાર્થના છે કેઃ—

तव चंक्रमणं योगिजभयाय यथा रवेः।
तन्नः प्रद्योतयाध्यात्मज्ञानं तत्त्वार्थदर्शनम्॥
येनांजसा तरिष्यामि दुस्तरं भवसागरम्॥

જે પ્રમાણે સૂર્યના દર્શનથી ચોરાદિકોનો ભય દૂર થાય છે, કેમકે તેની પ્રભાથી અંધકારનો નાશ થવાથી ચોરાદિકોને આધાર મળતો નથી, અને તેઓ નિરાશ્રિત થઇને નાસી જાય છે, તો લોકોને ભય શી રીતે ઉપજી શકે? તેજ પ્રમાણે રવિતુલ્ય તેજસ્વી આપ યોગીરાજનાં દર્શનથી, તમ (અજ્ઞાન)નો આશ્રય કરીને રહેનારા જે કામાદિ દુષ્ટ વિકારરૂપી ચોર (કેમકે એ પણ લૈકિક ચોરની પેઠે પુણ્યરૂપ ધનને લૂટી લઇ જાય છે) તેનો ભય અર્થાત્ સંસાર ભય નષ્ટ થઇ જાય છે. એટલા માટે, આપ મ્હને આત્મવિષયક તાત્ત્વિકરૂપ ગુણાદિનું અર્થપ્રકાશક જ્ઞાન કહો, જેનાથી હું દુસ્તર એવા ભવસમુદ્રને સુલભતાથી તરી જાઉં.

જાલંધરનાથે કહ્યું:—"માઇ! હું સિદ્ધ નથી, તેમજ યોગી કિંવા તાંત્રિક, માંત્રિક પણ નથી, પરન્તુ એક ભીખારી પામર છું. હું ત્હને

શી રીતે જ્ઞાનોપદેશ કરૂં અને ત્હારા સંસારનો ફેરો ચુકાવું ! મ્હેં અત્યાર લગી નથી કોઇને મંત્રોપદેશ કર્યો, અગર યોગની યુક્તિ પણ નથી બતાવી. માટે, તું અંહીંથી ચાલીજા, અને બીજા કોઈ સિદ્ધ પુરૂષ પાસેથી દીક્ષા ગ્રહણ કર. આવા એકાન્ત પ્રદેશમાં લોકો જો ત્હારી સાથે મ્હને વાતચીત કરતાં જોશે, તો ત્હારી અને મ્હારી શી સ્થિતિ થશે ? અને તેમાં વળી તું રાજાની માતા હોવાથી, એ કાર્ય અત્યંત અનુચિત છે. રાજા ત્હાર પર ક્રોધે ભરાશે, અને જગત્‌માં ત્હારી અપકીર્તિ થશે, માટે તું અંહીંથી ચાલીજા. નહિતો મ્હારે આ સ્થાનનો ત્યાગ કરીને અન્ય પ્રદેશમાં જઇને રહેવું પડશે.

મૈનાવતીએ કહ્યું:—"મહારાજ ! નામ અને રૂપના પર મોહિત થવાથી પ્રાણીઓની હાનિ થાય છે. નામરૂપથીજ ભેદબુદ્ધિનો વિકાસ થાય છે. પરન્તુ મ્હેં તો નામરૂપને તિલાંજલિ આપી છે, અને આપના ચરણનો આશ્રય લીધો છે. વિચાર કરો કે શીતકાળમાં ઠંડી સખ્ત પડવા છતાં જલચરોને તેનાથી કદી ભય ઉપજે છે ? અથવા સૂર્યના કિરણોથી કમલિની કદી સુકાઇ જાય છે ? કિંવા મેઘની વૃષ્ટિ ખુબ થઈ તોપણ શું પર્વત કદી તેથી પીગળી જશે ? અગર પવને કદી ખૂબ ધૂળ ઉરાડયાથી આકાશ મલિન થઈ જવાનું હતું ? નહિજ. તેજ પ્રમાણે લોકાપવાદથી મ્હારૂં મન કદીપણ સંકુચિત અગર ભયભીત થવાનું નથી. મ્હારા મનમાં જો એમ હત કે, 'રાજકુળમાં હું ઉત્પન્ન થઈ છું અને હું રાજમાતા મૈનાવતી છું, તથા આ મ્હારૂં રૂપ છે, તો આપના દર્શનને માટે મ્હને કદીપણ પ્રવૃત્તિ થાત નહિ. પરન્તુ આપની અદ્વિતીય સ્થિતિ જાણીને, તેની પ્રાપ્તિને અર્થે દ્વિતીયભાવનાં હેતુ જે નામ અને રૂપ, તેમનો મ્હેં ત્યાગ કર્યો છે; અને જે પ્રમાણે ગંગા પોતાનાં નામરૂપને તજીને સમુદ્રની સાથે ઐક્યભાવને પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે આપના સાંનિધ્યમાં આવી છું; તો આપ કૃપા કરીને મ્હને ઐક્યત્વનો લાભ કરાવશો,

વસ્તુતઃ નામને માટે મનુષ્યમાં એટલું અભિમાન હોય છે, કે ન પૂછો વાત. પરન્તુ એ નામ વ્યવહારને સારૂ કલ્પિત કરવામાં આવેલું છે, એથી એનું અભિમાન ધારણ કરવું નિષ્ફળ છે. કલ્પિત વસ્તુ મિથ્યા હોય છે, એવો રજ્જુસર્પાદિના દૃષ્ટાન્તમાંથી અનુભવ મળી શકે તેમ છે, જરા વધુ ખ્યાલ કરોઃ—

घटो न घो नापि च टस्तावुभौ यत्खमाश्रितौ ।

घः कण्ठ्यष्टश्च मूर्धन्यस्तावुभावपि नैकदा ॥

ઘટ એ મૃતિકાનો વિકાર છે; તે 'ઘ'કાર નથી, તેમજ 'ટ' વર્ણ પણ નથી. મૃતિકાના કાર્ય ઘટમાં ઘકાર અને ટકાર જણાતા નથી, તેથી તેમના (ઘ અને ટના) સંયોગથી ઉત્પન્ન થએલું એવું જે નામ 'ઘટ,' તે કલ્પિત છે, જરાક ખ્યાલ કરો ! એ ઘકાર અને ટકાર બન્ને આકાશનો આશ્રય કરીને સ્થિત થએલા છે; એ વાક્રૂપ છે અને વાણી આકાશનું કાર્ય છે, તથા આકાશનું શૂન્ય એવું સ્વરૂપ હોવાથી એ બન્ને (ઘકાર ટકાર)નું પણ શૂન્યરૂપ (મિથ્યાત્વ) સમજવું. સિવાય ઘવર્ણ કવર્ગસ્થ અને ટવર્ણ ટવર્ગીય છે; ઘકાર કંઠસ્થાનમાંથી ઉત્પન્ન થાય છે, અને ટકાર મૂર્ધાસ્થનમાંથી ઉત્પન્ન થાય છે; એથી એ બન્ને એક સમયે વિદ્યમાન હોતા નથી. એમના પરસ્પરમાં જો આ પ્રકારનો અભાવ હોય, તો તેમનાથી ઉત્પન્ન થનારૂં નામ સત્ય કેવી રીતે હોઇ શકે ! એ નામનું તેના સ્વરૂપને વિષે પણ અસત્યત્વ સમજવું. આ પ્રમાણે બ્રહ્માદિ સ્થાવરાન્ત પદાર્થોનાં નામ કલ્પિત છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું. જો આ પ્રમાણે નામનિર્દેશ ન કર્યો હત, તો વ્યવહારમાં અડચણ પડત, એટલા માટે નામનો સંકેત કરી રાખવામાં આવ્યો છે કે, આ 'ઘટ છે, આ પટ છે, આ ગાય છે, આ બળદ છે, આ ઘર છે, આ મનુષ્ય છે,' ઇત્યાદિ. હવે રૂપના વિચારનો પણ ખ્યાલ કરો !

**घटस्तु पृथिवीरूपं सा जडा जलरूपिणी ।**

ઘટ એ પદાર્થ તેના કારણરૂપ પૃથ્વીથી (મૃત્તિકાથી) ભિન્ન રહી શકતો નથી, એથી ભૂમીનોજ તે આકાર છે એમ સમજવું. કાર્ય કારણનો અભેદજ હોય છે. પૃથ્વી એ જડરૂપ છે, તેટલા માટે તદ્રૂપ જે ઘટ, તેનું રૂપ પણ અપ્રકાશરૂપ હોવાથી અસત્ થયું. સિવાય પૃથ્વી જલરૂપ છે **'अद्भ्यः पृथिवी'** એ પ્રમાણે જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થયાનું વર્ણન છે. જળ પણ તેજમાંથી, તેજ વાયુમાંથી, વાયુ આકાશથી, અને આકાશાદિ સમસ્ત જગત્ ત્રિગુણાત્મક અહંકારમાંથી ઉત્પન્ન થયું છે. અહંકાર પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયો છે, અને ત્રિગુણાત્મક પ્રકૃતિ માયા, યાને મિથ્યા ભ્રમરૂપ હોવાથી સચ્ચિદાનંદસ્વરૂપ આત્મામાં તે નથી. એટલા માટે મિથ્યા નામ અને રૂપનું અભિમાન છોડી દેવું, અને અસ્તિભાતિપ્રિયરૂપ આત્માનું યથાર્થજ્ઞાન થાય તેટલા ખાતર સંત મહાત્મા પુરૂષોનો સમાગમ કરવો. અસ્તુ ! મૈનાવતીએ નામરૂપનો પરિત્યાગ કર્યો હતો, અને જાલંધરની પાસે, એ આત્મોપદેશ ગ્રહણ કરવા સારૂ, શ્રવણ કરવા માટે આવી હતી. એટલુંજ નહિ પણ, ગીતોપનિષદમાં ભગવાને અર્જુનને જે ઉપદેશ કર્યો હતો કે, "સંતોના પાસે જઇને શરણાગતે પ્રણિપાત, પરિપ્રશ્ન તથા સેવા એ ત્રણે પ્રકારનું અવલંબન કર્યું હશે, તોજ તેઓ તત્ત્વોપદેશ કરશે;" તે પ્રમાણે મૈનાવતી પોતાની જાતને વિષે જડભાવ તથા ગુરૂને વિષે ચિન્મયભાવ જોઇ જાણીનેજ કાષ્ઠસમાન પ્રણિપાત કરી રહી હતી. જાલંધરનાથે ત્હેને ઉઠાડી, પરંતુ કશો ઉપદેશ કર્યો નહિ, કેમકે એનો કેવો અધિકાર છે તે જોવું હતું તથા સેવામાં પણ પરીક્ષા કરવાની બાકી હતી. ઉભી થઇને મૈનાવતી બોલી:–"મહારાજ ! આપ ભલે કહો કે, હું કશું જાણતો નથી. પરન્તુ હીરો ક્યાં એમ કહે છે કે મ્હારૂં મૂલ્ય આટલું છે ? રત્નપરીક્ષક (ઝવેરી)જ તેની કીંમત જાણે છે અને કરે છે; બીજાને નહિ. તે પ્રમાણે કાચતુલ્ય તુચ્છ તેમજ આપાતરમણીય

વિષયોની રત્નસમાન પરીક્ષા કરનારાને, પોતે જાતે જે સ્વયંપ્રકાશ આત્મસ્વરૂપ છે તેની કીંમત, અગર આ સત્ય છે કે મિથ્યા છે તેની પરીક્ષા શી રીતે હોઇ શકે ? આપની મહત્તાનું વર્ણન કોઇથી પણ થઇ શકે તેમ નથી. કેમકે,

હે સદ્‌ગુરો ! હનુમાને પરમાત્મા શ્રીરામચન્દ્રની પત્ની સીતાને ફક્ત જોઇ, તેટલાથી જગત્‌માં એની કેટલી પૂજ્યતા તથા સ્તુતિ થાય છે ? ત્યારે શું રાક્ષસીઓએ એ સીતાને ખાધી હતી ? નહિજ. એથી ઉલટું, રાક્ષસ સ્ત્રીઓ તો એની આસપાસ ઉભી રહીને એની રક્ષા કરતી હતી. એવી અવસ્થામાં હનુમાને એને જોઇ હતી, અને રામચંદ્રને તેની ખબર કરી હતી; પરંતુ તેમના હાથમાંથી કાંઇ છોડાવી ન હતી. પરન્તુ આપે તો અવિદ્યા રાક્ષસીએ ગળેલા સાક્ષાત્ પરમેશ્વર રામ (બ્રહ્મરૂપ આત્મા)ને એ રાક્ષસીનું પેટ ફાડીને બહાર કાઢયા (અવિદ્યાને વિદ્યાશસ્ત્રથી મારીને આત્માને આત્મત્વથી જાણ્યા છે. એવા આપની મહત્તાનું યથાસ્થિત વર્ણન શી રીતે થઇ શકે તેમ છે ? સારાંશ, આપનું માહાત્મ્ય પરિમાણ શૂન્ય છે. હે નાથ ! આ સંસારનું ચક્રની પેઠે સર્વદા ભ્રમણ થયાં કરે છે તેની નિવૃત્તિ, જ્યાં સુધી તેના કારણરૂપ અજ્ઞાનનો નાશ થયો નથી ત્યાં સુધી નહિ થાય અને તત્વજ્ઞાન; વિના અજ્ઞાન નષ્ટ થતું નથી; તથા વેદાન્તના વિચારવગર તત્વજ્ઞાન પણ દુર્લભ છે. એટલા માટે હું આપ શ્રીગુરૂના ચરણાશ્રયમાં આવી છું. જે કાંઇ શાસન કરવાનું હોય તે કરો, પરંતુ મ્હને સંસારદુઃખનાશપૂર્વક પરમાનંદસ્વરૂપનો લાભ કરાવી દો.

**तार्या वयं तरिर्बोधस्तरणीयो भवार्णवः ।**
**तत्कर्णधाररूपेण तारकं श्रीगुरुं भजे ॥**

હે નાથ ! હમારા જેવા જેઓ ગુરૂના ઉપાસક છે, તેઓ તારણ કરવાને માટે યોગ્ય છે. જેમ અગાધ સમુદ્રને જે પ્રમાણે નૌકાવડે તરી

જવાય છે, તે પ્રમાણે ' જે વિષયજલવડે ભરેલો છે, અને જેમાં રાગદ્વેષાદિ મગર છે, તથા ષડૂર્મિઓ જેનાં તરંગ છે, અને તૃષ્ણારૂપી વાડવાગ્નિ જેમાં સ્થિત છે, તેમજ શોકરૂપી ગર્જના પણ જેમાં ચાલી રહી છે, એવો' આ સંસારસમુદ્ર અગાધ હોવા છતાં બોધ ( જીવ-બ્રહ્મૈક્ય અપરોક્ષજ્ઞાન ) રૂપ નૌકાવડે તરવાને માટે યોગ્ય છે: પરંતુ તેને વિષે ખલાસીની પેઠે તારવાને સમર્થ શ્રીગુરૂ કર્ણધાર ( કાનપકડીને મંત્રોપદેશ કરનારો ) અનુકૂળ હોવો જોઇએ. એટલા માટે આપ જે તારક (પ્રણવાત્મક) સદ્‌ગુરૂ છો, ત્હેમનું હું ભજન અને ચિંતવન કરૂં છું. મૈનાવતી આ પ્રમાણે નિત્ય જાલંધર નાથની પાસે આત્મબોધ પ્રાપ્તિને માટે આવજા કર્યાં કરતી હતી, અને ઘણી નમ્રતાથી અહંમમભાવ તજીને બંધ મોક્ષને માટે પ્રશ્ન પણ કરતી હતી.

કેટલાક દિવસ સુધી તો ત્હેના ભાવની પરીક્ષા કરવાના હેતુથી 'મ્હને કશું આવડતું નથી, હું જડમૂઢ છું,' એ પ્રમાણે કહ્યા કરતા હતા, પરંતુ ત્હેણે તો પોતાનો ક્રમ છોડ્યો નહિ. પોતાના પ્રત્યે એનો ભાવનિર્મલ છે, એવું એમની જાણમાં આવતાં આત્માનાત્મવિવેક સંબંધી કાંઇક વાતો એમણે કરવા માંડી; પરંતુ એ જેટલું પૂછે, તેટલાનોજ જવાબ દેવાનો એમણે ક્રમ રાખ્યો હતો.

**तथा चरेत वै योगी सतां धर्ममदूषयन् ।**
**जना यथावमन्येरन् गच्छेयुर्नैव संगतिम् ॥**

યોગીએ, સત્પુરૂષોના ધર્મને બાધ ન આવે એ પ્રકારે કુવેષાદિ ધારણ કરીને પૃથ્વીપર ફરતા રહેવું કે જેથી લોકો અવગણના કરે અને કોઇ પાસે ન આવે. મન્વાદિ સ્મૃતિમાં પણ કહ્યું છે કે, યોગી પુરૂષનું લોકોએ અપમાન કર્યાથી ત્હેના યોગરૂપ તપની વૃદ્ધિ થશે, અને સન્માનપૂજા વગેરે થાય, તો ત્હેના તપનો ક્ષય થાય છે. જે પ્રમાણે ગોપાળ (ગોવાળીયા) લોકો ગાયને પાસ, દાણાપાણી ઇત્યાદિ

ખવડાવીને તેનું દૂધ કાઢી લે છે તે પ્રમાણે, ગો-પાળ (દેહેન્દ્રિયાદિને વિષયભોગ અર્પણ કરીને રક્ષણ કરનારા) સંસારીજન યોગીરૂપ ગાયને અન્નવસ્ત્રાદિરૂપ ઘાસ અર્પણકરીને તપરૂપ દૂધને કાઢી લેછે; એટલા માટે લોકો પોતાની સંગતિજ ન કરે એ હેતુથી જડમૂઢતા ધારણ કરીને મલિનવેષાદિ સહિત વિચરવું.

બ્રહ્મતાની તેમજ બ્રહ્મરૂપ ભગવાન્ 'શ્રીદત્તાત્રેય' સિંહાદ્રિપર વાયુનો આહાર કરીને તપશ્ચર્યામાં નિરત થયા હતા. ત્હેમની સેવા કરીને બ્રહ્મજ્ઞાન સંપન્ન થવું, એવી અનેક ઋષિઓને ઇચ્છા થઇ, જેથી તેઓ સર્વે સિંહાદ્રિપર આવી પહોંચ્યા. દત્તાત્રેયને જોઇને ત્હેમણે નમન કર્યું અને "આપની સેવા કરીને હમે અંહી રહેવા માટે આવ્યા છીએ" એવી પોતાની ઇચ્છા પણ દર્શાવી. અવધૂતે કહ્યું:— "હે ઋષિઓ! ત્હમે તો જ્ઞાની છો, અને હું અજ્ઞાની છું. મ્હારી સેવા કર્યાથી ત્હમને શો જ્ઞાનલાભ થવાનો હતો? માટે અન્ય ગુરૂની પાસે જાઓ અને ત્હમારી કામના સફળ કરો. ઋષિઓએ કહ્યું કે, હે ભગવન્! આપ જ્ઞાનમૂર્તિ પરબ્રહ્મસ્વરૂપ હોવાથી, 'અવધૂત' એ આપનું નામ સાર્થ છે. બીજા અવધૂત (ભ્રષ્ટ) પુરૂષોની પેઠે કેવલ આપ નામધારી નથી.

**अक्षरत्वाद्वरेण्यत्वाध्दूतसंसारबन्धनात् ।**
**तत्वमस्यर्थसिद्धत्वादवधूतोऽभिधीयते ॥**
**यो विलंघ्याश्रमान्वर्णानात्मन्येव स्थितः पुमान् ।**
**अतिवर्णाश्रमी योगी अवधूतः स उच्यते ॥**

અવધૂત શબ્દના ચાર વર્ણ થાય છે. 'અ, વ, ધૂ, ત.' હવે એક એક વર્ણનો અર્થ જુઓ. અકારવડે 'અક્ષર' યાને જ્ઞાન અજ્ઞાન કાલાદિકોથી જે નાશ પામતો નથી, તે બ્રહ્મ સમજવો. વકારથી 'વરેણ્ય' યાને શ્રેષ્ઠ એ અર્થ ગ્રહણ કરવો, 'ધૂ'કારથી, જેણે સંસાર બંધન નષ્ટ કરી દીધું છે એવો જાણવો. અને તકારથી 'તત્વમસિ' એ

મહાવાક્યનો અર્થ, "જે સર્વોપાધિ વિનિર્મુક્ત બ્રહ્મ તે હુંજ છું એ પ્રકાર" જેને સિદ્ધ થયો છે, એવો સમજવો. એકંદર વાક્યાર્થ એવો થાય છે કે, 'તત્વમસિ' મહાવાક્યના અર્થની અપરોક્ષાનુભૂતિ થવાથી જેનો સંસૃતિબંધ તૂટયો છે, અને તેથી જે ત્રૈલોક્યમાં શ્રેષ્ઠ, તથા અવિનાશીરૂપથી વિચરે છે ત્હેને અવધૂત કહેવામાં આવે છે. કેવળ લંગોટી પહેર્યાથી, અગર દિગંબર થઇને શરીરપર રાખોડી ચોળવાથી કિંવા જટા દાઢી વધાર્યાથી, હાથમાં દંડ ધારણ કરવાથી. અથવા અન્ય કોઇ પ્રકારના બાહ્ય વેષથી અવધૂત કહી શકાય તેમ છેજ નહિ. અસ્તુ! ઋષિઓએ દત્તાત્રેયને કહ્યું કે, અવધૂત નામ આપના સ્વરૂપમાં સફલ થાય છે, તે આજ અર્થથી. અથવા જે પુરૂષ વર્ણાશ્રમાદિકોનું ઉલ્લંઘન કરીને આત્મરૂપમાંજ સ્થિત થાય છે ( નહિ કે અનાત્માને વિષે ) તે અતિવર્ણાશ્રમી યોગી પણ અવધૂત કહેવાય છે. હે ભગવન્! ઝાઝું શું કહીએ ? પરન્તુઃ—

**परतत्त्वं विजानाति[1] सोऽतिवर्णाश्रमी भवेत् ।**
**अतिवर्णाश्रमी प्रोक्तो गुरुः सर्वाधिकारिणाम् ॥**

જે પુરૂષ દેહ ઇન્દ્રિયાદિકોથી ભિન્ન અને ત્હેના અખિલ ધર્મ કર્મોનો સાક્ષી, સ્વયંપ્રકાશ તથા નિત્ય આનંદરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, ત્હેને અતિવર્ણાશ્રમી કહે છે. વર્ણાશ્રમ, દેહાદિ ઉપાધિના[2]

---

१ **विशेषेण जानाति साक्षात्करोति.** २ **"यः स्वधर्ममन्यनिष्ठतया भासयति स उपाधिः"** જે પોતાનો ધર્મ બીજાના સ્વરૂપમાં સ્થિત છે એવું દેખાડે છે, તે ઉપાધિ; એવું ઉપાધિનું લક્ષણ છે. ઉદાહરણઃ—સ્વચ્છ સ્ફટિકના ઉપર જાસુંદીનું ફુલ રાખ્યું હોય, તો તેમાં આરક્ત વર્ણ ભાસે છે, પરન્તુ તે સત્ય નથી; ઉપાધિકૃત છે. તેજ પ્રમાણે આત્મા અસંગ છે, તોપણ ઉપાધિના સંયોગથી સંસારધર્મોની સાથે સંબદ્ધ થએલો જણાય છે, અને તે ખાતર બદ્ધ છે. પરંતુ આત્મવિષયક યથાર્થ જ્ઞાન થાય, તો ઉપાધિ અને તજ્જન્ય સર્વ ભ્રમ નિવૃત્ત થઇ જાય છે, ને આત્માનું શુદ્ધ સ્વરૂપ દેખાય છે. એ જે આત્માનું સ્વયંપ્રકાશ પરમાનંદ પૂર્ણરૂપ તેજ કૈવલ્ય છે.

સંબંધથીજ માયાવડે આત્માને વિષે કલ્પિત કરેલા છે. સારાંશ, આત્મ-સાક્ષાત્કારસંપન્ન પુરૂષ અતિવર્ણાશ્રમી હોય છે, પછી તે ચાહે તો લોક સંગ્રહાર્થવર્ણાશ્રમ ધર્મનું આચરણ કરે અથવા ન કરે ! એ સર્વ અધિકારીઓનો અર્થાત્ ચતુર્વર્ણ ચતુરાશ્રમીઓનો ગુરૂ હોય છે; અને એવા લક્ષણસંપન્ન આપજ છો. માટે હમે શિષ્યભાવથી આપની સેવા કરીશું.

આના ઉપર શંકા થશે કે, અતિવર્ણાશ્રમી પુરૂષના કાર્યસહિત અજ્ઞાનનો તત્ત્વજ્ઞાનથી નાશ થયો છે, એથી શિષ્યભાવજ ત્હેને નહિ જણાવાથી, તે કોનો ગુરૂ થઇ શકવાનો હતો ? અને કદાચ જો ત્હેને શિષ્યનું ભાન થતું હોય, તો ત્હેને વિદ્વાન્ 'આત્મસાક્ષાત્કાર સંપન્ન' કહેવામાં નહિ આવે; પછી તે અતિવર્ણાશ્રમી શાનો ? એના સમાધાનમાં સમજવું યુક્ત છે કે, અજ્ઞાનની ત્રણ અવસ્થા હોય છે. એક 'સર્વ દૃશ્ય સત્ય છે' એ પ્રકારના અભિમાનનો હેતુ હોય છે. તે શાસ્ત્ર તેમજ યુક્તિ એ બન્નેથી ઉત્પન્ન થનારા વિવેકવડે દૂર થાય છે. એ અવસ્થા નિવૃત્ત થઇ, છતાં પહેલાંની માફક, યાને (આ અનિત્ય પ્રપંચના સંબંધથી અહિત થશે એવું સમજવા છતાં) અજ્ઞાની પેઠે તેનો ત્યાગ ન કરવો અને અખંડ વ્યવહાર કરવો, એના હેતુ ભૂત બીજી અવસ્થા છે, અને તે તત્ત્વસાક્ષાત્કારથી નાશ પામે છે. તેની નિવૃત્તિ થઈ, છતાં સંસ્કારમાત્રથી દેહાભાસ અને જગદાભાસનો જે હેતુ થાય છે, તે ત્રીજી અવસ્થા જાણવી, એને બાધિતાનુવૃત્તિ કહે છે. તે ચરમ સાક્ષાત્કારથી નષ્ટ થાય છે. શ્રુતિમાં પણ એ પ્રકારની અવસ્થાત્રયનું વર્ણન મળી આવે છે.

**तस्याभिध्यानाद्योजनात्तत्त्वभावाद्भूयश्चान्ते विश्वमायानिवृत्तिः**

આ ત્રણે અવસ્થાની મધ્યમાં તૃતીય કક્ષામાં સ્થિત અતિવર્ણાશ્રમી વિદ્વાનને શિષ્યાદિ દર્શન અને ઉપદેશ કરવાનું સંભવિત થાય છે. જે પ્રમાણે ગ્રહનક્ષત્રાદિકોના દર્શનથી દિગ્ભ્રમ દૂર થએલો હોવા છતાં

સંસ્કારમાત્રથી ભાસે છે; તેજ પ્રમાણે અહીં પણ જાણી લેવું કે, સંસ્કારમાત્રથી શિષ્યાદિ ભાવ અને ત્હેમને ઉપદેશ, યુક્ત થાય છે; અને શાસ્ત્ર, યુક્તિ, અનુભવ ઇત્યાદિ પ્રાપ્ત થએલ હોવાથી દ્વૈતઅભાવપૂર્વક વિદ્વત્તા પણ હોય છે. એથી કરીને, અતિવર્ણાશ્રમી અખિલ અધિકારીઓનો ગુરૂ છે, એમ જે કહ્યું તે યોગ્ય છે એમ સિદ્ધાન્તિત થયું.

આ ઉપર દુર્વૃત્ત એમ કહેશે કે, વર્ણાશ્રમાચારનું અતિક્રમણજ જો આ પ્રકારના ઉત્કર્ષનું કારણ હોય, તો પાખંડી પુરૂષોએ એ કારણને સ્વાધીન કરીલીધેલું છે. તો એનું સમાધાન આ પ્રમાણે છે કેઃ-

**यस्य वर्णाश्रमाचारो गलितः स्वात्मदर्शनात् ।**
**स वर्णानाश्रमान्सर्वानतीत्य स्वात्मनि स्थितः ॥**

આત્માના તત્ત્વસાક્ષાત્કારથી જેનો દેહાત્મભાવ ગલિત થયો છે અને તેથી દેહની સાથેજ તેના વર્ણાશ્રમાદિધર્મોનું અતિક્રમણ થયું છે, તે અતિવર્ણાશ્રમી પુરૂષ સ્વસ્વરૂપમાં સ્થિત થાય છે. આ પ્રકારની પરમ કાષ્ઠાને જે પ્રાપ્ત થયો નથી, તે નાસ્તિક પુરૂષ, પ્રમાદ આલસ્યાદિવડે વર્ણાશ્રમાચારનો પરિત્યાગ કરેલો હોવાથી ઉત્પન્ન થએલા દોષોની વૃદ્ધિ થતાં અધોયોનિમાં ગમન કરે છે. પરંતુ જે પ્રમાણે અખિલ ભૂમંડલ જળથી પૂર્ણ ભરેલું હોય, તો મનુષ્યને કૂપનું કાંઇ પ્રયોજન રહેતું નથી, તેજ પ્રમાણે તત્ત્વવેત્તાને વેદ તથા તત્પ્રતિપાદિત કર્મોનું કાંઇપણ પ્રયોજન નથી. તે વિદ્યાવડે અવિદ્યાનો ઉચ્છેદ કરીને પૂર્ણાનંદમાં સ્થિત થાય છે. એનાપર કોઇ એવી શંકા ઉપસ્થિત કરે કે, વિદ્યા (જ્ઞાન)જ જો પરમકલ્યાણકારી છે, તો ઋગાદિવેદોએ કર્મોનું વિસ્તૃત પ્રતિપાદન શા માટે કર્યું છે? અને તેમને જો સફલત્વ, તો તેમને માટે વૈફલ્યવચન શી રીતે સંભવી શકે? આ પ્રકારની શંકાના નિરસનમાં સમજવું જોઈએ કે, 'જેણે કદી ઘી જોયું નથી, ત્હેને તલનું તેલજ મિષ્ટ લાગે છે,' એ ન્યાયથી, વિદ્યાના અનધિકારી.

ઓને સાંસારિક સુખ પ્રાપ્તિ, અને તાત્કાલિક દુઃખ પરિહાર કરવા સારૂ કર્મોનું કથન છે. પરંતુ અધિકારી પુરૂષને તો પરમ પુરૂષાર્થ-સાધન વિદ્યાજ શ્રેયઃકારિણી છે. એટલા માટેજ ઋષિઓ કહે છે કેઃ—

दुर्लभं प्राप्य मानुष्यं तत्राऽपि ब्रह्मविग्रहम् ।
ब्राह्मण्यं च तथा दत्त वेदान्तश्रवणादिना ॥
अतिवर्णाश्रमं रूपं सच्चिदानंदमद्वयम् ।
यो न जानाति सोऽविद्वान्कदा मुक्तो भविष्यति ॥

હે દત્ત! પ્રથમ મનુષ્ય જન્મજ દુર્લભ છે. તેની પ્રાપ્તિ થવા છતાં બ્રહ્મ (વેદ) ગ્રહણ કરવાને સારૂ યોગ્ય એવા બ્રાહ્મણશરીરની પ્રાપ્તિ અત્યંત દુર્મિલ છે. એનો લાભ થવા છતાં વેદાંત શ્રવણાદિથી બ્રહ્મનિષ્ઠતા તથા વર્ણાશ્રમાદિરહિત, અદ્વય, સચ્ચિદાનંદરૂપ આત્માને જે જાણતો નથી, તે અજ્ઞાની ફરી ક્યારે ક્યાસ્થાનમાં શી રીતે મુક્ત થવાનો હતો? ઋષિ કહે છે કે, હે ભગવન્! આપને છોડીને હમે બીજા કોઈને ગુરૂ કરીશું નહિ. ચાહે આપ જ્ઞાનદાન કરો યા ન કરો, હમે તો આપની સેવામાંજ આ શરીર લગાડીશું. એમ કહી, તેઓ ત્યાં રહી ગયા અને ગુરૂ દત્તાત્રેયની અનન્ય ભાવથી સેવા કરવા લાગ્યા. વાસ્તવિક છે કે, વર્ણાશ્રમનો અભિમાની અતિવર્ણાશ્રમરૂપને શું જાણવાનો હતો, અને બીજાને અતિવર્ણાશ્રમી બનાવવાનો હતો? અસ્તુ!

એ ઋષિઓની પોતાના પ્રત્યે કેવા પ્રકારની શ્રદ્ધા તથા નિષ્ઠા છે, તે જોવા સારૂ એક દિવસ દત્તાત્રેય નદીમાં ડુબી ગયા અને એક હજાર વરસ સુધી પ્રગટ ન થયા. તોપણ તે ઋષિઓની શ્રદ્ધા ચલિત થઇ નહિ, અને તેઓ સઘળા દત્તાત્રેય ઉપર ભરોસો રાખીને ત્હેમનું ચિન્તવન કરતા રહ્યા. એક હજાર વર્ષ વીત્યાબાદ, જેના એક હાથમાં દંડ છે અને બીજા હાથમાં મદ્યનું પાત્ર છે, શરીરપર આરક્ત વસ્ત્ર છે, અને વામભાગમાં સુદંર સ્ત્રી સ્થિત છે તથા ત્હેને શ્રુતિવચનોથી અદ્વિતીય બ્રહ્મનો ઉપદેશ કરી રહ્યા છે, એવા વેષમાં ગુરૂ દત્ત પ્રગટ

થયા. મતલબ એ હતી કે, પોતે મદિરાસક્ત થઈને સ્ત્રીની મોહજાળમાં ફસાયા છે, એવું દેખાડીને તે ઋષિઓને પોતાને માટે સાશંક અને શ્રદ્ધાશૂન્ય કરવા. કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે:-

**अभिमानं सुरापानं गौरवं घोररौरवम् ।**

**प्रतिष्ठां सूकरीविष्ठां त्रीणि त्यक्त्वा सुखी भवेत् ॥**

વિદ્વાન્ પુરૂષે અભિમાનને મદ્યપાનની માફક, અને ગૌરવને ભયંકર રૌરવ નરક સમાન, તથા પ્રતિષ્ઠાને ડુક્કરની વિષ્ઠા જેવી જાણીને તેનો પરિત્યાગ કરવો અને સુખી થવું. શ્રેષ્ઠાચાર વિષે વર્તન કરનારા વિદ્વાન (આત્મજ્ઞાન સંપન્ન) પુરૂષની લોક પ્રતિષ્ઠા કરે છે, અને ત્હેને જોઇને બીજા પણ ઘણા લોકો ત્હેની પાસે આવવા લાગે છે, તો ત્હેમના આગમનથી ચિત્તની બહિર્મુખતા થઇને જીવન્મુક્તિનું સુખ ખંડિત થાય છે. એથી લોક પ્રવૃત્તિથી થનારી વિક્ષેપ નિવૃત્તિના હેતુથીજ મહાન્ પુરૂષ ઉપરથી વિપરીત આચાર દેખાડે છે. અસ્તુ ! ભગવાન દત્તાત્રેયે જો કે આ પ્રકારનાં વેષનાં દર્શનથી ત્હેમને અશ્રદ્ધાવાન્ બનાવવાની ઇચ્છા રાખી હતી, તોપણ એ ઋષિઓને એમના સત્ય સ્વરૂપની પીછાણ હોવાથી, તેઓ એવા વિપરીત આચારરૂપને જોવા છતાં પોતાની શ્રદ્ધા નિષ્ઠાથી લેશમાત્ર પણ ચલિત થયા નહિ; અને ત્હેમણે પૂર્વવત્ મનોભાવથી એમની સેવા કીધી. બાદ દત્તાત્રેય પ્રસન્ન થયા, અને ત્હેમણે એ સર્વ ઋષિઓને જ્ઞાનોપદેશ કરીને બ્રહ્મસંપન્ન કરી દીધા. હવે સિંહાવલોકન કરો.

એ પ્રમાણે જાલંધરનો વેષ પણ મલિન હતો અને તેથી એમની પાસે કોઈ આવતું ન હતું, અને એમની પ્રતિષ્ઠા વધારતું નહતું કે જેથી એમનામાં વિક્ષેપવૃત્તિનો ઉદય થાય. અને તેટલો વખત નિજાનંદમાં એમને ખલેલ પડે. મેનાવતીને પણ પ્રથમ એમણે પોતાની જડમૂઢતા જણાવી હતી, પરન્તુ ત્હેની દૃષ્ટિ નિર્મલ હોવાથી નાથજીનું સત્યસ્વરૂપ ત્હેણે જાણી લીધું હતું. તેથી પોતાની શ્રદ્ધા નિશ્ચલ રાખીને,

એમની પાસે હેણે છ માસ સુધી આત્મજ્ઞાન પ્રાપ્ત્યર્થ આવ્યાં કીધું, અને કાયા વાચા મનવડે એમની સેવામાં તત્પર રહી. એક દિવસ નિત્ય નિયમાનુસાર દર્શન કરી હાથ જોડીને મૈનાવતીએ કહ્યું કે, "મહારાજ! પ્રથમ મ્હારો આ સંદેહ દૂર કરો કે, આત્મા ચિદ્રૂપ છે તથા અવિનાશી અને ગુણાગુણ, કર્માકર્મ, તેમજ પાપપુણ્ય ઇત્યાદિથી રહિત છે, એવું મ્હેં પુરાણાદિમાં સાંભળ્યું છે. એના પ્રકાશથી સૂર્ય-ચન્દ્રાદિ પ્રકાશિત થઇને, અખિલ જગત્‌ને તેઓ પ્રકાશિત કરે છે, એવા સ્વયંજ્યોતિ આત્માને બંધન શી રીતે હોઇ શકે? મૃગજલના ખાડામાં સૂર્ય ડુબી જાય, અગર કીડીની પાંખથી આકાશ ઉડી જાય, કિંવા પવન અટકીને કુવામાં ગબડી પડે, અથવા મેરૂ પર્વત ગોષ્પદના જળમાં ડુબી જાય, એ પ્રકારનાં અસંભવિત કાર્યો પણ કદાચિત્ બની શકે, તોપણ આત્માને કદાપિ ભવબંધન પ્રાપ્ત થતું નથી, એમ હું સમજું છું. તેજ પ્રમાણે દેહને બંધન છે એમ કહું તો, તે પણ જડમૂઢ હોવાથી, એ વાત પણ સંભવિત લાગતી નથી. પત્થરનું જો પેટ દુખતું હોય, અથવા સૂકાં કાષ્ઠ કદી ભૂખથી વ્યાકુળ થઇ શકતાં હોય, કિંવા પર્વતને અતિસાર રોગની વ્યથા થતી હોય, અગર કોલ-લાથી અંધકાર કાળો થતો હોય, તોજ દેહના તરફ બંધન આવી શકે. અને બંધન નથી એમ કહું તો તે પ્રત્યક્ષ દેખાય છે; તો એ કોને છે? કદાચિત્ દેહ અને આત્માની સંગતિથી ભવબંધન થતું હશે, એમ માનું તો તે પણ બરાબર ખ્યાલમાં ઉતરતું નથી. કેમકે, આત્મા સ્વપ્રકાશ અગ્નિતુલ્ય અને જડમૂઢ દેહ કાષ્ઠવત્ હોવાથી, તેમના સંયોગથી દેહ ભસ્મીભૂત થશે, અગ્નિને વિષે જો કપૂરની સ્થિતિ સર્વદા રહી શકતી હોય, તોજ દેહાત્મ સંબંધથી ભવ-બંધ પ્રાપ્ત થાય. મંડપમાં દીપ પ્રકાશ કરે છે, અને તેની સત્તાથી કાગળની પૂતળીઓ નાચે છે; પરંતુ જો તેઓનો પ્રત્યક્ષ દીપની સાથે સંયોગ થાય, તો તેઓ સળગી ઉઠશે. તેજ પ્રમાણે આત્મા દેહપ્રકાશક છે અને તેની સત્તાથી એની સકલચેષ્ટા થાય છે, પરંતુ તેની આત્માની

સાથે સંગતિ થાય, તો તે બળી જાય એમ મ્હારી સમજ છે. આત્માનું અનુસંધાન (ધ્યાન) કર્યાથી, જો ભવનું ભાન થતું નથી, તો પ્રત્યક્ષ તેની સંગતિમાં શી રીતે રહી શકશે? એટલા માટે, આત્માને, દેહને અને ઉભયના સંબંધને ભવબંધ નથી, એમજ લાગે છે; ત્યારે તે છે કોને? તે કહી, આપ શંકાનું સમાધાન કરશો એટલી પ્રાર્થના છે.

એ ઉપર જાલંધરનાથ કહેવા લાગ્યા:—"હે માર્ગ! ઠીક પૂછ્યું. જન્માન્તરના ત્હમારા સંસ્કાર ઉત્તમ હોવાથી, સત્સંગતિ, ભગવદ્ભક્તિ, આત્માનાત્મવિચાર કરવાની ત્હમને સ્ફૂર્તિ થાય છે. પહેલાં ચૂડાલા, લીલા, મદાલસા, સાવિત્રી, ગાર્ગી, ઇત્યાદિ જે બ્રહ્મવાદિની સ્ત્રીઓ થઈ ગઇ, ત્હેમની કોટીમાં મૂકવાને ત્હમે યોગ્ય છે. અસ્તુ! હવે ત્હમારા પ્રશ્નનો હું ઉત્તર આપું છું, તે સાંભળો.

यावद्देहेन्द्रियप्राणैरात्मनः सन्निकर्षणम् ।
संसारः फलवांस्तावदपार्थोऽप्यविवेकिनः ॥

માર્ગ! કાણાપણું, મુંગાપણું, બ્હેરાપણું ઇત્યાદિ ઇન્દ્રિયોના ધર્મ તથા ક્ષુધા, તૃષા એ પ્રાણધર્મ, તેમજ કામ ક્રોધ લોભાદિ મનોધર્મ છે. સત્ત્વગુણથી જાગૃતિ, રજોગુણવડે સ્વપ્ન અને તમોગુણદ્વારા સુષુપ્તિ થાય છે, તથા દેહનાં જન્મ મરણ થાય છે. પરન્તુ જીવાત્મા મ્હારૂંજ જન્મ મરણ થાય છે, ઇન્દ્રિયોએ કરેલું વિષય સેવન મ્હેંજ કર્યું છે, એમ સમજે છે. જ્યાં સુધી દેહેન્દ્રિય પ્રાણાદિકોના ધર્મ મ્હારાજ છે, એવો એને ભ્રમ થાય છે ત્યાં સુધી સંસાર મિથ્યા હોવા છતાં, એને દુર્ગમ વિષમ થઇ પડે છે, અને ભોગવવો પડે છે; અને એ ભોગનું ફળ અવિશ્રાન્ત જન્મ મરણ, સ્વર્ગ નરક, પાપ પુણ્ય ઇત્યાદિ ભ્રમવડેજ સત્ય માને છે. સંસાર જો કે નિર્મૂલ છે, તોપણ અવિવેકીને ભ્રમવડે સદા ભાસે છે અને ફલદ્રુપ થાય છે. સારાંશ, દેહાત્મતાજ સંસાર બંધન છે. જો કે સંસાર મિથ્યા છે, તોપણ

સ્વપ્નસ્થ પદાર્થ જેમ સ્વપ્ન જોનારાને સત્ય ભાસે છે, અને તેનાથી અનર્થોની પ્રાપ્તિ થાય છે, તેજ પ્રમાણે દેહાદિ વિષયોનું ચિન્તવન કરનારાને તેની સત્યતા અને તે દ્વારા અનર્થોની પ્રાપ્તિ થાય છે. જાગૃત થયા બાદ, મનુષ્યને 'સ્વપ્નને વિષે મ્હેં જે જોયું તે સત્ય છે' એવો મોહ થતો નથી અને અનર્થ પણ પ્રાપ્ત થતો નથી, તેજ પ્રમાણે જ્ઞાની પુરૂષને વિષય પ્રતીતિ થવા છતાં તેનાથી અનર્થની પ્રાપ્તિ થતી નથી.

સારાંશ, અહંકારરૂપી દેહાદિ સંબંધજ સંસારનો આશ્રય છે, એમ સમજવું. શોક, હર્ષ, ભય, ક્રોધ, જન્મ મરણ ઇત્યાદિ વિકાર અહંકારનાજ છે, ચિદ્રૂપ આત્માના નથી. કેમકે, નિદ્રા અને સમાધિને વિષે તેમની પ્રતીતિ થતી નથી; તે વખતે અહંકાર લીન થએલો હોય છે, તેથી સુખ દુ:ખાદિ વિકારોની પ્રવૃત્તિ ચાલતી નથી. અર્થાત્ સંસાર તે અહંકારનોજ છે. અહંકારના તાદાત્મ્ય અધ્યાસથી જીવાત્માને સંસારની પ્રાપ્તિ અને તાદાત્મ્ય આરોપ નષ્ટ થાય, તો મુક્તિ પ્રાપ્તિ થાય એમજ સમજી લેવું.

[મેનાવતી અને જાલંધરનાથની વચ્ચે 'આત્માનાત્મ વિષયક' ઘણો સંવાદ થએલો છે, પરન્તુ અંહી તેનું કિંચિત્ દિગ્દર્શન કરાવ્યું છે.].

થોડાક દિવસ બાદ મેનાવતીની પોતાના પ્રત્યે કેવી નિષ્ઠા છે, તેની પરીક્ષા કરવાનો જાલંધરનાથના મનમાં વિચાર ઉત્પન્ન થયો. રોજના નિયમાનુસાર મેનાવતી જ્યારે આવી, ત્યારે જાલંધરનાથ ત્હેના ખોળામાં પોતાનું માથું મૂકીને સૂઇ ગયા, અને ઘોર બોલાવવા લાગ્યા તથા માયાથી એક ભમરો નિર્માણ કરીને તેની પાસે મેનાવતીના ઘુંટણની પાસેના ભાગ ઉપર દંશ કરાવ્યો, અને ખોળામાં બાકું પડાવ્યું. મનુષ્યથી કીડીનો ચટકો પણ સહન કરી શકાતો નથી, પરંતુ મેનાવતીએ પોતાના ગુરૂની નિદ્રાનો ભંગ ન થાય એ હેતુથી, તે ભમરાનો દંશ તથા તેની અસહ્યવેદના સહન કીધી. લાકડાની પેઠે જ્યારે ત્હેના ખોળામાં છિદ્ર પાડીને ભમરો તેમાં પ્રવિષ્ટ થયો, અને જાલંધરની

મરદન કરડવા લાગ્યો, ત્યારે તે ઝટ જાગૃત થઇને જોવા લાગ્યા કે કોણ કરડે છે? મૈનાવતીના ખોળામાંહેના છિદ્રમાંહેથી વહીરહેલું રૂધિર જ્યારે ત્હેમના જોવામાં આવ્યું, ત્યારે ત્હેમણે એને પૂછ્યું માઇ મૈનાવતી! આ રૂધિર કયાંથી અને કેમ નીકળે છે? મૈનાવતી બોલીઃ–મહારાજ! આપ સૂઇ રહ્યા હતા તે દરમ્યાન આ ભમરો મ્હારી જાનુ ઉપર કરડયો, પરંતુ આપની નિદ્રામાં ખલેલ ન પડે, એટલા ખાતર હું બીલકુલ હાલી ચાલી નહિ; આખરે આ છિદ્રદ્વારા આપની ગરદન ઉપર જ્યારે કરડયો, ત્યારે આપ જાગી ઉઠયા. આ રૂધિર આ ખોળામાંહેના છિદ્રમાંથી નીકળે છે. એનું આવું ભાષણ અને ધૈર્ય એ બન્નેનો ખ્યાલ કરતાં, એમની ખાતરી થઇ ચૂકી કે એનો પ્રેમભાવ તથા મ્હારા પ્રત્યેની શ્રદ્ધા અચલ (પર્વત)ના જેવી સ્થિર છે. મનુષ્યને સહુથી પ્રિય પોતાનું શરીર હોય છે, પરન્તુ એણે તો રખેને મ્હારી નિદ્રામાં ભંગાણ પડશે, એવા ભયથી તેની પણ પરવા ન કીધી. ધન્ય છે! ધન્ય છે! હવે એના ઉપર કૃપા કરવી ઉચિત છે, એવો એમનો નિશ્ચય થયો ત્યારબાદ મૈનાવતીને કહ્યું:–"માઇ મૈનાવતી! ત્હમારો નિરતિશય પ્રેમ તથા અચલ શ્રદ્ધા જોઇ, હું પ્રસન્ન થયો છું, તો હવે ત્હમારી જે કાંઇ કામના હોય, તે કહો; હું પૂર્ણ કરીશ."

મૈનાવતીએ કહ્યું:–"મહારાજ! આપ મ્હારા મસ્તક ઉપર કૃપા-હસ્ત મૂકો અને કાંઇક મન્ત્રોપદેશ કરો, કે જેથી સકલસંદેહ નષ્ટ થઇ જાય, તથા અખિલકર્મ ભસ્મીભૂત થઇને પરમાનંદ સ્થિતિ સદા બની રહે, એ સિવાય બીજું શું માગું? મૈનાવતીના હાથથી ભગવદ્ વચનાનુસાર 'પ્રણિપાત પરિપ્રશ્ન, સેવા' એ ત્રણે શરણાગતની રીત યથાસ્થિત થઇ હતી, તેથી જાલંધરનાથ પ્રસન્ન થયા, અને ત્હેમણે એની ઇચ્છાને અનુસરીને પોતાનો વરદ હસ્ત એના મસ્તક ઉપર મૂકયો, અને પોતાનો હૃદ્ગત મંત્ર પણ સંભાળાવવા લાગ્યા. પછી કહ્યું:–"માઇ!

તું આ મન્ત્રનું નિત્ય અનુસંધાન કરતી રહેજે; એથી જન્મ મરણાદિ વિકાર ત્હને પ્રાપ્ત થશે નહિ. મનન કરવાથી જે સંસાર ભયમાંથી ત્રાણ (રક્ષણ) કરે છે તે મંત્ર, એવો એનો (મંત્રશબ્દનો) અર્થ થાય છે. આ નિર્મલ મંત્રના અક્ષરથી તું અક્ષર બ્રહ્મરૂપ થશે. કોરા કાગળને જ્યારે અક્ષરનો લાભ થયો હોય છે, ત્યારેજ તેની પ્રતિષ્ઠા થાય છે; તે પ્રમાણે જ્યાં લગી આ દેહરૂપી કાગળને અક્ષર (બ્રહ્મ)ની પ્રાપ્તિ નથી થઇ, ત્યાં સુધી તે કોરો અને નિષ્ફળજ કહેવાય છે.

જાલંધરના શ્રેષ્ઠ હસ્ત અને નિજમનનો મન્ત્રનો મૈનાવતીને લાભ થતાં વારને સકલ ઉપાધિનો લય થઇને તત્કાળ ત્હેને સમાધિ પ્રાપ્ત થઇ, અને ઉન્મની અવસ્થામાં તે સ્થિત થઇને રહી. અવસ્થા તો ચારજ છે. જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ, અને એ ત્રણેની અપેક્ષાથી ચોથી તુર્યા. એ તુર્યાની પરિપક્વતાનેજ ઉન્મની અવસ્થા કહે છે. લીંબોડી પ્રથમ કડવી હોય છે, પરન્તુ પાકી જવાથી તે ગળી થાય છે; તેજ પ્રમાણે થનારી જે શુભ વાસના કે, 'હું ધન્ય, કૃતાર્થ છું. સાક્ષી દ્રષ્ટા છું.' ઇત્યાદિ પ્રત્યગાત્મવિષયક અભિમાન, તેજ કડવાપણું છે; પરન્તુ ઉન્મનીમાં તે હોતી નથી, એટલા માટે એ અવસ્થાને અતિમૃષ્ટ અને શ્રેષ્ઠ કહી છે. સાકર પાણીમાં ગળી જાય છે, છતાં તેની મધુરતા તેમાં શેષ રહે છે, તેજ પ્રમાણે તુર્યા સ્વરૂપને વિષે લીન થઇ જાય તો ઉન્મની થાય છે, અને તેમાં પૂર્ણાનંદરસની મધુરતા બાકી રહે છે. સારાંશ, ઉન્મની એટલે નિર્વિકલ્પ સમાધિ સમજવી. એ પ્રમાણે જાળંધરનાથની સંગતિથી મૈનાવતીને તદ્રૂપતા પ્રાપ્ત થઈ હતી.

भवेत्स्पर्शमणिस्पर्शाल्लोहं स्वर्णं न तन्मणिः ।
गुरुस्पर्शमणिस्पर्शात्स एव भवति क्षणात् ॥

સ્પર્શમણિના સ્પર્શથી લોહ (લોઢું)નું સુવર્ણ થઇ જાય છે, પરન્તુ તેને તદ્રૂપતા (સ્પર્શમણિત્વ) પ્રાપ્ત થતું નથી; પરન્તુ ગુરુરૂપ સ્પર્શમણિના સંયોગથી ક્ષણમાત્ર (ઉપદેશક્ષણ)માં શિષ્ય તો ગુરુરૂપ બની જાય છે,

એથી કરીને સ્પર્શમણિના કરતાં ગુરૂની આ વિશેષતા સર્વત્ર વર્ણિત છે. અસ્તુ! જાળંધરનાથ આ પ્રમાણે સમર્થ ગુરૂના સમર્થ શિષ્ય હોવાથી, એમણે મૈનાવતીને મંત્રોપદેશ, તથા મસ્તક ઉપર કૃપા હસ્ત મૂકીને ઉન્મની-ભાવની પ્રાપ્તિ કરાવી દીધી હતી. એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઇ નથી. અથવા આશ્ચર્ય નહિ કેમ? છે. જે કાર્ય લોકોથી થવું અશક્ય, તે કરવું એને આશ્ચર્ય કહે છે. હનૂમાને સમુદ્રનું ઉલ્લંઘન કર્યું અને અગસ્તિએ સમુદ્રનું પાન કર્યું. એને મોટું આશ્ચર્ય કહે છે. તે પ્રમાણે વિષય ભોગની ઇચ્છાને છોડીને મોક્ષની ઇચ્છા કરવી, એ આશ્ચર્યજ; કેમકે તે અનેક જન્મોને વિષે કરવામાં આવેલાં પુણ્ય કર્મોનું ફળ છે. અર્થાત્ કોટયાવધિ મનુષ્યોમાં ઇશ્વરના અનુગ્રહથી, જે કોઇ કૂટસ્થ ચિદ્રૂપ આત્માને જુએ છે, ત્હેને જોઇને લોકો આશ્ચર્ય ભરિત થાય છે. સારાંશ, આત્મા, તેનું જ્ઞાન અને તેનો જ્ઞાતા એ સર્વ આશ્ચર્ય તુલ્ય જ છે. આત્મતત્ત્વ જાણનારો અને જ્ઞાનેચ્છુને ઉપદેશ કરનારો પુરૂષ પરમેશ્વરની પેઠે અત્યંત દુર્લભ હોવાથી, લોકોને તે આશ્ચર્યભુત થઇ પડે છે. તેમજ મનવાણીને અગોચર આત્માનું શબ્દવડે વર્ણન કરવું. અને તેનાથી નિર્વિકલ્પક સાક્ષાત્કાર થવો, એ પણ આશ્ચર્ય છે આત્મતત્ત્વ જીજ્ઞાસુ ગુરૂની પાસે જઇને, આત્મજ્ઞાન શ્રવણ કરે છે, તે પણ એક વૈષયિક દૃષ્ટિવાળા પુરૂષને આશ્ચર્ય જનક કેમ ના લાગે? તેજ પ્રમાણે જન્મભર શ્રવણાદિ કર્યાં કરીને થાકી જવા છતાં તે આત્માને જાણતા નથી, એવા પુરૂષો પણ આશ્ચર્યવત્ હોય છે. સારાંશ, જાલંધરનાથ અને મૈનાવતીનું કાર્ય આવી આશ્ચર્ય કોટિનુંજ હતું, એમ સમજવું. અસ્તુ!

નિર્વિકલ્પક સમાધિમાં સ્થિત મૈનાવતીને જાલંધરનાથે સાવધ કીધી અને પૂછ્યું:—"કેમ, માઈ મૈનાવતી! ત્હમારી શી ઇચ્છા છે?" મૈનાવતીએ કહ્યું:—"મહારાજ! આપની કૃપાથી હું પૂર્ણકામ થઇ છું."

मदज्ञानोदितं विश्वं मय्येव लयमागतम् ।
अपरोक्षचिदानंदसाम्राज्यमधुनास्म्यहम् ॥

મ્હારા સ્વરૂપના અજ્ઞાનથી ઉત્પન્ન થએલું વિશ્વ મ્હારામાંજ વિલીન થએલું છે, અને હાલ હું સચ્ચિદાનંદ અપરોક્ષપદના ઉપર સ્થિત થઇને પૂર્ણકામ થઇ છું.

**यशोदागीतमधुरैर्मृदुवेदांतभाषितैः।**
**लालितः प्रापितो निद्रां मोदे गोविंदवत् सदा ॥**

મહારાજ ! યશોદાના ગાયનના માધુર્યથી લાલિત અને નિદ્રા સુખની પ્રાપ્તિ કરાવી દીધેલી હોવાથી, કૃષ્ણ જે પ્રમાણે આનંદિત થતા હતા, તે પ્રમાણે '**यशो-दा**' યાને કીર્તિપ્રદ વિદ્યાએ ગાએલાં વાક્યોને ગુરૂમુખે શ્રવણ કરવાથી જેનામાં માધુર્ય ઉત્પન્ન થયું છે, અને જે સૂક્ષ્મ અર્થ પ્રતિપાદક તથા સુખોત્પાદક હોવાથી જેમનો સ્પર્શ કોમલ છે, એવા વેદાન્ત વાક્યોવડે લાલિત અને પ્રપંચ વિસ્મૃતિરૂપ નિદ્રાને પ્રાપ્ત થએલી હું સદા આનંદિત થાઉં છું.

**श्रीमतां कृपया नूनमस्माकं किमु दुर्लभम्।**

હે શ્રી ગુરો ! આપ સરખા સ્વાત્માનુભવસંપન્ન, અને જેમનું દયા પૂર્ણ ચિત્ત છે, એવા આપની કૃપાથી, શિષ્યભાવને પ્રાપ્ત થએલા હમારા જેવાને શું દુર્લભ છે ? કાંઇ પણ નહિ; સઘળુંજ સુલભ છે. સારાંશ, ગુરૂએ ઉપદેશેલા માર્ગે અને જાતથી કરેલા અભ્યાસવડે, જે પ્રમાણે પક્ષિણી પાંખવડે વિચારપદમાં[1] સ્થિત થાય છે, તે પ્રમાણે મૈનાવતી વિચારપદમાં[2] સ્થિત થઇ. કોઈએ કોઇને એકાદ ગામનો માર્ગ બતાવ્યો હોય, છતાં તે મનુષ્ય તે માર્ગે ગમન ન કરે, તો ઇચ્છિત ગામ પહોંચી શી રીતે શકે ? તેજ પ્રમાણે મોક્ષગામનો માર્ગ ગુરૂએ બતાવ્યો

---

૧ **वि-चार-पद**=પક્ષિઓનો સંચાર જેમાં છે, એવું સ્થાન અર્થાત્ આકાશ.

૨ **विना पक्षिणा गरुडेन चरतीति विचारो विष्णुस्तत्पदम्, 'तद्विष्णोः परमं पदम्.'** ગરૂડગામી વિષ્ણુ અર્થાત્ સર્વવ્યાપી પરમાત્મા, ત્હેનું પરમપદ, જે શ્રુતિને વિષે પ્રસિદ્ધ છે, તે.

હોય, પરન્તુ તે માર્ગે શિષ્યનું ચાલવું (વર્તન) ન થતું હોય તો તે સ્થળ પ્રાપ્ત શી રીતે થઈ શકે ? એટલા માટે ગુરૂને માર્ગદર્શક કહ્યા છે, અને ચાલવું એ શિષ્યનું કામ છે. મૈનાવતી જો એમના ઉપદેશાનુસાર ન વર્તી હત, તો એને આનંદરૂપ મોક્ષની પ્રાપ્તિ કદી ન થઇ હત. અસ્તુ !

આ પ્રમાણે મૈનાવતીને કૃતાર્થતા પ્રાપ્ત થઇ. તોપણ ત્હેણે નિત્ય ગુરૂનું દર્શન, પૂજન, ધ્યાન, સેવન ઇત્યાદિક ન છોડી દીધું.

**यावज्जीवं त्रयं वंदेद्गुरुं वेदान्तमीश्वरम् ।**

કૃતાર્થતા પ્રાપ્ત થઇ હોય તોપણ, જ્યાંસુધી જીવ છે ત્યાંસુધી ગુરૂ, બ્રહ્મવિદ્યા, અને ઇશ્વર એ ત્રણેને વંદન કરવું જોઇએ, એમ શાસ્ત્રમાં કહ્યું છે. તે નિયમને અનુસરીને મૈનાવતી ગુરૂનું વંદન પૂજન કર્યા કરતી હતી.

પરમપદ પ્રાપ્તિને માટે, ગુરૂવગર અન્ય સાધન નથી, એ પ્રમાણે વેદશાસ્ત્ર પુરાણાદિકોમાં ત્હેમનો મહિમા વર્ણવેલો છે, તે યથાર્થ છે. પરંતુ આ ભીષણ કલિકાળમાં લોકો એ ગુરૂ અને દીક્ષાનું યથાર્થ તત્ત્વ સમજતા નથી. ગુરૂ શિષ્યોને પોતાના પેટનો ખાડો પૂરવાને માટે કાંઇક મંત્રપ્રદાન કરે છે, અને શિષ્ય પણ પોતાને વૈભવ પ્રાપ્તિ થાય એવી સમજથી ત્હેમની પાસેથી દીક્ષા ગ્રહણ કરે છે. વસ્તુતઃ ત્રિવિધ તાપમાંથી નિર્મુક્ત થવા સારૂં ગુરૂ આદિ પાસેથી દીક્ષા ગ્રહણ કરવાની છે, નહિ કે ભાગ્યને માટે. પરંતુ જેમના પોતાનાજ તાપની શાંતિ થઇ નથી, અને સર્વ કાલ જેઓ અશાંતચિત્ત છે, તેવાની પાસે કોઈ તીવ્ર મુમુક્ષાધારણ કરીને જાય, તો શું ? પોતે જાતે ડૂબેલા બીજાને શી રીતે તારી શકવાના હતા ? તેમજ ત્હેમનાથી શિષ્યના તાપનું શમન શી રીતે થઇ શકશે ? એટલા માટે જેઓ સદા સેવન કરવાને યોગ્ય છે, એવા ગુરૂનાં થોડાંક લક્ષણોનું અત્રે નિરૂપણ કરીશું; તેમજ શિષ્યે પણ કેવા લક્ષણ સંપન્ન થવું જોઇએ, જેથી અધિકારી ગુરૂદ્વારા

શીઘ્ર તત્ત્વસાક્ષાત્કાર થઇ શકે, તે પણ બતાવીશું. ભગવાન્ ઉદ્ધવને કહે છે કેઃ—

**सन्तोऽनपेक्षा मच्चित्ताः प्रशान्ताः समदर्शनाः।**
**निर्ममा निरहंकारा निर्द्वन्द्वा निष्परिग्रहाः॥**

બ્રહ્મને જાણનારાને બ્રહ્મરૂપજ કહેવામાં આવે છે. તેજ પ્રમાણે સત્‌રૂપને સાક્ષાત્ કરનારાને સન્ત કહે છે. અને તેવાજ સદ્રુપનો ઉપદેશ કરવાથી, 'સદ્‌ગુરૂ' એ નામ પ્રસિદ્ધ, થએલું છે. '**सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्**।' અર્થાત્ 'હે સૌમ્ય! સૃષ્ટિની પહેલાં એક અદ્વિતીય સદ્રૂપ પરમાત્માજ હતા.' એ શ્રુતિમાં કહેલા સદ્રૂપ પરમાત્માના બોધક હોવાથી, જેમને 'સત્-ગુરૂ' (**गृणाति-उपदिशति**) એ પ્રમાણે કહે છે. તેમજ જેઓ વ્યાવહારિક વિષયનો બોધ કરે છે, ત્હેમને 'ગુરૂ' કહે છે. આ ઉપરથી 'સંત,' 'ગુરુ' એ ભિન્ન ભિન્ન હોય છે, એમ ન સમજવું. અસ્તુ!

સન્તોનાં ગુણ તો અમિત છે, પરંતુ અત્રે તો તેમાંહેના આઠનુંજ કથન કરેલું છે. હે ઉદ્ધવ! પ્રથમ નિરપેક્ષા એ ગુણ છે. જોએલા અગર સાંભળેલા વિષયને સારૂ જેમને ઇચ્છા થતી નથી; કેમકે વિષય 'અસત્ બંધક તથા તુચ્છ' હોવાનું તેઓને પૂર્ણજ્ઞાન હોય છે. તથા જેઓ સર્વકાલ મ્હારા સ્વરુપને વિષે પોતાના ચિત્ત રાખે છે. જેમનામાં કામ ક્રોધ લોભાદિદોષો વસતા નથી, અને તેથી તેઓ પ્રશાન્ત હોય છે. કોઇએ પ્રાણાન્ત અપકાર કરવા છતાં, જેમને ક્ષોભ ઉપજતો નથી, અને ઉલટો તેઓ તે અપકાર કરનારા ઉપર ઉપકાર કરે છે, એ ત્રીજો ગુણ છે. આ પ્રકારની પ્રશાન્તતાનું કારણ એ હોય છે કે એમનું સર્વત્ર સમદર્શન રહે છે. જગત્ જોકે વિષમ (દ્વૈત, દ્વંદ્વયુક્ત) છે, તોપણ નામરૂપને છોડીને, જેઓ સમ બ્રહ્મ ઉપર દૃષ્ટિ રાખે છે, અને સર્વને એકરૂપ જુએ છે. તે પ્રમાણે જેમણે દેહની અહંતાને અને તત્સંબંધીઓની મમતાને તજી દીધેલી હોય છે, તેમજ

તેઓ દ્વંદ્વ (સુખ દુઃખ, માનાપમાન, શીતોષ્ણ ઇત્યાદિ) વિરહિત હોય છે. દેહ વાઘના મ્હોંડામાં પડે અથવા પાલકી ઉપર ચઢે તેનાથી જેને દુઃખ અગર હર્ષ થતો નથી. દેહની છાયા વિષ્ઠા ઉપર પડે અગર પાલકીમાં પડે તેથી કયા પુરૂષને દુઃખ સુખ થાય છે? કોઇને નહિ. તેજ પ્રમાણે મુક્ત પુરૂષોને દેહના ભોગથી હર્ષ ઉદ્વેગ ઉપજતાં નથી. અને આઠમો ગુણ કોઇ વસ્તુનો સંગ્રહ ન કરવો, તે છે. આ પ્રમાણે એ આઠ ગુણ અષ્ટસિદ્ધિઓની માફક જેમની પાસે નિવાસ કરે છે, ત્હેમનો સમાગમ કરવાથી અને ત્હેમના ઉપદેશામૃતનું પાન કર્યાથી, તથા ત્હેમની પાસેથી દીક્ષા ગ્રહણ કીધાથી જીવ પૂર્ણકામ થાય છે.

હવે શિષ્યમાં પણ કેવાં લક્ષણ હોવાં જોઇએ, તે જુઓ !

**अमान्यमत्सरो दक्षो निर्ममो दृढसौहृदः ।**
**असत्वरोऽर्थजिज्ञासुरनसूयुरमोघवाक् ॥**

શિષ્ય માન રહિત હોવો જોઇએ. કોઇ માન સન્માન કરે, તોપણ પ્રચંડ પવનથી કેળનું ઝાડ અથવા પાણીમાં રવિમંડલ કંપિત થાય છે, તે પ્રમાણે કંપિત થવું. કેમકે, હું જો માન સ્વીકારીશ તો મ્હને દેહાભિમાન વિશેષ થશે, અને પછી કોઇ અપમાન કરશે તો દુઃખ પણ થશે એમ સમજવું. તેમજ મત્સર ન કરવો. જ્ઞાનાભિમાનથીજ તે ઉત્પન્ન થાય છે. વસિષ્ઠ વિશ્વામિત્રનું વૃત્તાન્ત ક્યાં અજાણ્યું છે? અથવા અંબરીષ દુર્વાસાની કથા ક્યાં અશ્રુત છે? કિંવા કર્મઠ બ્રાહ્મણોએ નિન્દા અને તિરસ્કાર કરી કૃષ્ણને અન્નપ્રદાન ન કીધું, એ વાત પણ ક્યાં પ્રસિદ્ધ નથી? એનું મૂળ જુઓ તો જ્ઞાનનું અભિમાન. અજ્ઞાની પુરૂષ કોની સાથે કોના કુમખ ઉપર મત્સર કરવાનો હતો? એટલા માટે નિર્મત્સરતા ધારણ કરવા ખાતર જ્ઞાનનું અભિમાન કાઢી નાંખવું. તથા ગુરૂસેવા માટે નિરાલસ્યપણું હોવું જોઇએ, અને દેહગેહ ઇત્યાદિની મમતાપણ તજી દેવી જોઇએ. તેજ પ્રમાણે ગુરૂના ઉપરજ અત્યન્તપ્રેમ હોવો જોઇએ, તથા શરીર સંગત

થાય તોપણ ચિત્તને ચંચલ ન થવા દેવું જોઇએ. કૃપણનું શરીર ઘરમાં, શહેરમાં, દેશાન્તરમાં ફરતું હશે, તોપણ ત્હેનું મન તો જ્યાં ઘરમાં ખજાનો હોય છે ત્યાંજ તેના ઉપરજ અચળ રહે છે; તે પ્રમાણે ગુરૂનેજ મુખ્ય ધન સમજીને, ત્હેમના ચરણકમળમાં ચિત્તને સ્થિર રાખવું અને પરમાર્થજ્ઞાનની ઇચ્છા હોવી જોઇએ તથા અનસૂયુ (ગુરૂમાં અસૂયા યાને ગુણોપરદોષારોપ ન કરવો) તેમજ નિરર્થક બકવાદ ન કરવો. એવા નવ ગુણ અવશ્ય હશે, તો પૂર્વોક્ત સદ્‌ગુરૂની કૃપાથી, શિષ્યને સાયુજ્ય પદની પ્રાપ્તિ થશે, એ નિઃસંશય સમજવું. આ પ્રમાણે ગુરૂ અને શિષ્ય એ બન્નેનાં લક્ષણ જાણવાથી, આજકાલના ગુરૂશિષ્યમાં જ્ઞાના[1]ભાવ કેમ હોય છે તે આદર્શવત્ જણાઇ આવશે. પરન્તુ એટલું ખ્યાલમાં રાખવું કે એ લક્ષણો પરમપદ પ્રાપ્ત કરાવવાને સમર્થ ગુરૂનાં, તથા તે પદની ઇચ્છા કરનારા શિષ્યનાં છે. અસ્તુ !

જાળંધરનાથનો અને મૈનાવતીનો આ પ્રકારનોજ અધિકાર હતો. તેથીજ ત્હેમના સમાગમથી, ઉપદેશથી તથા દીક્ષા ગ્રહણ કરી કૃપા હસ્ત માથે મૂકાવ્યાથી તે કૃતાર્થ થઇ હતી. નહિ તો, રામદાસસ્વામીની પાસે એક શિષ્ય આવ્યો હતોજ, તેની હકીકતનો પણ ખ્યાલ કરોઃ-

કોઇ એક ગૃહસ્થે રામદાસસ્વામીની એવી કીર્તિ સાંભળી કે તે સાક્ષાત્ હનુમાનનો અવતાર છે, અને મોટા ચમત્કારી પુરૂષ છે. એમની જેના ઉપર કૃપા થાય છે, તેનું કલ્યાણ થાય છે, માટે આપણે પણ એમની પાસે જઇને એમનો ઉપદેશ ગ્રહણ કરવો, એ પ્રમાણે એણે નિશ્ચય કીધો. ત્યારબાદ, એક દિવસ તે સ્વામી મહારાજની પાસે આવી પ્રાર્થના કરવા લાગ્યો ત્યારે ત્હેમણે એણે ત્રયોદશાક્ષરમંત્ર (શ્રીરામ જય રામ જય જય રામ) આપ્યો, અને તેનો જપ કરવાનું કહ્યું. સાધુઓનું શીલ એવું હોય છે કે વિષયાસક્ત સંસારીપુરૂષોને ત્હેમના અધિકારાનુરૂપ મંત્રોપદેશ કરીને સન્માર્ગે પ્રવર્તાવવા. તે મુજબ

---

૧ અંહીયાં શાસ્ત્રજ્ઞાન નહિ સમજવું, પરન્તુ આત્માનુભવજ્ઞાન.

ત્હેમણે મંત્ર તો આપ્યો, પરન્તુ આ ગૃહસ્થને પરમાર્થ ઓછોજ જોઇતો હતો ? એણે તો એમના ઉપદેશથી ભાગ્ય વિશેષ ખુલે, એ હેતુથી શિષ્ય બની તે ઉપદેશ લીધો હતો. ઘણા દિવસ વીત્યા ત્યારે એને જપ કરતાં કરતાં કંટાળો આવી ગયો, અને એને એવું લાગ્યું કે સ્વામીજીના મંત્રોપદેશમાં કાંઇ ચમત્કૃતિ નથી. કેમકે, ' જ્યારથી મ્હેં મંત્ર લીધો, ત્યારથી વિશેષ લાભ તો કશો થતો નથી પરન્તુ ઉલટી કાંઇને કાંઇ આપત્તિજ આવતી રહે છે, એ પ્રમાણે એના મનમાં સ્વામીને માટે તથા એમના મન્ત્રને માટે અભાવ ઉત્પન્ન થયો.

થોડાજ વખતમાં તુકારામની કીર્તિ જ્યારે એના સાંભળવામાં આવી. ત્યારે એણે વિચાર કર્યો કે, 'તુકારામ મોટા મહાત્મા છે અને ત્હેમની સાથે ભગવાન્ બોલે છે અને ખાય છે પીએ છે,' એ પ્રમાણે લોકો વાત કરે છે, તો ત્હેમની પાસે જઇને મંત્રોપદેશ ગ્રહણ કરીને હું કૃતાર્થ થાઉં. ત્યારબાદ એક દિવસે ચાલીને એમની પાસે ગયો, અને ઉપદેશ કરવા સારૂ ત્હેમને પ્રાર્થના કીધી. તુકારામે પૂછ્યું 'પહેલાં ત્હમે કોઇ પાસેથી મંત્રનો ઉપદેશ લીધો હતો ?' એણે કહ્યું:- 'રામદાસનો મંત્ર લીધો હતો. એ ઉપર તુકારામે જવાબ દીધો:-'ત્યારે હું એમનાથી શું વિશેષ કહેવાનો હતો ? તથા શાસ્ત્રનો એવો નિયમ છે કે એકજ ગુરૂ પાસેથી દીક્ષા ગ્રહણ કરવી જોઇએ. એથી હવે મ્હારાથી ત્હમને ઉપદેશ થઈ શકે તેમ નથી.' તે ગૃહસ્થે કહ્યું:— 'આપનો અધિકાર મોટો છે; આપની કીર્તિ મ્હેં સાંભળી છે માટે આપે મ્હને નિરાશ ન કરવો જોઇએ. આપનો અનુગ્રહ સંપાદન કર્યા વગર હું અહીંથી ખસવાનો નથી.' ત્યારે તુકારામ બોલ્યા:—"ભાઇ ! એમજ જો હોય, તો પહેલાં રામદાસનો મંત્ર એમને પાછો આપી આવો, પછી હું ત્હમને ઉપદેશ કરીશ." તે ગૃહસ્થ તુકારામનું વચન સાંભળી ત્યાંથી જે નીકળ્યો તે જ્યાં કૃષ્ણાનદી ઉપર રામદાસ સ્વામી સ્નાન સંધ્યાદિ કર્મ કરતા હતા, ત્યાં આગળ આવી પહોંચ્યો. એણે ત્હેમને

નમસ્કાર કરીને કહ્યું કે, આપનો ઉપદેશ મ્હને વિશેષ ભાગ્યશાળી બનાવી શકશે, એ હેતુથી મ્હેં લીધો હતો, પરન્તુ આપનો આપેલો એ મંત્ર મ્હને અનુકૂળ થઈ પડયો નહિ. જ્યારથી મંત્રોપદેશ લીધો છે, ત્યારથી કાંઇને કાંઇ આપત્તિ આવતી રહી છે, માટે એ મંત્ર આપ પાછો લઇ લ્યો. રામદાસ કહેવા લાગ્યાઃ—"ઠીક, ભાઇ ! મ્હારો આપેલો મન્ત્ર ત્હારે આજથી ન જપવો." એણે કહ્યું:—"જેવો આપ્યો, તેવો પાછો લઇ લ્યો, અને દક્ષિણામાં આપેલા રૂપીઆ પાછા આપી દો." તે સાંભળીને રામદાસ તો હસવા લાગ્યા, પરન્તુ એને ચમત્કૃતિ બતાવવા સારૂ કહ્યું કે, "ભાઇ ! નદીના પાણીના કોગળા કરો અને આ પત્થર ઉપર થૂંકો." એણે ઝટ કરતા કોગળા કર્યા અને પત્થર ઉપર જેવો થૂંકયો કે તરતજ મંત્રના તેર અક્ષર (શ્રીરામ જય રામ જય જય રામ) તેના ઉપર ઉપસી આવ્યા તથા એની વાણી બંધ થઇ ગઇ.

પછી તે ગૃહસ્થ દુઃખી થઇને તુકારામની પાસે આવ્યો, અને 'હૂં હૂં હૂં' વગેરે ઇશારત કરીને 'એને મંત્ર પાછો આપી આવ્યો છું, આપ હવે ઉપદેશ કરો' એમ સૂચવવા લાગ્યો, તુકારામ જ્ઞાન દૃષ્ટિથી સર્વ હકીકતનો ભેદ પામી ગયા. અને રામદાસનો કેવો અધિકાર છે, તે તો એ પહેલેથીજ જાણતા હતા; તેથી એના ઉપર દયા કરાવવા સારૂ, તુકારામ એ ગૃહસ્થને લઇને જ્યાં રામદાસ હતા ત્યાં આગળ આવી પહોંચ્યા. ત્યાં આવ્યા બાદ રામદાસને નમન કરીને તુકારામે કહ્યુંઃ-આની વાણી બંધ થઈ ગઇ છે, તો આપ એનાપર કૃપા કરો; એ તો મૂઢજ છે. દૈવયોગે આપ સરખા સમર્થ ગુરૂની મુલાકાત થઇ અને મંત્રોપદેશ પણ લીધો, તોપણ જન્માન્તરનાં સંસ્કાર પાપી હોવાને લીધે, આપને માટે તેમજ આપના મંત્રને માટે એના મનમાં કુભાવ ઉત્પન્ન થયો, અને મ્હારી પાસે ઉપદેશ ગ્રહણ કરવા સારૂ આવ્યો આવ્યો. પરન્તુ એણે જરાપણ વિચાર ન કીધો કે એમના

મન્ત્રમાં તો આટલું બધું સામર્થ્ય છે, કે કોગળા કરી પત્થર ઉપર થૂકતાવારને તે અક્ષરો પ્રગટી નીકળ્યા. અસ્તુ ! હવે આપ એના ઉપર દયા કરો. રામદાસે તુકારામના બાળપણનું માન રાખ્યું અને કહ્યું કે, જ્યાં આગળ કોગળા કરીને થૂક્યા છે, તેજ જગ્યા આગળ જીભથી ચાટશે, તો એની વાણી પાછી પહેલાંના જેવીજ થઇ જશે. રામદાસના વચનને અનુસરીને, તે ગૃહસ્થે જે પત્થર ઉપર અક્ષર પ્રગટ થયા હતા, ત્યાં આગળ જીભથી ચાટવા માંડતાં તરતજ તેની વાચા ખુલી ગઈ, અને પહેલાંની માફક બોલવા લાગ્યો પછી ત્હેણે રામદાસસ્વામીને દંડવત્ નમન અને પ્રાર્થના કીધી અને પોતાના અપરાધની ક્ષમા યાચી. તુકારામે કહ્યું:—અરે એમના મનમાં ક્રોધ હત, તો ત્હમારા ઉપર એ દયા શેના કરત ? જેમના સામર્થ્યથી આ જડ પત્થરને પણ અક્ષરની પ્રાપ્તિ થઇ, તો સચેતન એવો જે તું ત્હેને અક્ષર (બ્રહ્મ) નો લાભ શું નહિ થઇ શકત વારૂ ? પરંતુ શ્રદ્ધા વિના સઘળું શૂન્ય ! અસ્તુ ! હવે એમની સેવા તથા આપેલા મંત્રનો જપ કરતાં રહેવું. ત્હમને ઉપદેશ કરવાનો મ્હારો અધિકાર નથી. એટલું એમણે કહ્યાબાદ, સહુ પોતપોતાના સ્થાનપર ચાલ્યા ગયા. તાત્પર્ય, એ છે કે આ પ્રકારના અનધિકારી શિષ્યને સમર્થ ગુરૂ પણ શું કરી શકશે ? બીજી દૃષ્ટિથી જોઇશું, તો અધિકારસંપન્ન શિષ્યની અનધિકારી ગુરૂપણ શી કામના પૂર્ણ કરી શકે તેમ છે ? એટલા માટે, બન્નેય જો યથાધિકારી હશે, તો દીક્ષાગ્રહણ ફલદાયી નીવડશે.

સાધુ અનધિકારી પુરૂષને જ્ઞાનોપદેશવડે જ્ઞાની બનાવીને મુક્ત કરી દેત, તો સંસારના સર્વ પ્રાણીઓ મુક્તિનો લાભ લઈ શકત, અને કોઇપણ દુઃખી રહેત નહિ; પણ એ પ્રમાણે કરતા નથી, તે ઉપરથી કોઇ એવી શંકા ઉપસ્થિત કરશે કે સંતકૃપા સમર્થ નથી; તો એનું સમાધાન નીચે પ્રમાણે છે. અનધિકારીથી જો કે જ્ઞાન સમજાશે નહિ, તોપણ તે કૃતાર્થ તો કરે છેજ, કેવી રીતે ! તો ધ્યાન કરો. જો

ઉપાયથી હેને અધિકાર પ્રાપ્ત થશે, તે ચિત્ત શુદ્ધિનો માર્ગ તો દેખાડવાનોજ, અને યથાવિધિ શરણે આવીને અગર જો કે તત્ત્વજ્ઞાન સમજાયું નહિ હોય, તોપણ પોતાના ચરણને જે શિષ્ય છોડશે નહિ, હેને તો અવશ્ય તે કૃતાર્થતા પ્રાપ્ત કરાવી દેશેજ. પરંતુ ગુરૂચરણને છોડીજનારો સન્માર્ગથી ભ્રષ્ટ થાય છે, તેમાં સંત બીચારા શું કરે? એટલા માટે તત્ત્વસાક્ષાત્કાર થતાં સુધી સમર્થગુરૂ ઉપર શ્રદ્ધા રાખીને શિષ્યે હેમનું સેવન કરવુંજ ઉચિત છે. મૈનાવતીની એ પ્રમાણે જાલંધરનાથના ઉપર અચળ શ્રદ્ધા હોવાથી, હેમની કૃપા એને નિર્વિકલ્પક સમાધિપર્યન્ત ફલદ્રૂપ નીવડી.

સારાંશ, મૈનાવતીની માફક જેમણે સદ્ગુરૂની કૃપા સંપાદન કરી હોય, અને તેનાવડે જેમને માતાના ઉદરમાં વારંવાર જન્મ ધારણ કરવો પડનો નહિ હોય હેમનોજ જન્મ ઉત્તમ, યાને સફલ થએલો સમજવો.

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंदसरस्वती शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे मैनावतीसमाधिप्राप्तिर्नाम प्रथमोऽध्याय ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**। इति शिवम् ।**



# द्वितीयाऽध्यायः



**गुरुपदमवलंब्य ब्रह्मविद्यातरिस्था ।**

**अधिगतपरपारा राजमाताऽतिधन्या ॥ ब्रा. ग. ॥**

ગોપીચંદરાજાની માતા મૈનાવતી, ગુરૂ જાળંધરનાથના ચરણનો આશ્રય કરીને, ત્હેમના આશીર્વાદથી બ્રહ્મજ્ઞાનરૂપ નૌકામાં સ્થિત થઇ અને સંસારસમુદ્રનાપર કિનારાને, અર્થાત્ માયા તેમજ તેના કાર્ય સંસારશૂન્ય બ્રહ્મપદને, પ્રાપ્ત થઇને કૃતકૃત્ય થઇ. ઐહલૌકિક અને પારલૌકિક ઐશ્વર્યની પ્રાપ્તિવડેજ કૃતકૃત્યતા સમજનારાના કરતાં મૈનાવતીની ધન્યતા અત્યંત શ્રેષ્ઠ સમજવી. એની ઉપમામાં ક્ષીરસમુદ્ર, વ્યોમ, તથા મેરૂપણ આવે નહિ. ખ્યાલ કરો ! મેઘ, સૂર્ય, ધૂળ, પક્ષી ઇત્યાદિ જો કે આકાશમાં વિચરે છે, અને તેમનાથી તે લિપ્ત થતું નથી, તોપણ સર્વદા નીરસ (સુખશૂન્ય) હોય છે. તેજ પ્રમાણે ક્ષીર સમુદ્ર સરસ (જલસહિત) હોવા છતાં, ચંદ્રોદયમાં વૃદ્ધિરૂપ પરિણામને પ્રાપ્ત થવા છતાંયે તેનો ત્યાગ કરી દે છે, યાને તેને હ્રાસ પરિણામની પ્રાપ્તિ થાય છે. તેજ પ્રમાણે મેરૂ જોકે હ્રાસ વૃદ્ધિ વિકારરહિત છે, અને સુવર્ણમય હોવાથી લોકોને હર્ષોત્પાદક થઇ પડે છે, તોપણ તે હર્ષનો આધાર થતો નથી; કેમકે તે જાતે જડ છે. પરન્તુ, ગુરૂકૃપાથી આત્મરૂપ બનેલી મૈનાવતી, નીરસ નથી, પરન્તુ સુખરૂપ છે. '**रसो वै सः**' એ શ્રુતિમાં આત્માને રસ (સુખ)રૂપ વર્ણવ્યો છે. તેમજ મૈનાવતી, વૃદ્ધિક્ષય પરિણામશૂન્ય છે, અર્થાત્ સર્વદા એકરૂપ હોવાથી નિત્ય છે. એથી કરીને, નીરસ આકાશ, વૃદ્ધિક્ષય યુક્ત ક્ષીરાબ્ધિ, અને મોદરહિત મેરૂ, ત્હેની ઉપમાને શી રીતે પ્રાપ્ત થઇ શકવાનાં હતાં ? સારાંશ, જે નિત્યાનંદાત્મક થએલી હતી ત્હેને ઉપમા, જો આત્માની તુલ્ય બીજો આત્મા હત તોજ આપી શકાત; પરન્તુ આનંદરૂપ આત્મા એક અદ્વિતીય હોવાનું શ્રુત્યાદિકોમાં વર્ણવેલું છે.

આના ઉપર શંકા થશે કે શ્રુત્યાદિકોમાં આકાશની ઉપમાં આત્માને આપેલી ઘણાં સ્થાનમાં જણાઈ આવે છે; તો પછી આત્મરૂપ બનેલી મૈનાવતીને તેની ઉપમા આપવામાં શી હરકત છે? એમ જો ન થઇ શકે, તો શાસ્ત્રમાં આત્માને આકાશની ઉપમા શા હેતુથી આપી છે? તે પણ સમજાવો. એના સમાધાનમાં કહેવામાં આવે છે કે આકાશમાં સાયંકાળે અને પ્રાતઃકાળે નીલ પીત રક્ત વિગેરે ઘણાં રંગ મૂઢ દૃષ્ટિથી પ્રતીત થાય છે, તોપણ વિવેકીની દૃષ્ટિએ અનેક રંગોનો આશ્રય હોતો નથી. તેજ પ્રમાણે રક્ત શ્વેતશ્યામ (રજઃસત્વતમ) ગુણોનો આધાર આત્મા છે, એ પ્રમાણે મૂઢને પ્રતીત થવા છતાં, વસ્તુતઃ જ્ઞાનીની દૃષ્ટિએ ગુણોને પૃથક્ સત્તા છેજ નહિ, એથી તેમના આધારત્વને પણ અભાવજ છે; એજ હેતુથી આકાશની ઉપમા આપી છે. તથા આકાશમાં ઘણા મેઘો આવે છે અને જાય છે, તોપણ તેમાં કદીપણ જલ-રેખા જણાતી નથી; આ જલસંબંધશૂન્ય ધર્મવડે, વૈષયિક સુખની ઉત્પત્તિ અને નાશ પ્રતીત થયો, તોપણ આત્માને વિષે તેનો કશો સંબંધ નથી, એજ હેતુથી આકાશની ઉપમાં શ્રુતિમાં વર્ણવી છે. તેમજ આકાશ ભુરારંગનું છે. તથા કઢાઇના જેવી તેની આકૃતિ છે, એમ અવિવેકીને લાગે, તોપણ તે આકાર અને વર્ણ મિથ્યા છે; તે પ્રમાણે આત્માને વિષે આકારત્વ અને અજ્ઞાનત્વની પ્રતીતિ લોકદૃષ્ટિએ થવા છતાં જ્ઞાનીની દૃષ્ટિએ તેનો અભાવજ હોય છે; એજ કારણથી આકાશની ઉપમા કહેલી છે, એમ જાણવું. અસ્તુ!

મૈનાવતી સદ્‌ગુરૂની પાસે જઇને જે પ્રમાણે મંત્ર પ્રાપ્ત્યર્થ પ્રાર્થના કરતી હતી. તે પ્રમાણે આપણે પણ નિત્ય પ્રાર્થના કરવી ઘટે છે. એને માટે અન્યોક્તિથી કહીએ છીએ કેઃ-

**विशालकुक्षौ रमते न त्वन्यत्र पतिर्मम ।**
**येन कुक्षिर्विशाला स्यात्स मंत्रो मम दीयताम् ॥**

કોઇ એક સ્ત્રી એક સિદ્ધની પાસે આવીને પોતાનો હેતુ કહેવા લાગી કે, હે મહારાજ! મ્હારો પતિ વિશાલ (હરિણીના જેવી દીર્ઘ)

નેત્રવાળી સ્ત્રીને વિષે રમમાણ થાય છે, અન્ય ગજનેત્રવાળી સ્ત્રીમાં થતો નથી. એટલા માટે, જે મંત્રથી મારી દૃષ્ટિ (નેત્ર) વિશાળ થાય એવો કોઇક મંત્ર તંત્ર ઔષધિ વગેરે ઇલાજ બતાવો. એ પ્રમાણે સિદ્ધની પાસે શિષ્યે જઇને કહેવું જોઇએ કે, હે ગુરો! મ્હારા માને (બુદ્ધિયુક્ત ચિદાભાસ) જીવના, સચ્ચિદાનંદ અર્પણ કરીને પાલન કરનારા જે પરમાત્માપતિ, તે વિશાલ (અપરિચ્છિન્ન) દૃષ્ટિને વિષે, અર્થાત્ બ્રહ્માકાર '**अहंब्रह्मास्मि**' એવી પ્રમા (યથાર્થજ્ઞાન) વૃત્તિમાં રમમાણ થાય છે; પરિચ્છિન્ન વૃત્તિમાં નહિ, એથી કરીને જે પ્રણવ, યોગ અગર જ્ઞાનરૂપ મંત્રવડે મ્હારી દૃષ્ટિ વિશાળ થઈ જાય (બ્રહ્માનુભવ જેનાથી થાય છે, એવી '**अहंब्रह्मास्मि**' એ પ્રમાણેની વૃત્તિ, સર્વત્ર બ્રહ્મજ છે એ પ્રકારની થશે) તેવા મંત્રાદિનું સાધન, હું જે આપનો શિષ્ય છું ત્હેને આપ સમર્પણ કરો. આ પ્રમાણે ગુરુની પ્રાર્થના નહિ કર્યાથી, જ્ઞાનોત્પત્તિ થાય નહિ, તો સામાન્ય બુદ્ધિથી કરેલી ગુરુસેવાવડે નાહક આયુષ્યવ્યયમાત્ર ફ્લ ઉત્પન્ન થશે, અને તેનાથી દુઃખ પરંપરાજ પ્રાપ્ત થવાની. એટલા માટે, દેવબુદ્ધિથી ગુરુનુંસેવન અને આત્મતુલ્ય પ્રેમ રાખીને વિશાળ દૃષ્ટિ પ્રાપ્ત થાય તેટલા ખાતર શિષ્યે મંત્રોપદેશની પ્રાર્થના કરવી ઉચિત છે. તેમ કર્યાથી, મૈનાવતીની માફક નિઃસંશય નિજાનન્દને વિષે સ્થિતિ પ્રાપ્ત થયા વિના રહેશે નહિ.

પુત્રના ઉપર માતાની પ્રીતિ પિતાના કરતાં પણ વિશેષ હોય છે. પોતાના પુત્રને કોઇપણ વસ્તુ આપ્યા વગર માતા પહેલી કદી ખાશે નહિ. વસ્ત્રાલંકાર વગેરે ઉત્તમ પદાર્થો પોતાના પુત્રને મળ્યાં કરે, અને તે સુખી થાય, એવી નિરંતર ત્હેની ઇચ્છા હોય છે, પોતાને એકાદ દુર્મિલ પદાર્થની પ્રાપ્તિ થતાં, પ્રથમ તે પુત્રને ઝટ કરતો આપશે, એવો વ્યવહારમાં પણ અનુભવ છે. તે પ્રમાણે મૈનાવતીને ગુરુની કૃપાથી જે બ્રહ્મરસનો લાભ થયો હતો, તેની પ્રાપ્તિ પોતાના

પુત્રને થાય તો તે અમર થાય, એવી એના મનમાં ઇચ્છા ઉત્પન્ન થઇ. પોતાના પુત્રને ગુરૂને શરણે જઇને, કૃતાર્થતા સંપાદન કરવા સારૂ ઉપદેશ કરવો, એવો એણે નિશ્ચય કર્યો, પરન્તુ સમયની રાહ જોઈ રહી હતી આ પ્રમાણે નિશ્ચય કર્યાને થોડાક દિવસ વીત્યાબાદ, એક વખત એવો પ્રસંગ ઉપસ્થિત થયો કે, મૈનાવતી પોતાના મ્હેલની બારી આગળ ઉભી હતી, અને નીચે ચોકમાં રાજાગોપીચંદ નહાવા બેઠો હતો. એની આસપાસ સુંદર સ્ત્રીઓ ઉભી ઉભી ત્હેના શરીરને નાના પ્રકારનાં સુગંધી તેલો ચોળી રહી હતી. તે દરમ્યાન મૈનાવતીની એકાએક દૃષ્ટિ નીચે પોતાના પુત્ર ઉપર પડી, અને ત્હેના મનમાં નીચે પ્રમાણે વિચાર ઉત્પન્ન થયોઃ-

**कलासमेतः कमलाप्रियो[1] यो ममैष पुत्रः शशिनासमानः।**
**नक्षत्रतुल्याः सुदृशस्तदीयाः का संगतिः कालकुहूः समीपे॥**

કમલાપ્રિય ( કમળોને અપ્રિય ) તથા ષોડશ કલાયુક્ત ચન્દ્રની પેઠે મ્હારો પુત્ર શોભે છે. કેમકે, એ પણ કળા (ચોસઠ કળા) યુક્ત છે, અને કમલાપ્રિય (લક્ષ્મીને પ્રિય) છે. તેમજ ચન્દ્રની આસપાસ, ત્હેની રોહિણી આદિ નક્ષત્રરૂપ સ્ત્રીઓ હોય છે, તે પ્રમાણે નક્ષત્ર સમાન રૂપવતી કામિનીઓ આ મ્હારા પુત્રની ચારે બાજુએ ઉભી રહી છે. પરન્તુ કાલરૂપી કુહૂ (ચન્દ્રકલાશૂન્ય અમાવાસ્યા)ના સમાગમથી, એની સૌંદર્ય વૈભવાદિકળા નષ્ટ થઇને ચન્દ્રની પેઠે, એ પણ વિદેહભાવને પ્રાપ્ત થશે. કેવળ મરણ જો કે વિદેહભાવ પ્રાપક છે, તોપણ તેનાથી મુક્તિ મળશે નહિ, કેમકે જ્ઞાનનો લાભ નથી માટે. વિદેહભાવના બે અર્થ છે; એક દેહરાહિત્ય (મરણ) અને બીજો વિદેહ-મુક્તિ, જે જીવન્મુક્તિના પછી પ્રાપ્ત થાય છે તે. રાજમાતા મૈનાવતી મનમાં વિચાર કરી રહી હતી કે, મ્હારો પતિ ત્રિલોકચંદ શું ખુબ-સુરત ન હતો? અગર પરાક્રમી તથા વૈભવશાલી નહિ હતો? પરન્તુ

---

[1] कमलानां अप्रियश्चन्द्रः, कमलायाः प्रियो राजा।

આત્મસાધન કર્યા વગર, તે જેમ કરાલકાલનો કોળીયો બની ગયો તે પ્રમાણે આ મ્હારા પુત્રનો પણ કાલ ગ્રાસ કર્યા વગર રહેશે નહિ. પુષ્પાદિકોની શય્યા ઉપર પણ એને સ્વસ્થ નિદ્રા આવતી નથી; મ્હારા આ પુત્રના ઉપર કાળના દૂત જબરદસ્તી કરીને એને લઇ જશે, તથા નાનાવિધ કરેલાં કર્મોને માટે એને શાસન પણ કરશે, તે એનાથી કેમ સહન થઈ શકશે ? કાળના હાથમાંથી કોણ છૂટયો છે ? કોઇપણ નહિ. મૈનાવતીના મનમાં આ પ્રમાણે વિચાર ઉત્પન્ન થયો, અને પુત્રના મોહથી આકુલિત થઈને ત્હેના નેત્રમાંથી જે અશ્રુપાત થયો, તે નીચે, ગોપીચંદ જે નહાવા બેઠો હતો ત્હેની પીઠ ઉપરજ. અશ્રુનાં બુંદ ગરમ હતાં, અને રાજા પણ હતો અત્યન્ત સુકુમાર, અને શરીરે કેતકીપત્ર સમાન પીતવર્ણનો, એથી એની પીઠ ઉપર ભ્રમરશિશુનાં જેવાં સૂક્ષ્મ તેમજ કાળાવર્ણનાં સ્ફોટક ઉત્પન્ન થયાં. સંસારમાં સુખ વિશેષ છે કે દુઃખ ? એ સંદેહને દૂર કરવાને માટેજ જાણે અગ્નિદાહથી થનારા સ્ફોટક તુલ્ય, તેઓ આર્તિપ્રદ થયા.

ઉપરથી પોતાની પીઠ ઉપર ગરમ પાણીનાં બિન્દુ ક્યાંથી પડયાં ? તે જોવાને સારૂ, રાજાગોપીચંદે ઉંચે જોયું તો, પોતાની માતા વિલાપ કરી રહેલી એની નજરે પડી, અને રાજાને ભારે કષ્ટ થયું અને એણે અનુમાન્યું કે એ મ્હારી માતાની આંખોમાંથીજ ગર્યાં હશે. મનુષ્યના નેત્રમાંથી જે જળ નીકળે છે, તે થોડું ગરમ તો હોય છેજ. અને દુઃખનું જેટલું આધિક્ય તેટલુંજ અશ્રુમાં પણ ગરમપણું જાણવું. માતાનું મુખ ખિન્ન તથા આંખોમાં થતો અશ્રુપાત જોવામાં આવતાં, રાજાએ સ્નાનાદિકર્મ જલદી આટોપી લઇ, માતાની પાસે જવાને તે નીકળી પડયો. મૈનાવતીના મહેલમાં આવ્યા બાદ, ત્હેને નમન કરીને રાજા પૂછવા લાગ્યો કેઃ-

कुतो दुःखमिदं मातः किमर्थं रुदनं तव ।
भूत्वा मदीय जननी खिद्यसे किं वदाधुना ॥

હે માતા! ત્હને આ દુઃખ શા કારણથી થાય છે? અત્યાર સુધી મ્હેં ત્હને કદી રૂદન કરતી દીઠી જોઇ નથી. મ્હારી માતા હોવાં છતાં, જો ત્હને દુઃખ થતું હોય, તો મ્હારી ઉત્પત્તિ જાણે ત્હારા તારૂણ્યવનનું છેદન કરવાને કેવળ કુઠારવત્‌જ થએલી છે, એમ સમજવું. જો ત્હારા દુઃખનું કારણ મ્હારા સમજવામાં આવે, તો હું તેને તત્કાળ નિર્મૂલ કરી દીધા વગર રહીશ નહિ, તે વાતની ત્હારે ખાતરી રાખવી. મ્હારી બારસો રાણીઓમાંથી કદાચ કોઇ ત્હારી સાથે દુષ્ટ વચન બોલી હોય, તો કહીદે મ્હને તે પણ, એટલે ત્હેને હું હમણાં ને હમણાં શાસન કરૂં. અથવા બીજું કોઇ કરડાકી કરીને બોલ્યું હોય, અથવા કોઈએ ત્હારી તરફ પાપ દૃષ્ટિથી નજર કરી હોય, તો ત્હેની જીહવા અને નેત્ર ઉખાડી નાંખું. અથવા મ્હારા હાથે કાંઇ કસૂર થઇ હોય તો તેપણ કહે. કહ્યા વગર મ્હારાથી શું સમજાય અને બન્દોબસ્ત કરી શકાય?

પુત્રનું વચન સાંભળીને, મૈનાવતી બોલી કે, "હે ગોપીચંદ! મહાપ્રભાવશાલી તું મ્હારો પુત્ર રાજા છે, ત્યાંસુધી કોણ મ્હારી તરફ કરડાકી ભરી નજરે જોવાનું હતું, અગર કડવા શબ્દો કહેવાનું હતું? તેમજ ત્હારી સ્ત્રીએ પણ કોઇએ મ્હારી અવજ્ઞા કીધી નથી, અને ત્હારે હાથે પણ કશી અમર્યાદા થઇ નથી. મ્હારા દુઃખનું કારણ અપરિહાર્ય છે, છતાં હું ત્હને કહું છું. ન્હાતી વખતે ત્હારી તરફ મ્હારી નજર ગઈ, અને એકાએક ત્હારા તાતનું સ્મરણ થઇ આવ્યું. ત્હેનાં પણ સૌંદર્ય અને વૈભવ ત્હારા જેવાંજ હતા, પરન્તુ કાળ જેમ એમને પોતાને ઘસડી લઇ ગયો, તેજ પ્રમાણે ત્હારી કાયાને પણ એ થોડા દિવસમાં ઘસડી જશે. એજ વિચાર મ્હારા મનમાં ઉત્પન્ન થતાં, આંખ્યોમાંથી આંસુ પડવા લાગ્યાં અને હું ખિન્ન થઈ ગઈ. માટે તું વિષયાસક્તિ છોડી દે, અને ત્હારી કાયાનું કાંઇક સાર્થક કર!

## પદ[૧]—રાગ—પિલુ. તાલ—દીપચંદી.

ઇસતન ધનકી કૌન બઢાઇ, દેખત નૈનોંમેં મટ્ટી મિલાઈ॥ ટેક॥
પુત્ર કલત્ર રૂપા સુન્ના, આખર છોડકે મટ્ટિમેં જાના ॥ ૧ ॥
આપહિ કારન મહેલ બનાયા, આપહિ જાકે જંગલ સોયા. ॥૨॥
હાડજલે જૈસી લકરીકી મોલી, બાલજલે જૈસી ઘાસકી પોલી ॥૩॥
કહત કબીરા સુનો મેરેગુનિયા, આપમરે પીછે ડુબગઇ દુનિયા ॥૪॥

હે પુત્ર! આ શરીરને માટે તેમજ તત્સંબંધિ પુત્રમિત્ર સ્ત્રી વગેરેને ખાતર તથા એ બધાની રક્ષાનું સાધન જે ધન, તેને માટે **'अहंमम'** હું અને મ્હારૂં ઇત્યાદિ બડાઇ કરવી વ્યર્થ છે, તું જે શરીરને 'રાજા' એવી સંજ્ઞા આપે છે તથા સમજે છે, તથા જેને સુવર્ણભૂષિત હાથીઉપર બેસાડીને ફેરવે છે, અગર કદી સુંદર રથમાં વિરાજમાન કરીને વિચરે છે, તે શરીરનાં માત્ર ત્રણજ પરિણામ થાય છે. એક કૃમિ, બીજું મળ અને ત્રીજું ભસ્મ. એ સિવાય ચોથું પરિણામ થવાનું નથી. વિચાર કરીને જો, કે શીયાળ, કૂતરાં અને ગીધ વગેરે પક્ષીઓ એને ખાઇ જશે, તો મલ (વિષ્ઠા) થઇ જશે; જમીનમાં દાટી દીધું હશે, અગર એમનું એમજ પડી રહ્યું હશે, તો તે સડી જઇને તેમાંથી કૃમીઓ (કીડા)ની ઉત્પત્તિ થશે. તેજ પ્રમાણે જો બાળી મૂક્યું હશે, તો તેની ભસ્મ થઇ જશે. આવું છે છતાં તેને માટે કેટલો બધો અહંકાર! શરીર ઉપર જેને અહંભાવ થાય છે, ત્હેનેજ પુત્ર, સ્ત્રી, ધન ઇત્યાદિને સારૂ 'મમભાવ' ઉત્પન્ન થાય છે; અને **'अहंमम'** ભાવજ વારંવાર જન્મમરણાત્મક સંસારપ્રાપ્તિનો હેતુ છે. જળનું સ્વરૂપ જેમ શૈવાલપટલ આચ્છાદિત કરી દે છે, તેજ

---

૧ આ પદ પ્રસિદ્ધ કબીરનું છે, પરંતુ મૈનાવતીના ઉપદેશ તદનુસાર હોવાથી, રસિક વાંચકવર્ગને સારૂ એનો અમે સંગ્રહ કરેલો છે. વસ્તુતઃ મૈનાવતીનો સમય કબીરના કરતાં ઘણા શતક અગાઉનો છે.

પ્રમાણે આજે 'અહંમમ' ભાવે આત્માના યથાર્થરૂપને ઢાંકી દીધું છે. શૈવાલ પટલને હાથથી ખસેડી દેવાથી, જેમ જલનું નિર્મલરૂપ પ્રતીત થાય છે, તેજ પ્રમાણે વિચારવડે અહંતા, મમતાને દૂર કરી દીધાથી, વિમલ આત્માનુંરૂપ પ્રકાશિત થાય છે; અને જ્યાં સુધી તેની અભિવ્યક્તિ થશે નહિ, ત્યાં સુધી બાહ્યવિષય સુખોની અભિલાષા પણ કમી થશે નહિ.

॥દોહા–॥ મિથ્યા સુખ કો સુખ કહે, હૈ માનત મનમોદ ।
જગ ચબીના કાલકા, કછુ ખાયા કછુ ગોદ ॥
કવરી કવરી જોરકે, કિયે લાખ કરોર ।
ચિઠ્ઠી પહોંચી સાહેબકી, ચલેલંગોટી ઢોર ॥

મૃગજલવત્ મિથ્યા વિષયોની પ્રાપ્તિથી મનુષ્ય 'હું સુખી છું,' એ પ્રમાણે પોતાનું સ્વરૂપસુખ ભૂલીને વિષયોમાંજ સુખ છે, એમ માની બેસે છે અને મનમાં ને મનમાં ફુલાય છે. સ્રીધનાદિ વિષયોમાંજ જો સુખ હત, તો સર્વસંગ પરિત્યાગી યોગીઓને સમાધિને વિષે નિર્વિષય સુખ (આનંદ) કેમ પ્રતીત થાત ? તથા મનુષ્ય દિવસભર ન'ના પ્રકારના વ્યાવસાય કરીને જ્યારે શ્રમિત થઇ જાય છે, ત્યારે વિષયાદિકોની પ્રાપ્તિ તેમજ ભોગ કર્યા હોવા છતાં નિદ્રાની ઝંખના કેમ કરે છે ? નિદ્રાનું સુખ નિત્ય અનુભવાએલુંજ છે. નિદ્રાને વિષે જો સુખનો અનુભવ ન હત, તો તે દુઃખ દાયિનીજ થઇ પડત, અને તેને સારૂ એકાંત ઓરડો, પલંગ બીછાનાં વગેરેની ખટપટ કોઇ ન કરત. જે દિવસે નિદ્રા નથી આવતી, તે દિવસે મનુષ્યનું મન બહુ બ્હેબાંકળું રહે છે. તેમજ નિદ્રામાંથી ઉઠયા બાદ, 'હું સુખથી આનંદ પૂર્વક સુતો હતો' એમ મ્હોંડાથી પણ મનુષ્ય કહે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વિષયાદિકોમાં સુખ નથી, સ્વ–રૂપમાંજ છે. તેમ હોવા છતાં, અવિવેકથી મિથ્યા વિષયમાં મિથ્યા સુખનો આરોપ કરાઇને, મનમાં તેની પ્રાપ્તિથી આનંદિત થવાય છે, પરન્તુ આ સકલ જગત્

કાળનો ભક્ષ્ય છે, અને ત્હેણે કાંઇને કાંઇ ખાધું છે, હાલ ખાય છે, અને આગળ ઉપર પણ ખાશે, તેના તરફ બીલકુલ ધ્યાન ખેંચાતું નથી. કોડી કોડી જોડીને લક્ષાધીશ, કોટયાધીશ બની જવાય છે, પરન્તુ જ્યારે કાળ રાજા સાહેબનું તેડું (વૉરન્ટ) આવીને ગરદનમાંથી પકડશે, ત્યારે તો ઇચ્છા વિરૂદ્ધજ કોઇપણ વસ્તુને હાથ સરખો લગાડયા વગર અંગોટીભેર ઘરમાંથી નીકળી જવું પડશે. તે વખતે શું ઘર બહાર સ્ત્રી પુત્ર ધન મિત્ર ઇત્યાદિ પરિવારમાંથી કોઇ એક પણ જીવની સાથે જાય છે? નહિજ. જીંદગીભર જેહમત ઉઠાવીને તથા સારાં નરસાં કામ કરીને પૂંજી ભેગી કરીને જે લોકોનું સંરક્ષણ કર્યું હશે, તે તો સ્મશાન પર્યન્તજ સાથે આવવાનાં, પરન્તુ પરલોકને વિષે તો પુણ્ય પાપને સાથે લઇનેજ જીવને એકલાં જવું પડવાનું. એટલા માટે, હે પુત્ર! તું તારા રાજ્યાદિ વૈભવનું અભિમાન તજી દે અને કાંઇક પરમાર્થ સાધન કર. રાવણની સંપત્તિના જેવી સંપત્તિ કોઇને પ્રાપ્ત થઇ નથી. તેમજ એનામાં વિપુલ સામર્થ્ય હો:, એ જ્ઞાનસંપન્ન પણ હતો, તેમજ એનું આવરદા પણ ચૌદ કલ્પ પર્યન્તનું હતું, પરન્તુ તે કશાયનું કાંઇ સાફલ્ય નહિ થયું. માન, પાન, રાજય, બલ અને જ્ઞાન ઇત્યાદિ પાંચ પ્રકારથી એ ઉન્મત્ત થઇ ગયો, અને આખરે જાનકીના કામથી અતિ ભ્રાન્ત થઇને રામચન્દ્રને હાથે માર્યો ગયો. યાદવાદિકોનું ઐશ્વર્ય તથા કૌરવાદિનો વૈભવ. ધર્મરાજાની સંપત્તિ, એ સર્વ કેવાં હતાં! છતાં તેઓ સઘળા પણ એ સઘળું છોડીને ચાલતા થયા. માટે, કદાચ તું એમ સમજતો હોઇશ કે 'હું મોટો રાજ્ય વૈભવસંપન્ન છું' તો એ ત્હારૂં અભિમાન વૃથાજ છે. જગત્‌માં અત્યાર સુધી વૈભવમાં એક એકના કરતાં ચઢિયાતા મનુષ્યો થઇ ગયા છે; ત્હેમની અપેક્ષાએ ત્હારી સંપત્તિ અલ્પ અને તુચ્છ છે; એટલા માટે તું એનો મોહ તજી દે

એક વખત રાજા યુધિષ્ઠિરને પોતાની સંપત્તિને સારૂ ગર્વ થયો હતો, કે મ્હારા સમાન વૈભવસંપન્ન જગત્‌માં કોઇ નહિ હોય. એ

વાતની સર્વાન્તર્યામી પરમાત્માને ખબર પડી અને ત્હેમણે વિચાર કર્યો કે, 'ધર્મરાજાને દેખાડી આપવું જોઇએ કે ત્હમારા કરતાં પણ અધિક સંપત્તિવાળા દુનિયામાં પડેલા છે.' એટલામાં કર્મધર્મસંયોગે આ પ્રમાણે સ્વાભાવિક પ્રસંગ બની આવ્યો રાજસૂય યજ્ઞમાં એવો નિયમ હતો કે, બ્રાહ્મણોના ભોજનને સારૂ સુવર્ણની થાળી રાખવી. તેમાંહેની એક સોનાની થાળીની કોર ઘસાતાં ઘસાતાં જરાતરા ભાંગી ગઇ હતી અને હાલ્યાં કરતી હતી. કોઇ એક બ્રાહ્મણના હાથમાં તે થાળી એક દીવસ ભોજન વખતે આવતાં ત્હેણે ભોજન કરીને જતી વખતે પેલી કોર ઉખેડી લીધી અને ચાલ્યો ગયો. ત્યારબાદ વાસણ ઉંચકી જનારા નોકરો જ્યારે આવ્યા, ત્યારે ત્હેમની નજર એ થાળી ઉપર ગઇ, અને તે લોકોએ પોતાની ઉપરના અધિકારીઓને તેની તે ખબર આપી. ત્હેણે તપાસ કરવાનું કહ્યું, અને તે પ્રમાણે શોધખોળ ચલાવતાં જે માણસે કકડો તોડી લીધો હતો, તે બ્રાહ્મણને પકડવામાં આવ્યો અને ત્હેને ધર્મરાજાની સભામાં લાવીને હાજર કરવામાં આવ્યો. ધર્મરાજાએ પૂછ્યું:—'આ બ્રાહ્મણને કેમ પકડી લઇ આવ્યા છો? ત્યારે ત્હેમણે કહ્યું:—'એણે સોનાની થાળીમાંહેનો કકડો કાઢી લીધો હતો અને નાશી ગયો હતો; પરન્તુ તપાસ કરતાં પકડાઇ ગયો, એટલે આપની સમક્ષ એને હાજર કર્યો છે; તો એને ચોરીને માટે શી સજા કરવી જોઇએ, તે આપ ફરમાવો.' એ વખતે ધર્મરાજાની પાસે શ્રી કૃષ્ણની સ્વારી વિરાજમાન થએલી હતી, તેથી ધર્મે ત્હેમને પૂછ્યું કે, હે કૃષ્ણ! આ ચોરીને માટે બ્રાહ્મણને શો દંડ કરવો? તે આપ કહો.' શ્રી કૃષ્ણજી બોલ્યા:—હે ધર્મ! સાંપ્રત યજ્ઞકર્મ ચાલી રહ્યું છે, અને ચોરી સુવર્ણની છે, તથા ચોર બ્રાહ્મણ છે, માટે શિક્ષા શી કરવી જોઇએ! તે જેણે પૂર્વે યજ્ઞ કર્યો હશે ત્હેના અનુભવમાં હશે; માટે તેવા અનુભવીને પૂછ્યા વગર એનો નિર્ણય બરાબર થઇ શકશે નહિ. યજ્ઞ:ક્ષ પવિત્ર, સુવર્ણ પવિત્ર, તેમજ બ્રાહ્મણ પણ પવિત્ર, એવો

ત્રિપુટી સંગમ થયો છે; તેથી કાંઇક વિપરીત થાય તો આપણને દોષ લાગે.' આવું સાંભળીને ધર્મરાજાએ પૂછયું કે, એવો કોણ યજ્ઞ કરનારો થઈ ગયો છે કે જેની પાસે જવાથી આપણે આ પ્રશ્નનો નિકાલ આણી શકીશું? ભગવાને કહ્યું, 'એવો એક બળીરાજા થઇ ગયો છે ત્હેને પૂછવું જોઇએ.' ત્યારબાદ, ધર્મરાજાએ શ્રીકૃષ્ણ સમેત બળીરાજાને પૂછવા જવાનો વિચાર કર્યો.

રાજા બળી પાતાળમાં નિવાસ કરતો હતો, ત્યાં શ્રીકૃષ્ણ ધર્મ રાજાની સાથે જવાને નીકળી પડયા, અને બન્ને પાતાળ માર્ગથી રાજા બળીની નગરી પર્યન્ત આવી પહોંચ્યા. નગરીનો દરવાજો બંધ હતો, પરન્તુ નાની બારી ઉઘાડી હતી, તેમાંહેથી શ્રીકૃષ્ણ અંદર દાખલ થયા, અને ધર્મ પાછળ પાછળ જઈ રહ્યા હતા તેવામાં ત્હેમને ધક્કો લાગવાથી એકાએક આવીને પડયા બહાર. ત્યારે શ્રીકૃષ્ણે તે જોઇને ત્હેમને ઉઠાડયા અને કહ્યું કે, 'હે ધર્મ! આ પવિત્ર સ્થાન છે; અંહીયાં પુણ્યવાનનોજ પ્રવેશ થઇ શકે છે. ત્હમારે હાથે કાંઇક પાપકર્મ થયું હશે, તેથી ત્હમે ગબડીને બહાર પડી ગયા; પરન્તુ જે પાપ થયું હોય, તેનું સ્મરણ કરીને અંહી બોલી દેશો, તો પવિત્ર બનીને ત્હમે અંદર પ્રવેશી શકશો.'

ધર્મરાજાને હાથે કિંચિત્ પાપ થયું હતું; તે એ હતું કે, 'ત્હેમની માતા કુન્તી કોઇ ઠેકાણે જઇ રહી હશે, તે વખતે એની પીઠ પાછળનો ભાગ જોઇને 'સ્ત્રી આવીજ હોવી જોઇએ' એટલીજ વૃત્તિ ત્હેમના મનમાં ઉત્પન્ન થઇ હતી. એ કર્મ ત્હેમણે ત્યાં આગળ કબૂલ કરી દીધું અને તરતજ ત્હેમનો અંદર પ્રવેશ થઇ શકયો. ત્યાર બાદ થોડેક દૂર બન્ને જણા ગયા તો એક મોટા વિસ્તીર્ણ મેદાનમાં પર્વત સમાન સુવર્ણ પાત્રોના ઢગલા પડેલા ત્હેમના જોવામાં આવ્યા. ત્યારે ધર્મ પૂછવા લાગ્યા કે, હે કૃષ્ણ! આ સુવર્ણની થાળીઓ અંહી કેમ પડી છે? કૃષ્ણજી બોલ્યા:—'પહેલાં બળીએ યજ્ઞ કર્યો હતો, તેમાં

દરરોજ બ્રાહ્મણોને સુવર્ણની થાળીમાં ભોજન કરાવવાનો એનો નિયમ હતો, પરન્તુ એક દિવસ મૂકેલું પાત્ર ફરીથી બીજે દિવસે પાછું તે આપનો નહિ. એઠી પત્રાવળની પેઠે તેની ગણતરી થતી, અને તે બધાં એઠાં પાત્રોનો અંહી ઢગ કરવામાં આવતો. બીજે દિવસે પછી બીજી થાળીઓ, ત્રીજે દિવસે ત્રીજી, એ પ્રમાણે એની અગણિત સંપત્તિ હતી. તે વખતનાં પાત્રોનો આ ઢગ પડી રહેલો છે, પણ તેનો કોઈ સ્પર્શ સરખું કરતું નથી. તો પછી ઉપાડી જવાની તો વાતજ ક્યાં રહી? પરન્તુ ત્હમારા રાજ્યમાં તો એટલું બધું દરિદ્ર છે કે સુવર્ણને માટે બ્રાહ્મણને ચોરી કરવી પડે છે. એ જો સત્ય ન હોય, તો એ બ્રાહ્મણને સુવર્ણ પાત્રની કોરનો કકડો ચોરી જવાનું મન કેમ થયું? આવું સાંભળીને ધર્મ બોલ્યા, આવી જેની અતુલ સંપત્તિ છે, અને જ્યાં ઉજ્જડ મેદાનમાં આ સુવર્ણપાત્રો પડેલાં હોવા છતાં કોઈ ચોરી જતું નથી, તેવાની પાસે હું શું મ્હોં લઇને પૂછવા જાઉં કે 'સુવર્ણનો યત્કિંચિત્ ટુકડો બ્રાહ્મણે યજ્ઞમાં ચોર્યો છે, ત્હેને મ્હારે શી સજા કરવી?' મ્હને તો શરમ લાગે છે. ઘેર રહ્યા રહ્યાજ જો ત્હમે આ વાતનો ખુલાસો કર્યો હત, તો હું અંહીયાં સુધી આવતજ નહિ. કૃષ્ણજીએ કહ્યું, 'બળીની પાસે જવું કે ન જવું તેનો વિચાર ત્હમેજ ત્હમારી મેળે કરી લ્યો; મ્હેં તો જે સત્ય હકીકત હતી તે ત્હમને કહી છે.' ધર્મ બોલ્યા 'ચાલો. આપણે પાછા ઘેરજ જઇશું.' આ પ્રમાણે યુક્તિથી ધર્મરાજાનું અભિમાન દૂર કરાવ્યું. ઘેર આવ્યા બાદ, ધર્મરાજાએ તે બ્રાહ્મણને બીજું વિશેષ સુવર્ણ આપ્યું અને ત્હેને છોડી મૂક્યો. સારાંશ, મૈનાવતી કહે છે કે, 'હે પુત્ર! એવા એવા વૈભવસંપન્ન મનુષ્યો થઈ ગયા છે, જેની આગળ તું શી વીસાતમાં છે? માટે સંપત્તિવિષયક ગર્વાભિમાન તું છોડી દે.

॥ દોહા ॥ ફૂલ ફૂલ્યો સાહત નહિ, દેત ડારિસો ડાર ।
નર ફૂલ્યો હરિ ક્યોં સહે, સમજત નહિ ગહવાર ॥

વૃક્ષની ડાળ ઉપર જ્યાં સુધી પુષ્પની કળી હોય છે, ત્યાં સુધી તે તેને ધારણ કરે છે. પરન્તુ જ્યારે તે ફુલી જાય છે, યાને પુષ્પરૂપમાં પ્રફુલ્લિત થાય છે, ત્યારે તે ડાળી તેને નીચે નમાવી દે છે. ખીલેલું પુષ્પ વૃક્ષની ડાળ ઉપર ઝાઝો વખત રહી શકતું નથી. જો જડ ડાળ પણ આવી જડ વસ્તુનું ફુલવું (અભિમાની બનવું) સહન કરતી નથી, તો પછી ચેતન પરમાત્મા, મનુષ્ય જે ફુલાતો હોય, ગર્વાભિમાન કરતો હોય, ત્હેને કેમ સાંખી શકશે? ઝટ કરતો ત્હેને નીચે ગબડાવી પાડે છે; પરન્તુ ગમાર આદમીને ક્યાં ત્હેનું ભાન હોય છે? અસ્તુ! હે પુત્ર! માર્કંડેયાદિ મોટા મોટા ઋષીશ્વરો અનંત કાળ પર્યન્ત જીવન ધારણ કરતા હતા, ત્હેમની પેઠે ક્યાં ત્હને ચિરકાલ પર્યન્ત આયુષ્ય પણ છે કે તું ગર્વ કરી શકે? આયુષ્યના પરિમાણમાં, પુરાણાદિમાં કહ્યું છે કે, માર્કંડેયને ચૌદ કલ્પ પર્યન્તનું આવરદા હોવા છતાં, તે પણ મરણ પામે છે. ત્હેમનું મરણ થાય ત્યારે રોમહર્ષણ મહર્ષિના શરીરપરનો એક રોમ (વાળ) ખરી પડે છે. એમના સઘળા વાળ ખરી પડે છે, ત્યારે એમનું પણ મૃત્યુ થાય છે. જ્યારે રોમ હર્ષણનું મૃત્યુ થાય છે, ત્યારે બકદાલ્ભ્ય મહર્ષિનો એક શ્વાસ થાય છે, અને બ્રહ્મદેવના વિમાન વાહક હંસ પક્ષીની પાંખ જ્યારે ખરી પડે છે, ત્યારે બકદાલ્ભ્ય પણ મરણ પામે છે. અને કાકભુશુંડીનો નખ ખરી પડે છે, ત્યારે એ હંસને પણ મરણ પ્રાપ્ત થાય છે, અને જે વખતે શેષની નીચે થનારા કૂર્મના ચક્ષુનાં નિમેષોન્મેષ થાય છે, તે વખતે એ કાકભુશુંડી પણ મરણ પામે છે. સારાંશ, મરણ તો સર્વને અચૂક પ્રાપ્ત થાય છેજ. એવાઓની તુલનામાં મનુષ્યનું કેટલું આયુષ્ય? અત્યંત અલ્પજ. તોપણ તે અત્યંત ગર્વાભિમાન કરતાં આંચકો ખાતો નથી, એ શું ઓછા આશ્ચર્યની વાત છે?

હે પુત્ર! માટે તું વિચાર કર અને સઘળા મોહપાશ છોડી દઇ, ત્હારા જન્મનું સાર્થક કર. ઝાઝું શું કહું? પરન્તુ આટલું તો ધ્યાનમાં રાખજે કેઃ—

પદ—રાગ—ખંમાજ તાલ—ત્રિતાલા.

નહી રે બાલા કોઈ કિસીકા મીત ॥ ટેક ॥ કાલ જંજાલ બેહાલ કરે તબ તાત ન માત ન મીત ॥ ૧ ॥ ગૃહ-સુત સંપત સુખકી સુંદરી સબ બસ ઉલટી રીત ॥ ૨ ॥ વિશ્વંભર પ્રભુનાથ નિરંજન ધર પદ રજકી પ્રીત. ॥ ૩ ॥

આ સંસારને વિષે કોઇ કોઇનું નથી, એ પ્રમાણે નિશ્ચય પૂર્વક સમજીને ત્હારી કાયા અજરામર કરવા સારૂ વિષય આસક્તિ તજીને સદ્‌ગુરૂના ચરણનો આશ્રય કર. ત્હેમના પ્રસાદથી, અગાઉ કહેલી સ્વ (આત્મ)રૂપ સુખની પ્રાપ્તિ સાથે ત્હારી સર્વદા આનંદમય સ્થિતિ બની રહેશે.

पुष्पे गन्धस्तिले तैलं काष्ठेऽग्निः पयसि घृतम् ।
इक्षौ गुडो वपुष्यात्मा लभते गुरुवाक्यतः ॥
यस्य नास्ति गुरुः कश्चिद्यो गुरुं नैव सेवते ।
स महापातकी ज्ञेयो न स दर्शनमर्हति ॥

પુષ્પોને વિષે સુગંધ ગુપ્ત રહે છે, પરંતુ નાસિકાવડે સુંઘવાથી અમર પવનના સંયોગથી તે વ્યક્ત થાય છે; તેમજ તલમાં તેલ, કાષ્ઠમાં અગ્નિ, દૂધમાં ઘી, શેરડીમાં ગોળ ઈત્યાદિ પદાર્થ સમાએલા છે, પરંતુ અનુરૂપ ક્રિયા (ઘાંચીની ઘાણીમાં પીલવું, ઘર્ષણ, મથન, યંત્રમાં દબાવવું વગેરે) કર્યાથી તેની અભિવ્યક્તિ તથા પ્રાપ્તિ થાય છે. તેજ પ્રમાણે આ શરીરનેવિષે સ્થિત એવો જે આત્મા, તે પણ ગુરૂવાક્યવડે ઉપલબ્ધ થાય છે. ફળ વગરનું વૃક્ષ, જળ વિનાનું સરોવર, મેઘ વિના વર્ષાકાળ, દૈવ વિના ચાતુર્ય તથા પરાક્રમ રહિત રાજા જેમ વ્યર્થ મનાય છે, તેજ પ્રમાણે મનુષ્ય જન્મની પ્રાપ્તિ થવા છતાં, જેણે આત્મસ્વરૂપની પ્રાપ્તિને અર્થે કોઇ સદ્‌ગુરૂનો આશ્રય ન કર્યો હોય, ત્હેનો જન્મ પણ

વ્યર્થજ છે. તેવા મનુષ્યને મહાપાતકી જાણી, ત્હેનું દર્શન કરવું પણ યોગ્ય નથી, એમ કહ્યું છે. આત્માનંદનો લાભ ગુરૂકૃપા વિના થતો નથી.

**वंचकैर्विषयैस्तात वद के के न वंचिताः ।**
**गुरुभिः पुरुषव्याघ्रैर्नूनमेतेऽपि वंचिताः ।**

હે પુત્ર! પોતાના ઉપર આસક્તિ રાખનારાને લૂંટી લેનારા જે સ્ત્રી પુત્ર ધનાદિ વિષયો, ત્હેમણે કોને કોને ફસાવ્યા નથી? દેવાદિકોને પણ સ્વરૂપવિસ્મૃતિ પૂર્વક વંચિત કર્યા છે. વિષયાદિકોનું જો કે આવું સામર્થ્ય છે. તે છતાં પૌરૂષસંપન્ન ગુરૂ વગેરેએ તેમને ફસાવ્યા છે, અર્થાત્ જીતીને વશ કર્યા છે. એટલા માટે શરણાગતનું અખિલ દુઃખ નિરાસ કરવામાં ગુરૂનીજ સમર્થતા જાણીને, મોક્ષેચ્છાવાન પુરૂષે, ત્હેમને શરણે જઇને, પોતાના ચરિતાર્થની સફલતા સંપાદન કરવી ઘટે છે.

મૈનાવતીનું ભાષણ સાંભળીને, રાજાના અન્તઃકરણમાં કાંઇ પણ ઉજાસ થયો નહિ, અને તેથી ત્હેણે પ્રશ્ન કર્યો કે, 'હે માતા! ચિત્ત સ્વાભાવિક પ્રેમથી વિષયોને વિષે પ્રવેશ કરે છે, અને એ વિષયો પણ વાસનારૂપે ચિત્તને વિષે પ્રવિષ્ટ થઇ જાય છે. અર્થાત્ મોક્ષેચ્છુએ વિષયાદિકોનો ત્યાગ કરવો પડે છે, પરન્તુ ચિત્ત તેમજ વિષય એ બન્નેને એક બીજાથી શી રીતે છૂટા પાડવા? આમ્રફલનો સમય નથી, કેરી પણ પાસે નથી, તોપણ તેની મધુરતા ચિત્તને વિષે રહે છે, તે કેવી રીતે કાઢી નંખાય? વિવાહિત કાન્તા ભલે પીએર જાય, પરન્તુ તે ચિત્તમાં તો રહેલી હોવાથી, ત્યાંથી કેવી રીતે દૂર કરી શકાય તેમ છે! તેજ પ્રમાણે, વિષયો જે ચિત્તમાં વાસનારૂપે રહે છે, તેઓને હાંકી કાઢવા, એ ઘણું કઠણ છે.

માતાએ કહ્યું:—વિષયાદિકોથી આવૃત થએલું ચિત્તજ, જો જીવનું યથાર્થ સ્વરૂપ હત, તોજ વિષય અને ચિત્ત એ બન્નેનો કદી વિયોગ

થઇ નહિ શકત; પરન્તુ જીવનું સત્ય સ્વરૂપ તો બ્રહ્મરૂપ છે, અને ચિત્તના અધ્યાસથીજ તે વિષયાદિકોની સાથે સંબદ્ધ થએલું છે. એથી કરીને, 'હું બ્રહ્મરૂપ છું,' એવી ભાવના કરીને, વિષય મિથ્યારૂપ છે, એવું અનુસંધાન રાખવું અને સર્વથા વિરક્ત થઇને પરમાત્મરૂપ ગુરૂનું સેવન કરવાથી, પુરૂષને પરિપૂર્ણ સ્વરૂપમાં સ્થિરતાથી રહેવું સુલભ થઇ પડે છે. 'હું દેહરૂપ છું', એ પ્રમાણે ચિત્તદ્વારા જીવે માની લીધું છે, અને પોતાનું સ્વરૂપ તે ભૂલી ગયો છે. આ પ્રકારનું બંધન જો કે મિથ્યા છે, તોપણ ત્હેને તેનું સત્યતાથી અભિમાન છે બુદ્ધિબળના ખેલમાં એકનો જય અને બીજાનો પરાજય એ શું સત્ય હોય છે? પરન્તુ રમનારાઓને તેને સારૂ સત્ય અભિમાન થાય છે, અને જય પરાજયથી તેઓને સુખદુઃખ પણ થાય છે એવી રમતમાં (શેત્રંજ જેવી) 'હાથી, ઘોડા, ઉંટ, પ્યાદા' વગેરે શું અગાઉ સજીવ હોય છે? નહિજ; તોપણ 'હાથીને માર્યો, ઘોડો મરાયો' વગેરે બોલવામાં આવે છે, અને ઘણી વાર તકરાર પણ થાય છે. તેજ પ્રમાણે મિથ્યા ચિત્ત અને વિષયનું જીવને જે અભિમાન છે, તેનાથી તે જન્મમરણાત્મક સંસારને વિષે પડેલો છે, અને સુખદુઃખાદિ અનુભવી રહ્યો છે. અભિમાનનો ત્યાગ કરતાં વારને બંધન નષ્ટ થઇને જીવને સહજ ભગવદ્રૂપતાની પ્રાપ્તિ થયા વિના રહેશે નહિ. ગીતોપનિષદ્માં અર્જુનને એજ આશયથી ભગવાને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો છે કેઃ—

**अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥**

બ્રહ્મરૂપ થવા સારૂ, દેહને વિષે જે અહંકાર છે તથા દેહ સંબંધીઓની મમતા છે, તેનો પરિત્યાગ કરવો જોઇએ. તેમજ બલ (અસત્ આગ્રહ) અને ધનવિદ્યારૂપાદિકોના ગર્વનો ત્યાગ કરવો. તેજ પ્રમાણે કામ ક્રોધાદિ પણ તજવા જોઇએ, તથા કોઈ પણ વસ્તુનો સંગ્રહ ન

કરવો, ત્યારેજ મનુષ્ય શાન્ત થઇને બ્રહ્મસાક્ષાત્કાર કરવાને સમર્થ થાય છે. પવનના સંયોગથી પાણી ઉપર જેવાં મોજાં ઉઠે છે, તેજ પ્રમાણે વિષયવાસનારૂપ વાયુવડે, અન્તઃકરણરૂપ જલને વિષે, પૂર્વોક્ત અહંકારાદિ અખિલ વિકારરૂપ તરંગ ઉત્પન્ન થાય છે; પરન્તુ નિત્યાનિત્ય વસ્તુનું શ્રવણ મનન થાય, તો વિવેકરૂપી શેષ સહસ્ત્ર મુખોવડે વિષયવાસનારૂપ પવનનું ભક્ષણ કરી જાય, અને ત્યારબાદ હૃદયરૂપી જલ નિશ્ચલ થઇને તેને વિષે બ્રહ્માનંદ વ્યકત થાય. પૂર્વોકત વિકાર ત્યાગ વગર પરમાત્મ-દર્શન અને પ્રસાદ દુર્લભજ સમજવો. આ ઉપર એક દૃષ્ટાન્ત આપવામાં આવે છે, જેથી ખાતરી થશે.

એક વખત સમર્થ રામદાસ સ્વામિની સ્વારી, તીર્થયાત્રાને વિષે ફરતી ફરતી માહુર નામક ક્ષેત્રમાં આવી પહોંચી. એમની સંગાથે 'કલ્યાણ સ્વામી' નામના એમના એક પટ્ટશિષ્ય હતા. માહુરનું બીજું નામ 'માતાપુર' પણ છે. ત્યાં ભગવતી કાલીમાતાનું તથા ભગવાન્ શ્રી દત્તાત્રેયનાં સ્થાન છે. દત્તાત્રેયનું સ્નાન કાશીમાં, ભિક્ષા કરવીર (કોલ્હાપુર) માં, અને શયન માહુર ક્ષેત્રમાં થાય છે, એ પ્રમાણે વર્ણન છે. માતાનાં દર્શન કરીને, રામદાસ શ્રીદત્તાત્રેયનાં દર્શન કરવાને ગયા. ત્યાં દત્ત દર્શન માટે અનેક વર્ષોથી ઘણા બ્રાહ્મણો કાંઇ કાંઇ અનુષ્ઠાન કરી રહેલા હોવા છતાં, ત્હેમને દર્શન થયાં ન હતાં. રામદાસ એ બ્રાહ્મણોની પાસે જઇને પૂછવા લાગ્યા, 'મહારાજ ! આપ આ અનુષ્ઠાન શા માટે કરી રહ્યા છો ?' બ્રાહ્મણોએ કહ્યું, 'દત્તાત્રેયનાં દર્શનને ખાતર હમે બાર વર્ષ થયાં એમના મન્ત્ર જપનું પુરશ્ચરણ કરી રહ્યા છીએ. રામદાસે કહ્યું, 'હમે પણ એમનાં દર્શનને માટે આવ્યા છીએ.' બ્રાહ્મણો કહેવા લાગ્યાઃ—'આટલાં વરસ થયા, છતાં હજી હમને દર્શન થયાં નથી, અને ત્હમને તત્કાલ શી રીતે થઈ શકવાનાં હતાં ?' રામદાસે કહ્યું, 'બધાની ભાવના એક સરખી હોતી નથી. હમારી દર્શનની આતુરતા તથા અંતરની નિર્મલ ભાવના જોઇને દત્તાત્રેય જલદી દર્શન દેશે, એવી

હમને દૃઢ શ્રદ્ધા છે.' એમ કહીને શિષ્ય સમેત રામદાસ સ્વામી, દત્તાત્રેયનું ધ્યાન સ્તવન કરવા મંડી ગયા.

ત્યાર બાદ થે ડાજ વખતમાં ફકીરના વેશમાં દત્તાત્રેય ત્યાં આગળ આવી પહોંચ્યા. એમની સાથે એક ઓરત, ત્રણ છોકરા, એક પાડો, પાંચ મરઘી, છ બકરા એટલો પરિવાર હતો. છોકરાઓ કહી રહ્યા છે, 'હે મા! હમને ભૂખ લાગી છે, માટે જલદી કાંઈક ખાવાનું આપો.' ત્યારે ઓરત કહેવા લાગી, 'સાંઇ! છોકરા તો મ્હારો જીવ ખાઈ રહ્યા છે, એમને ભૂખ લાગી છે, તો શું ખવડાવું?' સાંઇએ કહ્યું, 'હે સ્રી! મ્હને પણ ભૂખ લાગી છે, માટે રસોઇ કરો, તો આપણે બધાજ જમી લઇએ.' સ્રી બોલી, 'ચૂલો ક્યાં સળગાવવો? આ તો હિન્દુનું મન્દિર છે; અંહી રસોઈ કરવા બેસીશું, તો બધા 'ગુરૂ ગુરૂ' (હડધૂત) કરવા મંડી જશે, અને નાહક હુલ્લડ ટંટો થશે.' સાંઇજી બોલ્યા, તું શું કામ નકામી તકરાર વધારે છે? હું કહું છું કે અંહીયાંજ ચૂલાનો પત્થર ગોઠવીને રસોઈ શરૂ કરી દો.' જ્યારે ત્યાં ચૂલો માંડીને રસોઇ કરવાનું શરૂ કરી દેવામાં આવ્યું, ત્યારે ત્યાંના સર્વ બ્રાહ્મણો ઘાંટાઘાંટ કરવા મંડી ગયા. તો પણ એમના મમત ઉપર ત્યાંજ ચૂલો સળગાવવામાં આવ્યો, અને ઉપર પતેલી મૂકીને તેમાં પાણી ગરમ કરવા સારૂ રેડવામાં આવ્યું. પછી સાંઇને કહ્યું, 'ત્હમે જલદી આટો દાળ વગેરે લઈ આવો.' સાંઇએ જવાબ દીધો, 'બજાર કોણ જવા બેઠું છે? દૂરથી થાકા પાક્યા આવ્યા છીએ, માટે મરઘાં, બકરાં વગેરે જે આપણી પાસે છે, ત્હેમનેજ કાપી કરીને રસોઇ તૈયાર કરો.'

સ્રીએ એ બધાંયને કાપી કાપીને પતેલીમાં સીંચી દીધા, તોપણ તે નાની અમથી પતેલી પૂરી ભરાઈ નહિ ત્યારે પૂછ્યું કે, 'સાંઇ! પતેલી આટલાથી ભરાઈ નહિ, અને પૂરી ભરીશું નહિ તો આપણે બધાને રસોઇ પૂરી ક્યાંથી પડશે? સાંઇજી બોલ્યા, 'આ પાડાને કાપી

નાંખો, અને તપેલી ભરી દો.' તેને કાપવા છતાંય, તપેલી ભરાઇ નહિ અને પાસે કશું રહ્યું નહિ, ત્યારે સ્રીએ ફરી પાછું પૂછ્યું 'હજરત! પાડાથીયે તપેલી તો ન ભરાઇ, હવે શું નાંખું?' સાંઇએ કહ્યું, 'શું જોઇ રહી છે! પકડ આ બધા બ્રાહ્મણોને અને કાપી કાપીને નાંખ તપેલીમાં એટલે પૂરી ભરાઇ રહેશે, અને રસોઇ પણ બરાબર બનશે.' એટલો હુકમ છૂટતાં વારને, તે સ્રી હાથમાં છરો લઇને બ્રાહ્મણોના તરફ પવન વેગે ધસી. પછી તો પૂછવુંજ શું? અનુષ્ઠાન શેનું અને દર્શન કોનાં! બસ પૂછો મા! બધાજ પોત પોતાના પ્રાણ બચાવવા સારૂ જગ્યા પરથી ઉઠી ઉઠીને મુઠીવાળીને નાસવા લાગ્યા. ઓરતે કહ્યું, 'બધા ઉભી પૂંછડીએ ભાગી ગયા.' સાંઇએ કહ્યું, પેલા જે ઉભા છે, ત્હેમને પકડો અને કાપો નાંખો.' ત્યારે તે ઓરત રામદાસ સ્વામી અને ત્હેમના શિષ્ય કલ્યાણ સ્વામીને મારવાને દોડી ગઈ, પરંતુ ન તેઓ પોતાના સ્થાન ઉપરથી ખસ્યા કે કોઇપણ પ્રકારનો ડર બતાવ્યો. ભયમાંથી છૂટવાને માટે સર્વ સંગનો પરિત્યાગ કરવામાં આવે છે, પરન્તુ ત્યાગી થયા પછી પણ ભયની સ્થિતિ પાસે રહેતી હોય, તો અભય બ્રહ્મપદની પ્રાપ્તિ શી રીતે થઇ શકવાની હતી? રામદાસ તો સાક્ષાત્ હનુમાનજીનો અવતાર હતા, અને એમને શ્રી રામનાં પ્રત્યક્ષ દર્શન થઇને મન્ત્રોપદેશ મળ્યો હતો, એથી એમને ભય ક્યાંથી? નરહરિનાથ કહે છે કે:—

**न अन्यो बलवान्कश्चिज्ज्ञातसाक्षात्कृतेर्भवेत् ।**
**यस्माद्बिभेति तन्नास्ति तस्माद्देष बिभेति न ॥**

જેને નિર્ભય આત્મસાક્ષાત્કાર થયો છે, ત્હેનાથી બીજો કોઈ બલવાન છેજ નહિ, કે જે પુરૂષબલાઢ્યને અગર વ્યાઘ્રાદિને જોઇને તે જ્ઞાની ભયભીત થાય. કેમકે, '**नेह नानास्ति किंचन**' એ શ્રુતિએ સર્વ દ્વૈત સમૂહનો બાધ કરેલો છે, અને '**द्वितीयाद्वै भयं भवति**' એ શ્રુતિએ ભયનું કારણ દ્વૈત (પોતાથી અન્ય)ને કહ્યો છે, તથા આત્માથી

अन्यनुं निर्सत्व (निःसत्व) होवाथी, ज्ञानी ब्हीतो नथी. अस्तु!

रामदास महाज्ञानी हता तेथीज फकीरनी लीला सघळी जोवा छतां एमना मनमां कशो डर उपज्यो नहि, अने पेली स्त्री छरो लइने मारवा आवी, तोपण पोतानुं स्थान छोडयुं नहि. एटलामां भगवान् दत्तात्रेय पोताना मूळ स्वरूपमां प्रगट थया अने सघळी माया अतर्धान करी दीधी; त्यारे रामदास तथा कल्याण स्वामि आगळ जइने कहेवा लाग्या केः—

संततमद्वयमयेऽध्वनि दत्तात्रेयमर्जुनयशोर्जनबीजम् ।
नौमि योगजनितानघसंज्ञं त्वामलर्कभवमोहतमोऽर्कम् ॥

हे प्रभो! आपनी स्थिति अद्वयमार्गने विषे सदा थाय छे; तथा कार्तवीर्यार्जुनने जगत्मां जे यश प्राप्त थयो, तेनो हेतु आपज छो; अष्टांगयोगनी प्रविणताथी 'अनघ' एवी संज्ञा आपनी थई छे; तथा योगमार्गनो उपदेश करीने मदालसानो पुत्र जे अलर्क नामनो राजा थइ गयो, त्हेना संसारमोहरूपी अंधकारनो सूर्यवत् आपेज नाश करी दीधो हतो. एवा आप दत्तात्रेय नाम योगीश्वरने म्हारा प्रणाम छे. आजे आपनां दर्शनथी म्हने धन्यता प्राप्त थइ.

दत्तात्रेये पण एमने उठाडीने आलिंगन दीधुं अने कह्युं के. सज्जनगड[1] उपर रह्या रह्या त्हमारुं जगदुद्धारकनुं कार्य जे चलावी रह्या छो, तेज चालु राखो, रामदासे एमनी आज्ञा मान्य कीधी अने कह्युं के 'म्हारो एक संदेह दूर करो;' आपे फकीरना वेषमां जे आ लीला करी बतावी, तेनो शो हेतु हतो!' दत्तात्रेयजी बोल्या, 'त्हमे हनुमाननो अवतार तथा पूर्वे 'हुं जे रामचंद्ररूपे हतो ते समयना म्हाराज भक्त छो; त्हमे म्हारां दर्शनने माटे आव्या, तो म्हने पण त्हमने मळवानी उत्कंठा थइ. परंतु अंहीयां घणां वर्षोथी ए आलाओ

1. ए स्थान सताराथी ७ माईल उपर छे, अने अंहीज रामदासनी समाधि छे अने प्रतिवर्ष घणी यात्रा थाय छे.

જે બ્રાહ્મણોદર્શનાર્થે કાંઇક અનુષ્ઠાન કરી રહ્યા હતા, ત્હેમની સમક્ષ ત્હમને દર્શન દેવાં ઉચિત નહિ, એમ સમજીને મ્હેં ફકીરનો વેશ લીધો અને સ્ત્રી પુત્ર પરિવાર સાથે લઇને, 'ભેંસ, બકરા મરઘી' વગેરેને કાપીને રસોઇ બનાવવાની લીલા બતાવી, અને એમ કરીને એ લોકોને દૂર નસાડી દીધા; કેમકે એ લોકો દર્શનના અધિકારી નહિ હતા. મ્હારી સાથે જે સ્ત્રી હતી તે માયા અને ત્રણ છોકરા હતા તે સત્વ, રજ, તમ એ ત્રણ ગુણ સમજવા. બકરા છ હતા, તે કામ ક્રોધાદિષડ્ રિપુ અને પાંચ મરઘીઓ તે પંચતત્વ, તથા પાડો હતો, તે અહંકાર સમજવો. જ્યાંસુધી, એમનો નાશ નથી થયો, ત્યાંસુધી મ્હારૂં દર્શન થવું દુર્લભ છે, એવો મ્હેં આવી લીલા કરીને ભાવ દર્શાવ્યો. ત્હમારામાં 'અહંમમ' ભાવ નહિ હોવાથી, ત્હમે ભયભીત થઇને નાસી ગયા નહિ, પરન્તુ જે બ્રાહ્મણોને વિષે એવો ભાવ હતો, તે પોતાની નિષ્ઠાથી ચલિત થયા અને ભયના માર્યા મુઠ્ઠીવાળીને નાસી ગયા,

એ સાંભળીને રામદાસને આશ્ચર્ય લાગ્યું, અને તેઓ દત્તાત્રેયની પ્રાર્થના કરવા લાગ્યા કે, 'હે પ્રભો! બ્રાહ્મણોએ ઘણાં વર્ષ સુધી ચલાવેલું અનુષ્ઠાન આપે આમ નિષ્ફલ કરવું નથી જોઇતું. મ્હારી આપને એટલીજ પ્રાર્થના છે કે, આપ એમને દર્શન આપીને કૃતાર્થ કરો. છરો લઇને ભય દેખાડતાં એ બીચારા શું નાસી ન જાય? ભલે! એ લોકો અનધિકારી હોય, તોપણ મ્હારે ખાતર આપનાં રૂપનાં એમને દર્શન કરાવો. રામદાસને ખાતર દત્તાત્રેયે એ વાત કબુલ કીધી અને ત્હેમને બોલાવવા સારૂ કહ્યું. રામદાસે પોતાના શિષ્ય કલ્યાણ સ્વામીને મોકલીને એ સર્વ બ્રાહ્મણોને બોલાવી મંગાવ્યા, અને દત્તાત્રેયનાં ત્હેમને દર્શન કરાવરાવ્યા. બાદ પ્રભુ દત્તમૂર્તિ અન્તર્ધ્યાન થઇ ગઇ અને રામદાસ પણ અન્યત્ર જતાં રહ્યા. જતી વખતે બ્રાહ્મણોએ રામદાસની બહુ બહુ સ્તુતિ કીધી, અને આપે સદ્ગુરૂની ગરજ સારીને હમને દર્શન કરાવ્યાં એમ કહીને ધન્યવાદ આપ્યો,

તાત્પર્ય, જ્યાંસુધી 'અહંકાર, મમતા, કામક્રોધાદિવિકાર' એ સર્વનું શરીરમાં અવસ્થાન હોય છે, ત્યાંસુધી સગુણ યા નિર્ગુણ ઇશ્વસાક્ષાત્કાર કરવાને મનુષ્ય સમર્થ થતો નથી. એટલા માટે, મૈનાવતી પોતાના પુત્રને એ સર્વનો ત્યાગ કરવા ઉપદેશ કરી રહી હતી.

હે પુત્ર ! વસ્ત્ર જે રંગમાં નાંખીએ છીએ, તે રંગને તે ધારણ કરે છે, તેજ પ્રમાણે ચિત્ત પણ જે રંગમાં સ્થિત હશે, તેજ રંગના જેવું થવાનું. હું મ્હારા પોતાના અનુભવથી કહું છું કેઃ—

**रंजितं रंजनैश्चित्रैश्चित्रं जातं हृदंबरम् ।**

**रंगे निरंजने क्षिप्तं रंगं प्राप्तं निरंजनम् ॥**

ચિત્રવત્ જે જગત્ પદાર્થો છે, તેમનાથી મ્હારૂં હૃદયાકાશ જે પહેલાં વિચિત્રિત (અનેકરૂપ) થયું હતું, તેને મ્હેં નિરંજન રંગમાં (નિરૂપાધિક જગત્ પ્રકાશક પરમાત્માને વિષે) નાંખી દીધું, અને તે નિરંજન રંગને (આત્માને) પ્રાપ્ત થયું. રંજક દ્રવ્યાદિકોવડે વસ્ત્ર ચિત્ર વિચિત્ર થાય છે, પરંતુ જો તે નિરૂપાધિક (સ્વતઃસિદ્ધ પીળા વગેરે) રંગમાં નાંખ્યું હશે, તો તેનું વિચિત્રપણું દૂર થઇને એક પાકો રંગજ તે ધારણ કરશે. તેજ પ્રમાણે, માયાના સત્વ, રજ, તમ એ ત્રણે [1]ગુણ પરસ્પર મળવાથી, અનેક રંગના પદાર્થ ઉત્પન્ન થાય છે અને મનુષ્યનું ચિત્ત તેની સાથે સંબદ્ધિત થતાં, તે પણ અનેકરંગી થઇ જાય છે; પરંતુ તે રંગ કાચો હોય છે, ઘડી ઘડી બદલાઇ જાય છે. અને પરમાત્મા તો એકરસ, એક રંગવાળા હોવાથી, ત્હેમને પાકા રંગના સ્થાન ઉપરજ સમજવા. ત્હેમને વિષે જેનું ચિત્તવસ્ત્ર ડૂબી જાય છે, ત્હેને નિરૂપાધિક રંગની પ્રાપ્તિ થશે, અને પછી જગતના અનેકરંગી પદાર્થોની સાથે ત્હેને સંબંધ હોવા છતાંયે તેમનો રંગ ત્હેના ઉપર ચઢશે નહિ. પાકા રંગની ઉપર ક્યાં બીજો રંગ ચઢે છે ? તેજ પ્રમાણે

---

૧ સત્વગુણ સફેદરંગ, રજો ગુણ લાલરંગ, તમોગુણ કાળોરંગ એમ શ્રુતિમાં કહ્યું છે,

સમજવું. ગુરૂકૃપાથી મ્હારૂં ચિત્ત નિરૂપાધિક રંગમાં રંગિત થવાથી, બીજા પદાર્થોનો રંગ ધારણ કરી શકતું નથી; માટે તું સદ્‌ગુરૂનાં ચરણનો આશ્રય કરીને નિરંજન રંગમાં ચિત્તને રાખીશ, તો ત્હારૂં ચિત્ત નિરંજન રંગ ધારણ કરશે. માતાનું આવું વચન સાંભળીને ગોપીચંદ બોલ્યો, 'હે માતા ! તમારૂં કહેવું જો કે સત્ય છે, તો પણ એવો સમર્થ ગુરૂ કોણ છે અને ક્યાં છે ? કે જે મ્હને જન્મ મરણાત્મક સંસારબંધનથી છોડવે અને અજરામર બનાવે ? મૈનાવતીએ કહ્યું, 'હે પુત્ર ! આપણી નગરીમાંજ જાલંધરનાથ નામના યોગી આવ્યા છે અને રહે છે; એમને શરણે જો તું જઇશ, તો ત્હારી કાયા અજરામર થઇ જશે. એ મહાસિદ્ધ ચમત્કારી મહાત્મા છે.' આ ઉપરથી રાજાએ કહ્યું 'મ્હારી વિષય ભોગવાસના હજી તૃપ્ત થઇ નથી, માટે બાર વરસ સુધી મ્હને રાજ્ય કરવા દે; ત્યારબાદ ત્હારા ઉપદેશને અનુસરીને જાળંધરનાથ અગર બીજા કોઇ સિદ્ધ મહાત્માને શરણે જઇને સર્વ ત્યાગપૂર્વક યોગદીક્ષા ગ્રહણ કરીશ અને કાયાનું સાર્થક કરીશ.' મૈનાવતી બોલી, 'હે પુત્ર ! એક ઘડી પળનો પણ ભરોસો નથી કે, આ શરીરની સ્થિતિ ત્યાંસુધી રહેશે કે કેમ; અને તું તો બાર વરસનો વાયદો કરે છે, એ કેવું આશ્ચર્ય ભર્યું છે ?'

**तडित्सु शरदभ्रेषु गन्धर्वनगरेषु च ।**
**स्थैर्यं येन विनिर्णीतं स विश्वासतु विग्रहे ॥**

વીજળી ઉપર, શરદ્‌કાળનાં વાદળાં ઉપર, તથા ગંધર્વનગર (આકાશમાં હાથી ઘોડા વગેરે જે જૂદા જૂદા રંગના આકાર દેખાય છે તે) ઉપર જેણે સ્થિરતાનો નિશ્ચય કર્યો હોય, તેજ આ શરીરની સ્થિરતા ઉપર વિશ્વાસ રાખી શકે. હે પુત્ર ! નદીનું જલ અખંડ વહે છે, તેથી આપણને તેજ પાણી છે એમ લાગે છે પરંતુ પૂર્વ ક્ષણનું પાણી ઉત્તરક્ષણમાં હોતું નથી. અથવા અગ્નિ પ્રદીપ્ત થયો હોય છે, તો ત્હેની જ્વાળા એક સરખીજ દેખાય છે, તોપણ પ્રતિક્ષણની જ્વાળા

ભિન્ન હોય છે. એક પાછળ એક ઉત્પન્ન થાય છે, તેથી સૂક્ષ્મગતિ ધ્યાનમાં આવતી નથી. તેજ પ્રમાણે કાળના સંયોગથી, આ શરીરનો જન્મનાશ પ્રતિક્ષણમાં થાય છે. ક્ષણ પહેલાં જે શરીર હતું, તે આ ક્ષણમાં નથી, અને આ ક્ષણમાં છે, તે ઉત્તર ક્ષણમાં નથી હોતું; પરંતુ નદીના જળની પેઠે, અથવા દીપ જ્વાળાની પેઠે એ વાત આપણા ધ્યાનમાં આવતી નથી. સારાંશ, દેહ ક્ષણભંગુર છે એનો પાત ક્યારે થશે, તેનો કાંઇ નિયમ નથી, માટે પરમાર્થ સાધન કરવામાં આળસ અને વિલંબ કરવાં ન જોઇએ. હે પુત્ર! બાર વરસ સુધી વિષયભોગ કરવાથી ત્હારી વાસના તૃપ્ત થશે અને પછી કદી પણ તે ઉત્પન્ન નહિ થાય, એવી ત્હને ખાતરી છે? ગમે તેટલું ખાધેલું હોવા છતાં અગ્નિની તૃપ્તિ થતી નથી; નદીઓનાં જલોવડે સમુદ્ર તૃપ્ત થતો નથી; અનંત બ્રહ્માંડોને સ્વાહા કરી દેવા છતાં કાળ સંતુષ્ટ થતો નથી; તેજ પ્રમાણે મનુષ્યે અનંત વિષયોનો ઘણા લાંબા વખત સુધી ઉપભોગ કર્યો હશે, તોપણ ત્હેની વાસના તૃપ્ત થશે નહિ. પરન્તુ અગ્નિમાં પુષ્કળ ઘી સીંચવાથી, જેમ તે હોલવાતો નથી, ઉલટો વૃદ્ધિંગત થાય છે, તેજ પ્રમાણે વિષયોનો જેટલા પ્રમાણમાં ભોગ કરવામાં આવશે, તેટલા પ્રમાણમાંજ વાસનાની વૃદ્ધિ થતી રહેશે; માટે તું વિષયોનો મોહ છોડી દે, અને ગુરૂચરણનો આશ્રય કર; તેમ કર્યાથી ત્હને ચિર જીવિત્વ પ્રાપ્ત થઇને, ત્હારી કીર્તિ અજરામર થશે. વિષયસેવન તો પશુ આદિ યોનિમાં પણ થાય છે તે ખાતર અમૂલ્ય આયુષ્ય નાહક શા માટે એળે ગુમાવવું? વ્યતીત થએલો સમય પાછો આવતો નથી, પરન્તુ કેવળ પશ્ચાત્તાપ થાય છે, માટે વિલંબ ન કરવો. એના ઉપર એક દૃષ્ટાંત નીચે પ્રમાણે છે :—

કોઇ એક સરોવરમાં શતબુદ્ધિ અને સહસ્ત્રબુદ્ધિ નામનાં બે મત્સ્યો રહેતા હતા. ત્હેમની સાથે 'એક બુદ્ધિ' નામનો એક દેડકો મિત્રભાવ રાખતો હતો, અને ત્હેની સાથે એ બન્નેજણાં સરોવરને કીનારે

આવીને સુખદુઃખની વાતો કરીને વખત વીતાડતા હતા. એક વખત એ ત્રણે જણાં વાતો કરી રહ્યા છે, એવા સૂર્યાસ્તને સમયે, કેટલાક માછીમાર લોકો હાથમાં જાળ લઇને, અને માથા ઉપર ઘણાં પકડેલાં માછલાંઓને લઇને, તે જળાશયની પાસે આવી પહોંચ્યા. એ લોકોને જોતાંવારને એ ત્રણે સત્વર સરોવરમાં સંતાઇ ગયા. એ માછલાંઓને જોઇને, તે માછી લોકો માંહોમાંહ્ય કહેવા લાગ્યા કે, 'ભાઇ! માછલાં પકડવા આપણે બહુ દૂર જવું પડે છે, પરન્તુ આ જલાશયમાં મોટાં મોટાં માછલાં જણાય છે, અને પાણી પણ થોડું છે.' બીજો બોલ્યો:- 'ત્યારે તો કાલે વહેલી સ્હવારે અહીં આવીશું અને જાળ પાથરીશું' આ પ્રમાણે બોલીને તેઓ ચાલતા થયા. તેઓનું આ ભાષણ ત્રણેએ સાંભળ્યું અને ચિન્તામાં પડયા. દેડકો બોલ્યો. 'હે ભાઇ! શતબુદ્ધિ! સાંભળ્યું કે નહિ? આ માછીમાર લોકો શું કહેતા હતા તે. હવે શું કરવું ઉચિત છે? આ જલાશયનોજ આશ્રય કરીને બેસી રહેવું કે અહીંથી અન્યત્ર પ્રાણ બચાવવા સારૂ ભાગી જવું? જે કાંઇ કરવું ઉચિત લાગતું હોય, તે વિચાર કરીને ઝટ કહી દો.'

એનું ભાષણ સાંભળીને સહસ્રબુદ્ધિએ કહ્યું, 'હે મિત્ર! ડરે છે શા માટે? સર્પોના અને ખલ પુરૂષોના મનોરથ જો સિદ્ધ થતા હત. તો આ જગત્ કદી જીવતું નહિ રહી શકયું હત. એ લોકોના ભાષણથી તું આટલો બધો ડરપોક બન્યો? ડરવું નહિ. અરે! એમનું બહુધા આગમન થશેજ નહિ; અને કદાચ થશે, તો મ્હારી બુદ્ધિના બળથી મ્હારી જાતની સાથે ત્હમારૂં બન્નેનું પણ રક્ષણ કરીશ. કેમકે, અનેક પ્રકારના જલમાં સંચાર કરવાની ગતિઓ હું જાણું છું.' તે સાંભળીને, શતબુદ્ધિ પણ બોલી ઉઠયો, 'ભાઇ! ત્હેં કહ્યું છે, તે યોગ્યજ છે. સહસ્રબુદ્ધિ ત્હારૂં નામ સાર્થ છે. જ્યાં વાયુની અથવા સૂર્યના કિરણોની ગતિ નથી, ત્યાં બુદ્ધિવાનની બુદ્ધિ ગતિ કરે છે. એટલા માટે, કેવળ એ લોકોના ભાષણના શ્રવણથી કુલ પરંપરાગત જન્મસ્થાનને છોડીને નાસી જવું,

એ યોગ્ય નથી. જે ઠેકાણે જેનો જન્મ થયો હોય, તે કુસ્થાન હોવા છતાં, ત્યાં જે સુખ ત્હેને થાય છે, તે દિવ્યભોગોથી યુક્ત એવા સ્વર્ગને વિષે પણ થવાનું નથી. એટલા માટે. હે મિત્ર! અહીંથી ત્હારે નાસી ન જવું જોઇએ: હું મ્હારા બુદ્ધિપ્રભાવથી ત્હારૂં રક્ષણ કરી શકું એમ છું,

એ બન્નેનું આવું ભાષણ સાંભળીને દેડકો બોલ્યોઃ-'ભાઇ! ત્હમે તો સહસ્ત્રબુદ્ધિવાળા, શતબુદ્ધિવાળા છો! પણ મ્હારી તો એકજ બુદ્ધિ છે કે અહીંથી ભાર્યા સમેત અન્ય જળાશયને વિષે હમણાંને હમણાંજ ચાલ્યા જઇશું તોજ રક્ષણ થઇ શકે તેમ છે. ત્યારબાદ તે દેડકો સ્ત્રી સમેત રતોવાઇ બીજા જળાશયને વિષે ચાલ્યો ગયો.

પ્રાતઃકાળ થતાંજ, માછીમાર લોકો ત્યાં આગળ આવી પહોંચ્યા, અને તેઓએ તે સરોવરને વિષે જાળ ફેલાવી દીધી અને નાના મોટા અનેક માછલાં, તથા કાચબા, દેડકા વગેરે જલચર પ્રાણીઓને પકડયાં. શતબુદ્ધિ તથા સહસ્ત્રબુદ્ધિ, એ બન્ને જણાં તે જાળમાંથી છૂટવા સારૂ પોતાની ભાર્યાઓની સાથે કુટિલ ગતિના જ્ઞાનથી લાંબા વખત સુધી, પોતાનું રક્ષણ કરી રહ્યા હતા, પરન્તુ ધીવર પણ ધી-વર (બુદ્ધિ શ્રેષ્ઠ) હોવાથી, તેઓની સઘળી ચાલાકીને ધૂળમાં મેળવીને, તેઓએ એ બન્નેને પકડી લીધા અને મારી નાંખ્યા. તે વખતે ત્હેમને પોતાના મિત્રવચનની સ્મૃતિ થઇ અને પશ્ચાત્તાપ થયો. પરન્તુ અવસર ચૂકયા બેઉલા. ગઇ તિથિ બ્રહ્માયે વાંચતા નથી, તો એમનું શું વળવાનું હતું? અસ્તુ! ત્યારબાદ બપ્પોરના વખતે તે લોકો મત્સ્ય પ્રાપ્તિથી આનંદિત થઇને, ત્યાંથી પોતાને સ્થાન જવાને ઉપડયા. સહસ્ત્રબુદ્ધિ તથા શતબુદ્ધિ, એ બન્ને મત્સ્યો શરીરે પુષ્ટ હોવાથી એકે શતબુધ્ધિને માથાપર લીધો, અને બીજાએ સહસ્ત્રબુદ્ધિને તો હાથમાં લટકતો પકડીને લઇને ચાલવા માંડયું. તેઓના બીજા સ્નેહીઓ પણ બીજાં માછલાંઓને ટોપલામાં નાંખીને, તેને માથાપર મૂકીને ચાલતા થયા, એ લોકો જે

રસ્તે થઇને જઈ રહ્યા હતા, ત્યાં આગળજ માર્ગમાં એક કૂવો હતો, અને તે જગોએજ પેલા બે મત્સ્યોનો એકબુધ્ધિશાળી મંડૂકમિત્ર સ્ત્રી સમેત જઇને રહ્યો હતો. તે કૂવા ઉપર બેઠેલા પેલા મંડૂકે પોતાના બન્ને મિત્રોને ધીવરને હાથે આ પ્રમાણે પકડાઇને લઈ જવાતા જોયા, અને પોતાની સ્ત્રીને કહ્યું કે, હે સ્ત્રી ! જો જો !

**शतबुद्धिः शिरस्थोऽयं लंबते च सहस्रधीः।**
**एकबुद्धिरहं भद्रे क्रीडामि विमले रसे ॥**

આ શતબુધ્ધિ પોતાનો મિત્ર આ માછીના માથા ઉપર છે, અને સહસ્રબુધ્ધિ તો લાંબા લટકાતા ચાલ્યા જાય છે. પરન્તુ હે કલ્યાણિ ! એકબુધ્ધિ હું તો આ નિર્મલ અને અગાધ રસ (જલ)માં સુખપૂર્વક ત્હારી સાથે ક્રીડા કરૂં છું. મ્હારૂં કહ્યું જો એ લોકોએ તે વખતે માન્ય કર્યું હત, અને બીજા કોઇ અગાધ જલાશયને વિષે પ્રવેશ્યા હત, તો મરવા વારો આવત નહિ; પરન્તુ એ લોકોને તો પોતાની બુધ્ધિનું બહુ અભિમાન હતું, તેથી સમય ઉપર સાવધાનતા ન રાખી, અને અહંકારવડે માર્યા ગયા. તાત્પર્યમાં સમજવાનું યુક્ત એ છે કેઃ—

સંસારરૂપ જલાશયમાં સુખરૂપ જલ અલ્પ છે, અને તેમાંજ શતબુધ્ધિ, સહસ્રબુદ્ધિ, તથા મંડૂકવત્ (શતાવધિ, સહસ્રાવધિ, તથા એક પ્રકારની જેમની બુધ્ધિ છે, એવા) [1]જલ (જડ) ચર પ્રાણીઓ નિવાસ કરે છે. એમના કાન ઉપર પણ કાલરૂપી ધીવરના શબ્દ શું આવતા નથી ? અથવા **धी-वर** (જ્ઞાની) એવા જે વ્યાસાદિ મહર્ષિઓ તથા સાધુજનો તેઓને એ કાળના હેતુ અને ભાષણની શું સમજ પાડતા નથી ? પરંતુ એમનાં એવાં ભાષણ મિથ્યા લાગે છે, અને પ્રસંગ આવતાં હમે હમારી જાતનું તથા આશ્રિતજનોનું રક્ષણ હમારા બુધ્ધિ ચાતુર્યથી કરીશું, એ સમજીને તેઓ સદૈવ પ્રમત્ત રહે છે.

---

1 સંસ્કૃતમાં ड અને लનો અભેદ માન્યો છે.

પરંતુ પરમેશ્વરના ઉપર તથા ત્હેમના ભક્ત સાધુ મહાત્માના ઉપર જેમને વિશ્વાસ છે, તથા 'એમને શરણે જઇને, હું કાંઇક ઇલાજ કરીશ, તો મ્હારી રક્ષા થશે,' એવોજ જેમની બુદ્ધિનો એક નિશ્ચય છે, તે પૂર્વોક્ત શતબુદ્ધિ સહસ્ત્રબુદ્ધિ જનોની સંગતિ તજીને, સંસાર જડાશયનો પરિત્યાગ કરી, અગાધ રસ (આનંદ) યુક્ત બ્રહ્મસરોવરમાં જઇને સ્થિત થાય છે, ત્યાં આગળ, કાળ ગમે તેટલો ચતુર ધી-વર હોવા છતાં તેનો પાશ પ્હોંચી શકતો નથી. પરંતુ જડાશય (સંસાર) માંજ જે સહસ્ત્રબુદ્ધિ શતબુદ્ધિ મનુષ્યો કાલધીવરની જાળમાં નહિ ફસાવા સારૂ પોતાની બુદ્ધિની જે અનેક વિધતા પ્રગટ કરે છે, તેઓ આખરે ત્હેના હાથમાં પટકાઇને મરણુ શરણુ થાય છે. કાળની દૃષ્ટિ તથા હાથ કઇ જગોએ પહોંચતા નથી ? સ્વર્ગ મૃત્યુપાતાલાદિ સર્વત્ર અપ્રતિહત ત્હેનો સંચાર છે. એટલા માટે, ધી-વર (જ્ઞાની) ગુરૂ-જનાદિના ભાષણ ઉપર વિશ્વાસ રાખીને કાળના હાથમાંથી છૂટીને આનંદના અગાધ સ્થલમાં નિવાસ પ્રાપ્ત થવા સારૂ, સંસારજલાશયનો સત્વર પરિત્યાગ કરવો ઉચિત છે. એમાં આળસ અગર વિલંબ થાય તો કાળ એકાએક આવીને ઝડપી જાય; એથી કરીને પ્રસંગ ઉપસ્થિત થતાં પહેલાં સાવધાનતા અને એક બુદ્ધિ રાખવી જરૂરની છે. બુદ્ધિનું અનેકવિધપણું હોવાથી, જ્યાં ત્યાં અવિશ્વાસ અને અશ્રદ્ધા થઇને, મનુષ્ય આ લોક તેમજ પરલોકનાં એ બન્ને સુખોને પ્રાપ્ત થઇ શકતો નથી. એટલા માટે, મૈનાવતી રાણી ગોપીચંદ રાજાને કહી રહી છે કે:—

'હે પુત્ર ! ઘડીનો ભરોસો નથી, અને તું તો બાર વરસ સુધી રાજ્યભોગ કરી સંતૃપ્ત થઇને, પછી ગુરૂને શરણે જઇ જન્મ સાર્થક કરવાનું ઇચ્છે છે. વાહ ! એ કેવું સાહસ ભર્યું આશ્ચર્ય કહેવાય ? અરે ! યાત્રા પ્રસંગમાં પણ સંબંધ રહિત એવા પુરૂષ સ્ત્રી આદિકોનો સમાગમ શું નથી થતો ? પરન્તુ ત્હેમના ઉપર પ્રેમ કોણ કરે છે ? તેજ પ્રમાણે, જે પશુ પુત્ર કલત્રાદિ વિષયોનો ,સંયોગવિયોગ તર્કથી અતીત

છે, ત્હેમના ઉપર આસક્તિ રાખવી એ શું સુખાવહ થઇ પડશે ? નહિજ. હવે એમનો ત્યાગ દુષ્કર છે, એમ જો તું કહેવા માંગતો હોય, તો વિચાર કરઃ—

त्यक्ष्यंत्यवश्यं च त्वां त्वं च त्यक्षसि यानपि।
येषां त्यागे महत्सौख्यं तेषां त्यागेऽपि कः श्रमः॥

જેમના પ્રત્યે ત્હારી આસક્તિ છે, તે વિષયો અવશ્ય ત્હારો ત્યાગ કરીને ચાલ્યા જશે, તેમજ તું પણ ત્હેમને તજીને (વિયોગ અગર મરણ કાળમાં) ચાલ્યો જઇશ; અને જેમનો પોતાની મેળે ત્યાગ કર્યાથી સુખ થાય છે, તેમનો ત્યાગ કરવામાં કેમ ત્હને દુઃખ થાય છે ? વિવેકીને તો તેમાં બીલકુલ શ્રમ પડતો નથી. હવે એમનો ત્યાગ કરીને, જો વૈરાગ્ય ધારણ કરવામાં આવે તો સર્વત્ર મ્હારી નિન્દા થાય, એમ જો તું કહેતો હોય, તો વ્યાવહારિક કાર્યમાં નિન્દા ક્યાં નથી થતી ? બધેજ થાય છે. પરન્તુ જો નિન્દાનો ભય મન ઉપર લેવા બેસીએ, તો વ્યવહાર કથળી જાય. એટલા માટે, **'स्वकार्यं साधयेद्धीमान्.'** બુદ્ધિમાન્ પુરૂષે નિન્દા સ્તુતિ ઉપર દૃષ્ટિ ન રાખતાં, પોતાનું કાર્ય સાધી લેવા ઉપર દૃષ્ટિ રાખવી ઘટે છે. શિવ-લિંગના ઉપર સહસ્ત્રાવધિ પાણીના ઘડા રેડવામાં આવે છે, તોપણ તે કાંઇ તેનું નિવારણ અથવા અસહન કરતા નથી; તેજ પ્રમાણે કાર્ય-સાધક પુરૂષે લોકોની સ્તુતિ નિન્દાનો ખ્યાલ ન કરતાં, માનાવલંબન કરવુંજ ઉચિત છે. નિન્દા સ્તુતિ પણ ક્યાં સુધી થવાનાં હતાં ? જ્યાં લગી તેમનું સંબંધી, એવું જે આ શરીર છે ત્યાં સુધીજ. અને શરીર 'કેટલા દહાડા ત્હારો સંબંધ રાખશે ? થોડો વખતજ. એથી કરીને વિષયોનું, તત્સંબંધીવૃત્તિઓનું, તથા ભોક્તા પુરૂષનું ક્ષણભંગુરત્વ જાણીને, વિચારપૂર્વક તેમનો ત્યાગ કરવાથીજ અનંત (અવિનાશી) સુખની પ્રાપ્તિ થઇ શકશે.

एकतः सकला लोका विकर्षन्ति यथाबलम् ।
पदार्थमालां बलवानेकः कालो गिलत्यसौ ।

હે પુત્ર ! બધાજ લોકો વિષયમાલા (સમૂહ)ને, પોતપોતાની શક્તિને અનુસરીને 'આ મ્હારી છે,' 'આ મ્હારી છે' એમ સમજીને એક બાજુએ ખેંચી (સ્વીકારી) રહ્યા છે, અને બીજી બાજુએ બળવાન્ એકલો કાળ પોતાના તરફ ખેંચીને તેઓને ખાઇ રહ્યો છે. એના તરફ ધ્યાન આપ, અને વિષયાસક્તિથી કાળના મુખમાં ન જા; તેમનો પરિત્યાગ કરીને અમૃતરૂપ બન.

આ ઉપર રાજાએ કહ્યું, 'હે માતા ! ત્હારૂં કહેવું જો કે સત્ય છે, છતાં એકાએક વિષયાદિકોનો પરિત્યાગ મ્હારાથી થઈ શકે તેમ નથી, અને તેમ છતાં કરૂં તો વાસના અવશિષ્ટ રહેવાથી, ફરી પાછા જન્મમરણના ચક્રમાં મ્હારે ફર્યાં કરવું પડે. એટલા માટે, પ્રથમ વાસનાનું નિર્મૂલન કર્યા બાદ, વિષયોનો ત્યાગ કરવામાં આવે, તો વૈરાગ્ય પણ દૃઢ થાય. જગતની સ્થિતિ ક્ષણભંગુર છે, એ હું પણ સમજું છું, પરન્તુ તેનો શો ઉપાય ? જે વખતે જે બને તે ખરૂં. વળી, વિષયાદિકોનો ઝટ પરિત્યાગ કરાવી, આત્માનંદની પ્રાપ્તિ કરાવી દે, એવા સદ્ગુરૂ પણ મળવા મુશ્કેલ છે, એવી મ્હારી સમજ છે. માટે, આપ મ્હને મ્હારી ઇચ્છા પ્રમાણે બાર વરસ સુધી રાજ્ય વૈભવ ભોગવવા દો, પછી હું સમર્થ સદ્ગુરૂ મળશે, તો ત્હેમને શરણે જઇને હું દેહનું સાર્થક કરીશ. અવિવેકથી અને ઉતાવળથી કરેલું કામ સફળ થવાને બદલે ઉલટું દુઃખદાયીજ થાય છે.'

મૈનાવતીએ કહ્યું, 'હે પુત્ર ! વિષય મિથ્યા હોવાથી, તેમની વાસના જો કે મૂલ રહિત, સત્વહીન તથા સુખ શૂન્ય છે, તોપણ ત્હેણે 'આપણી જાતને સત્તા પ્રદાન કરીને પાલનહાર પ્રત્યગભિન્ન' પરમાત્માને આચ્છાદિત કરી દીધા છે. પોતે જાતે તુચ્છ તેમજ નિઃસત્વ હોવા છતાં ત્હેણે બ્રહ્મરૂપ આત્માને આચ્છાદિત કેવી રીતે કરી દીધો ? એવી શંકા ન કરતો,

પહાડમાંથી ઉત્પન્ન થનારૂં, ઘાસ પોતે જાતે અતિ સૂક્ષ્મ હોવાથી તુચ્છ છે, છતાં અનેકરૂપથી ઉત્પન્ન થઇને, પોતાના કારણરૂપ મોટા પર્વતને તે જેમ આચ્છાદિત કરી દે છે, તેજ પ્રમાણે વાસના પણ સ્વકારણભૂત બ્રહ્માત્માને આવૃત કરી દે છે; એથી કરીને, આત્મા આનંદરૂપે પ્રકાશતો નથી. એ વાસનાનો વિવેકવડે નાશ કરી દેવાને બદલે, ભોગવડેજ નષ્ટ કરવા જે તું ઇચ્છે છે, તે સમજ, કે દીપકને (દીવાને) છોડીને કાજળથી અંધકારનો નાશ કરવાની ઇચ્છા કરવા જેવું છે. સંસાર નિમૂક્તિને માટે, એકાન્ત પ્રદેશ, સાયં પ્રાતઃકાળ, વાર્ધક્યાદિ અવસ્થા, પાંડિત્ય, અનેક યુક્તિ પ્રયુક્તિઓ વગેરે કારણીભૂત થતાં નથી. પરંતુ વાસનાઓનો જ્યારે પરિત્યાગ થશે, ત્યારેજ તત્કાળ મુક્તિ મળી શકશે, એ પ્રમાણે શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, અને મહાત્માઓનો અનુભવ પણ એવો છે. એથી કરીને, તું સદ્‌ગુરૂની સેવા કરીને, વિવેકાભ્યાસ કરીશ, તો ત્હને નિઃસંશય તત્વજ્ઞાનની પ્રાપ્તિ થશે. હવે વિષયાદિકોનો એકાએક પરિત્યાગ ત્હારાથી ન થઇ શકે, તેટલા ખાતર હું જે ત્હને યુક્તિ બતાવું, તે પ્રમાણે જો તું ચાલીશ, તો ક્રમશઃ પરંતુ નિઃસંદેહ ત્હને આત્મલાભ થયા વિના રહેશે નહિ. અત્યારે ત્હારૂં ચિત્ત અશિક્ષિત (અશુદ્ધ) છે, માટે જેટલા કાળમાં ત્હારો વ્યવહાર થાય છે, તેટલા કાળમાંથી ત્હારે અલગ અલગ ભાગ પાડી દેવા જરૂરના છે; અને:—

**चित्तस्य भोगैर्द्वौ भागौ शास्त्रेणैकं प्रपूरयेत् ।**
**गुरुशुश्रूषया भागमव्युत्पन्नस्य सत्क्रमं ॥**

કાળના બે ભાગ વિષયભોગાદિવડે ક્રમણ કરવા, અને એક ભાગ આત્મવિષયક શાસ્ત્રથી, અને એક ભાગ ગુરૂશુશ્રૂષા કરીને ગુજારતાં રહેવું. આ પ્રકારના વ્યવહારથી, જ્યારે ત્હારૂં ચિત્ત નિર્મલ થાય, ત્યારે પૂર્વોક્ત ચાર ભાગની આ પ્રમાણે વ્યવસ્થા કરવી. એક કાળનો ભાગ ચિત્તને વિષયસેવનને સારૂ આપવો, અને બે ભાગ ગુરૂસેવામાં અર્પણ કરવા, તથા એક ભાગને અધ્યાત્મશાસ્ત્રમાં ખર્ચવો. ત્યારબાદ

જ્યારે ઉત્તમ શિક્ષિત ચિત્ત થાય, ત્યારે બે ભાગ અધ્યાત્મવિચાર, અને વિષયોના ત્યાજ્યવિચારની પાછળ રોકવો; અને બે ભાગ ધ્યાન સહિત ગુરૂપુજામાં કાઢવા. આવા વ્યવહારથી તું વિવેક, વિચાર તથા વૈરાગ્યસંપન્ન થઇને આત્મસાક્ષાત્કાર કરવાને સમર્થ થઇશ. વર્ણ, આશ્રમ, યૌવન, અલંકાર, અધ્યયન, આચાર વગેરે વડે ઉપલક્ષીયા દૃષ્ટિથી રમણીય દેખાતો પુરૂષ પણ "**विना विचारवैराग्यैः पशुरिव न संशयः**" સારા નરસાનાં વિવેક અને વિષય વૈરાગ્ય રહિત હોય, તો તે પુરૂષને પશુતુલ્યજ સમજવો, એવું કહેલું છે. જે પુરૂષના અંતરમાં અજ્ઞાનનું ભેદન કરવાને સમર્થ, એવા વિચાર વૈરાગ્યનો નિરંતર વાસ વસી રહ્યો છે, તેજ જ્ઞાની છે. તેવા જ્ઞાનીને અન્ય સાધનોનું શુ પ્રયોજન ? કશુંયે નહિ.

આના ઉપર કોઇ શંકા ઉઠાવે કે, મુમુક્ષુજનોને તો મોક્ષજ પ્રિય હોય છે, અને તેનું સાધન જ્ઞાન છે, તો પછી વૈરાગ્યની શી જરૂર છે ? તો તેનું સમાધાન આ પ્રમાણે છેઃ—

**वर्द्धते मूलसेकेन मूलशोषेण शुष्यति ।**

**भस्मसात्क्रियते वन्हिज्वालयेति तरुस्थितिः ॥**

વૃક્ષના મૂળમાં જળનું સિંચન કરવાથી, જેમ તે વધે છે, નહીં સીંચ્યાથી મૂળ સુકાઇ જઇને તે પણ સુકાઇ જાય છે, અને ત્યારબાદ અગ્નિની જ્વાલથી તે બળીને ખાખ થઇ જાય છે; પરંતુ આર્દ્ર (ભીનું) હશે, તો અગ્નિને તેને બાળવામાં મહેનત પડશે. તે પ્રમાણે સંસારવૃક્ષનું મૂળ મન છે, કેમકે તેજ એની કલ્પના કરે છે; એ મૂળને વિષયજલાર્પણરૂપ સિંચન કર્યાથી પ્રપંચવૃક્ષ વધે છે, અને વિષયજલાર્પણનો અભાવ હશે, તો તેમનો મૂલ ( વૈરાગ્યવડે ) શુષ્ક થતાં સંસારવૃક્ષ પણ સુકાઇ જાય છે. અને ત્યારબાદ, બોધ (જીવ બ્રહ્મૈક્યજ્ઞાન) રૂપ અગ્નિ જ્વાલાવડે તેને ભસ્મીભૂત (બાધિતપણાથી તુચ્છરૂપ) કરવામાં આવે છે. એટલા માટે, મુમુક્ષુ પુરૂષોએ જ્ઞાનની પેઠે વૈરાગ્યમાં પણ આદર રાખવો આવશ્યક છે, અસ્તુ !

હે પુત્ર !:—उपायैः शोधिते क्षेत्रे निर्मलं बीजमर्पितम् ।
किं चित्रं धान्यसंपत्तौ स देवो यदि वर्षति ॥

ક્ષેત્ર (ખેતર)ને ખેડવા કરવાના ઉપાયોવડે શુદ્ધ કર્યા પછી, જો તેમાં શુદ્ધ ( કીટકાદિથી દૂષિત નહિ એવું ) ચણા વગેરે ધાન્ય વાવ્યું હોય અને તેના પર પછીથી મેઘાભિમાની દેવ ( ઇન્દ્ર ) જો વૃષ્ટિ કરે, તો ધાન્ય સમૃદ્ધિ થવાની શી શંકા? કાંઈપણ નહિ; તેજ પ્રમાણે આ ક્ષેત્ર (અંતઃકરણ)ને વિવેક વૈરાગ્યાદિવડે નિર્મલ કરીને, પછીથી તેમાં નિર્મલબીજ ( માયા તથા તત્કાર્યમલશૂન્ય ) પ્રત્યગભિન્ન બ્રહ્મ ધારણાથી સ્થિરીભૂત કર્યું હશે, અને ત્યારબાદ, જો તેમાં ગુરૂરૂપદેવ વેદાન્તના અર્થના નિરૂપણરૂપી જલ (જ્ઞાન)ની વૃષ્ટિ કરશે, તો ધાન્ય (ધન્યત્વ) સંપત્તિ પ્રાપ્તિ થાય તેમાં શો સંદેહ કે આશ્ચર્ય છે? કંઈ પણ નહિ. એટલા માટે, તું વિવેકાભ્યાસ તથા તેટલા ખાતર ગુરૂ-ચરણની સેવા કરીશ, તો વાસનાના નાશપૂર્વક ત્હને આત્માનંદની પ્રાપ્તિ થશે. હવે, એવા ગુરૂ કયાંથી મળે, એવી ત્હે શંકા કાઢી, તો સાંભળ:—

सविचारास्तु गुरवो विरक्ता गुरुसत्तमाः
विचारेऽपि विरक्ता ये गुरूणां गुरवो हि ते ॥

લોકપ્રસિદ્ધ ગુરૂઓમાં, જેઓ આત્માનાત્મવિવેકયુક્ત હોય છે, તેઓ શ્રેષ્ઠ અને સેવા કરવાને યોગ્ય હોય છે. તેઓના કરતાં પણ જેઓ વિચારવૈરાગ્યસંપન્ન હોય છે, તેઓજ શ્રેષ્ઠ છે, અને મોક્ષેચ્છુના સમાગમને સારૂ યોગ્ય છે. અને જેમને વિચાર વૈરાગ્યનું ફળ બ્રહ્માનંદની પ્રાપ્તિ થઇ જવાથી, જેઓ વિચારવૈરાગ્યમાં પણ ઉદાસીન હોય છે, તેઓ તો અખિલ ગુરૂ આદિમાં શ્રેષ્ઠ તેમજ પૂજનીય છે. હે પુત્ર! પહેલાં મ્હેં જે ત્હને કહ્યું હતું કે આપણી નગરીના બાહ્ય પ્રદેશમાં જાલંધર નામનાસિદ્ધ યોગી રહે છે, તેઓ એ કોટીના છે. એમણે, જેમાં દુઃખની વૃષ્ટિ કરનારાં એવાં પાપરૂપી મેઘ હોય છે,

એવા સંસારરૂપી વર્ષાઋતુનો પરિત્યાગ કર્યો છે, અને જેઓ શુદ્ધ માનસમાં[1] હંસપક્ષીની પેઠે ક્રીડા કરે છે, તથા શરણાગત જીવોને બ્રહ્મદાન કરવામાં જેમનું અન્તઃકરણ ઉદાર છે, એવા પરમહંસ પદવીને પ્રાપ્ત થએલા નાથચરણની જો તું સેવા કરીશ, તો ત્હેમના પ્રસાદથી ત્હારી સકલ કામના પૂર્ણ થશે.

આ પ્રમાણે મૈનાવતી પોતાના પુત્રને નિત્ય ઉપદેશ કર્યાં કરતી હતી, પરંતુ રાજાને ગળે તે બરાબર ઉતરતો ન હતો. મનમાં જોકે રીસ ચઢતી, તોપણ પોતાની માતા સમજીને, ત્હેમની મર્યાદા લોપતો નહિ; ચૂપચાપ સાંભળ્યાં કરતો. સારાંશ, જ્યાંસુધી, અન્તઃકરણ મલિન હોય છે, ત્યાંસુધી ગુરૂ વગેરેએ ગમે તેટલો ઉપદેશ કર્યો હશે, તોપણ તેનો કશો પ્રકાશ અંતરમાં પડશે નહિ. શ્રુતિમાં પણ કહ્યું છે કે, **'शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः'** યથોક્ત સાધનસંપત્તિ રહિત તથા ઇશ્વર, શ્રુતિ, આચાર્ય પ્રસાદ શૂન્ય એવા ઘણા મનુષ્યો આ આત્મતત્વનું શ્રવણ કરે છે, તોપણ ત્હેમને તેનો બોધ થતો નથી.

વિરોચનનો પુત્ર રાજા બલિ એક વખત પોતાના મનમાં વિચાર કર્યાં કરતો કે દરરોજ રાત્રે ને દિવસે, એકજ ક્રિયા હું કરૂં છું, પરન્તુ એ પ્રમાણે કર્યાથી શું ફળ થવાનું હતું ? વારંવાર એકના એકજ વિષયોનો ભોગ કરવો, એ જાણે ઉચ્છિષ્ટ ભોજનના જેવુંજ છે, છતાંય મ્હારૂં મન શરમાતું કે સંકોચાતું નથી. હજારો વર્ષો સુધી સ્ત્રી પુત્ર રાજ્ય વૈભવાદિ આપાતરમણીય વિષયોનો ભોગ કરવા છતાં મ્હારૂં ચિત્ત શાન્ત થતું નથી, એ કેટલું બધું આશ્ચર્ય છે ? વિષય ભોગ સુખથી રહિત, એવું જે અવિનાશી દ્રવ્ય છે, તે શું છે, તેનો હવે હું વિચાર કરૂં છું. કિંચિત્‌કાળ વિચાર કર્યાથી એને પોતાના પિતા વિરોચને કરેલા બોધનું સ્મરણ થઇ આવ્યું, તે છતાં પોતાના

---

૧ માનસ સરોવરમાં, અને શુદ્ધ સત્વપ્રધાન અન્તઃકરણમાં, એવા બે અર્થો સમજવા.

આત્મજ્ઞાનસંપન્ન ગુરૂ શુક્રાચાર્યનું એણે ધ્યાન કર્યું. આકાશમાં થઇને દેવકાર્ય સારૂ કોઈ ઠેકાણે જઇ રહેલા શુક્રને ખબર પડી કે બલિએ મ્હારૂં સ્મરણ કર્યું છે, ત્યારે તેઓ ઝટ એના મન્દિરમાં બારીમાં થઇને આવી પહોંચ્યા. ગુરૂને જોઇને રાજા બલિએ ત્હેમને પ્રણામ કરી પૂજન સ્તવન કીધું, અને પ્રાર્થના કીધી કે, હે સદ્‌ગુરો :—

**'कोऽहं कस्त्वं किमेते वा लोका इति वदाशु मे ।'**

મ્હારા મનમાં અખિલ ભોગોને સારૂ અરૂચિ ઉત્પન્ન થઈ છે, એથી વારંવાર તેમનું સેવન કરતાં મ્હારૂં મન લજવાય છે. હું આપને પ્રથમ એ પૂછુંછું કે, 'હું કોણ છૂં ? મ્હારૂ શું રૂપ છે ? આપ કોણ છો ? તેમજ આ લોકો પણ કોણ છે ? આ બ્રહ્માંડમાં સ્થિર એવી કઇ વસ્તુ છે ? ઇત્યાદિ આપ કથન કરો. તે સાંભળીને શુક્ર બોલ્યા, હે રાજા ! અત્યારે વિશેષ સમય નથી; કેમકે સપ્ત ઋષિઓની સાથે દેવકાર્ય માટે હું આકાશ માર્ગે ગમન કરૂં છુ. ત્હમારૂં ધ્યાન તથા સ્મરણ મ્હને જ્ઞાત થવાથી સત્વર હું અંહી આવ્યો છું. તોપણ સઘળો સાર સંક્ષેપમાં કહું છું તે સાંભળો.—

**य आत्मा केवलः शुद्धो निर्विकारो निरंजनः ।**
**स एव नित्यश्चिन्मात्रः साक्षी सर्वस्य सर्वदा ॥**

માયા અને તેના કાર્યસમૂહરૂપ અંજનરહિત અને તેથી સર્વ વિક્રિયાશૂન્ય તથા નિર્મલ એવા લક્ષણયુક્ત સર્વના અંતર્ભૂત એવોજે આત્મા છે, તેજ નિત્ય છે. અને જે કારણથી તે ચિન્માત્ર રૂપ છે, તે કારણને લીધે અતીત અનાગતાદિ સર્વકાળમાં અખિલ સાક્ષ્ય સમૂહનો સાક્ષાત્ દ્રષ્ટા છે; એ અખિલ જડ પ્રપંચ અનિત્ય છે. આના ઉપર કોઇ એમ કહે કે, સાક્ષિચૈતન્ય અનિત્ય નહિ હોય, પરંતુ તજ્જાતીય, '**अयंघट**' આઘડો છે ઇત્યાદિ વિષયોનું નિરૂપણ કરનારૂં જે જ્ઞાન છે, તેનું અનિત્યત્વ તો જણાઇ આવે છે. તો એનું સમાધાન આવું છે કે, વિચાર કરીને જોશો, તો ઘટાદિ વિષયોનું

ગોચર એવું જે વિજ્ઞાન છે, તેને પણ પરમાર્થતઃ અનિત્યત્વ છેજ નહિ. હવે 'આ ઘડો છે' ઇત્યાદી જ્ઞાનોત્પત્તિને વખતે, તેની પ્હેલાં થનારૂં જે ઘટગોચર જ્ઞાન તે થતું નથી, એ વાત સત્ય છે; પરન્તુ તેનું કારણ એ છે કે ઇન્દ્રિય અને વિષય એમના સંયોગથી થનારી જે અન્તઃકરણની ઘટાકાર વૃત્તિ છે, તેનુંજ અનિત્યત્વ તેમાં અભિવ્યક્ત થનારા ચૈતન્યના ઉપર પ્રતીત થાય છે. જે પ્રમાણે સ્ફટિકના સંનિધાનમાં જાસુંદીનું ફૂલ હોય, તો તેની આરક્તતા સ્ફટિકને વિષે ભાસે છે, તે પ્રમાણેજ. પરન્તુ પરમાર્થતઃ 'જેવો સ્ફટિક તેવુંજ' જ્ઞાનપણ વિકાર શૂન્ય સમજવું.

આના ઉપર શંકા કરવામાં આવે છે કે, એ વાત ત્યારેજ બને, કે જ્યારે 'સ્ફટિક તથાં જપા કુસુમવત, વૃત્તિના આકાર અને ચિદાકાર, એ બન્ને આકાર પૃથક્ અનુભવમાં આવી શકે; પરંતુ એમ તો થતું નથી. એના સમાધાનમાં સમજવાનું એવું છે કે, પરમાર્થતઃ જોકે બન્ને આકાર ભિન્ન છે. તોપણ અવિદ્યાને વશીભૂત થઈ જવાથી 'અગ્નિ તથા લોહપિંડની સમાન' એક આકારવત્ ભાસે છે, તે ભ્રમ-મૂલક છે. ખ્યાલ કરો !

**भावांशः करणांशश्च विद्यते प्रत्ययेऽपि च ।**
**भावांशस्तु चिदाकारो वृत्त्यंशः करणांशकः ॥**

**'प्रतीयतेऽनेन' इतिप्रत्ययः**—જેનાવડે પ્રતીતિ થાય છે, તે પ્રત્યય એવો એનો અર્થ છે, એ પ્રમાણે પ્રત્યય શબ્દમાં ભાવાંશ (ધાતુનો અર્થભાગ) અને કરણાંશ (પ્રત્યયનો અર્થભાગ) વિદ્યમાન છે. સારાંશ, પ્રત્યયશબ્દ પ્રકૃતિ અને પ્રત્યયરૂપ હોવાથી, તેનો અર્થ બે પ્રકારનો થાય છે. તેમાં પ્રતીતિ એ ધાત્વર્થ ચિદાકાર છે, અને પ્રત્યય-અર્થ (જેનાવડે) એ કરણ અંશ. યાને વૃત્તિનો અંશ જાણવો. એ અન્તઃકરણના પરિણામરૂપવૃત્તિ અંશ, 'ઘટના સમાન જડ હોવાથી' અનિત્ય અને જેની પ્રતીતિ થાય છે, તે ચિદંશ નિત્ય છે. ચિદંશનું

અનિત્યત્વ અંગીકારશો, તો તેના નાશનો કોઇ સાક્ષી અવશ્ય હોવો જોઇએ; તે વિના તેના નાશની સિદ્ધિ કેવી રીતે થઇ શકે? પરંતુ તેનો નાશ તો કોઇએ દીઠો પણ નથી, અને જોવાને કોઈ સમર્થ પણ છે નહિ. ધાત્વર્થનો પ્રતીતિઅંશ (ચિદાકાર)ના નાશની પ્રતીતિ, નાશ થનારી વૃત્તિના તાદાત્મ્ય અધ્યાસથી થાય છે, એમ સમજવું. સારાંશ, હે બલિ! તું, હું અને આ જગત્ ચૈતન્યરૂપ છીએ; તે વિના અન્ય કિંચિત્ પણ નથી. આ નિશ્ચયને અંતરમાં દૃઢ ધારણ કરશે, તો ત્હને પરમવિશ્રાન્તિ પ્રાપ્ત થશે. વધારે કહ્યાથી શું પ્રયોજન? (આ ઉપદેશ કઠીણ છે, છતાં અધિકારી વાંચકના શોખને ખાતર વર્ણવ્યો છે)

**भव्योऽसि चेत्त्वदतस्मात्सर्वमाप्नोषि निश्चयात् ।**
**नोचेत्तद्बहुपि प्रोक्तं त्वयि भस्मनि हूयते ॥**

જો તું શુદ્ધચિત્તવાળો હઇશ, તો મ્હારા આટલાજ ઉપદેશથી, સર્વરૂપ એવો જે આત્મા છે, ત્હેને પ્રાપ્ત થઇશ, અને અશુદ્ધચિત્તવાળો હઇશ, તો મ્હારો બહુ બહુ આપેલો ઉપદેશ પણ, ભસ્મને વિષે આપેલી આહુતિની પેઠે વ્યર્થજ નીવડશે; હવે હું જાંઉ છું.' આટલું કહીને આવેલા માર્ગે શુક્ર આકાશમાં જતા રહ્યા. ત્યારપછી, રાજા બલિ વિચાર કરીને આત્મપદવીને પ્રાપ્ત થયો; કેમકે તે શુદ્ધચિત્તવાળો હતો. કહેવાનું તાત્પર્ય એ છે કે, અશુદ્ધ અન્તઃકરણમાં ગુરૂ વગેરેએ કરેલો બહુબહુ ઉપદેશ પણ નિષ્ફળ થાય છે. જન્માન્તરીય પુણ્યના સંગ્રહ વિના વિષયવિરક્તિ, તથા આત્માનાત્મવિવેકને માટે યોગ્ય પ્રવૃત્તિ થઇ શકતી નથી,

મૈનાવતી પોતાના ગુરૂના ઉપદેશપ્રમાણે સદા આત્મચિન્તવન કરીને અને ત્હેમના દર્શન સેવન વગેરે કરીને આનંદપૂર્વક સમય વ્યતીત

કરતી હતી; તથા રાજા ગોપીચંદ, રાજ્યાદિ વૈભવ અને સ્ત્રીઆદિ વિષયોના ઉપભોગમાં આનંદપૂર્વક રહેતો હતો.

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंद सरस्वती शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे मैनावती-गोपीचंदबोधोनाम द्वितीयोऽध्यायः ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**। इति शिवम् ।**

---

## तृतीयोऽध्यायः

---

**तावत्प्रबोधो भवति विवेकस्तावदेव हि ।**
**यावत्सीमंतिनीलोलनयतांदोलनं नहि ॥ प. पु. ॥**

મૈનાવતીએ રાજાને કરેલો ઉપદેશ ત્હેની રાણી લુમાવંતીએ સાંભળ્યો હતો, અને તેથી એના મનમાં બહુ દુઃખ ઉપજ્યું હતું. એને લાગ્યું કે, રાજા જો રાજ્યવૈભવનો ત્યાગ કરીને ગુરૂને શરણે જઈ વૈરાગી બની જશે, તો હમારૂં બધાનું સૌભાગ્ય નષ્ટ થયા જેવુંજ જાણવું. એવો ઉપદેશ આપનારી માતા, તે માતા નહિ પણ વેરી છે. પોતે જાતે એ જોગીડાનો ઉપદેશ લઇને એને ત્યાં નિત્ય આવજા કરે છે, પરંતુ 'હું કોણ છું, મ્હારા કેવાં કુલશીલ છે, લોકો મ્હને શું કહેશે' એ વાતનો તો એના મનમાં જરા વિચાર સરખોયે ઉત્પન્ન થતો નથી. પોતે જાતે વેરાગિણી બનીને, હમારા બધાના સુખનો સર્વ નાશ કરવાને તૈયાર થઈ છે. અસ્તુ ! હવે મ્હારે મ્હારી શોક્યોને આ વાતની ખબર કરીને, કાંઇક એવી યુક્તિ રચવી જોઇએ, કે જેથી રાજાના મનમાં પોતાની માતા તેમજ એ જોગડાના પ્રત્યે અપ્રીતિ, ક્રોધ વગેરે ઉત્પન્ન થાય.

પછી રાણી કુમાવંતીએ, રાણી મૈનાવતીએ રાજાને કરેલો ઉપદેશ પોતાની શોક્યોને કહી સંભળાવ્યો ત્યારે તે સઘળીને ઘણું લાગી આવ્યું. એક બીજાને માંહોમાંહે કહેવા લાગી કે 'જો રાજા રાજ્યાદિ ભોગથી વિરક્ત થઇ જશે, અને જોગી બની જશે, તો પછી આપણી શી દશા થશે? ત્યારે કુમાવંતીએ બધીયને કહ્યું કે એનો એક ઉપાય છે; રાજાની સ્વારી જ્યારે મહેલમાં આવે, ત્યારે આપણે બધીઓએ એમ કહેવું કે 'આપણી નગરીમાં જાલંધરનાથ નામના કોઇ જોગી આવ્યા છે, તે મહા ઢોંગી છે; એમની પાસે આપની માતા જાય છે, સેવા કરે છે. તથા એમનો ઉપદેશ પણ એમણે લીધો છે. ગામમાં લોકો નિંદાપણ તે ખાતર ઘણીજ કરે છે, પરન્તુ તેના તરફ બીલકુલ લક્ષ નહિ આપતાં, એ તો જઇને એની ઝુંપડીમાંજ બેસી રહે છે. એટલુંજ નહિ પણ, એમના મનમાં તો એટલે લગી છે કે આપને જોગી બનાવવા, અને રાજ્યવૈભવ વગેરે એને સમર્પણ કરીને તેની સાથે આનંદથી વિલાસભોગ કરવો.' આ પ્રમાણે રાજાને જો કહીશું, તો ક્ષણમાત્રમાં એ જોગીને શિક્ષા થશે, તથા માતા પ્રત્યે પણ અશ્રદ્ધા થઇને તેનો બોધ પછી એ સાંભળશે નહિ, અને આપણાપરનું અનર્થ ટળી જશે. અગ્નિને અલ્પ સમજવો, રોગની ઉત્પત્તિ થતાંજ તેની ચિકિત્સા નહિ કરવી, શત્રુને નાનો સમજીને તેની ઉપેક્ષા કરવી, એ મોતનાં મૂળ છે. અજગર નરમ સુંવાળો હોય છે, પરંતુ તેનું ઓશીકું કરીને કોણ સુખેથી સૂવાનું પસંદ કરશે? શરીરમાં ઝેર તો દાખલ થયું, પરંતુ એ ફેલાઇ રહેતાં પહેલાં જો ઇલાજ ન કરવામાં આવે, તો જીંદગી શી રીતે બચે? માટે મ્હેં જે ઉપાય બતાવ્યો, તે પ્રમાણે કરશો નહિ, તો આપણા ઉપર દુઃખનો પ્રસંગ આવ્યા વગર રહેશે નહિ. આવીને શું માતા કહી શકાય? કૈકેયીએ શ્રીરામપુત્રને વનવાસ મોકલીને, પતિનો પ્રાણ લીધો, બીજા પુત્રોને દુઃખ દીધું, તેજ પ્રમાણે આ પાપિણી સઘળાંને

દુઃખ દેવા ઇચ્છે છે. એનાવગર રાજ્યવૈભવ છોડી જોગી બનવાનો ઉપદેશ કોણ કરવાનું હતું ? એના બોધરૂપી વાડવાગ્નિથી રાજ્યવૈભવ-સમુદ્રનું શોષણ થઇ જતાં પહેલાં તેને હોલવી નાંખવામાં આવે, તોજ પરિણામ સારૂં આવી શકે.

લુમાવંતી રાણીએ કહેલી યુક્તિ એ બધીયને પસંદ પડી, અને રાજા આવ્યા બાદ, સમય જોઇને, તેમજ એની પાસેથી પહેલાં અભય-વચન લઇને એમજ કહેવું, એવો તેઓએ નિશ્ચય કીધો. ત્યારબાદ રાજાની સ્વારી જ્યારે લુમાવંતીના મહેલમાં આવી, ત્યારે હેણે સન્માન કરીને એમને પલંગ ઉપર બેસાડયા, અને પોતે હાથ જોડીને પાસે ઉભી રહી; એટલામાં બધી રાણીઓ ત્યાં આગળ આવી પહોંચી. 'હે રાજન્! આપને એક વાત કહેવાનો હમારા મનમાં ઘણા દિવસથી વિચાર હતો. પરન્તુ સમયના અભાવને લીધે, તથા કદાચ આપના મનમાં ગેરસમજ ઉત્પન્ન થાય, એવા ડરથી આપને કહેવાઇ નથી. પરંતુ આજે યોગ્ય સમય છે, તથા એ વાત હજીસુધી આપના કાન પર આવી નથી, તેથી આપની જો આજ્ઞા હોય, તો કહીએ. હમારી વાતથી આપને કદાચ ક્રોધ ઉત્પન્ન થાય, એ સંભવિત છે, તેથી હમને આપની પાસેથી અભય મળવું જોઇએ.'

રાણીનું આવું ભાષણ સાંભળીને, રાજાએ અભય આપતાં કહ્યું કે, 'હે રાણીઓ! મ્હારા તરફનો ભય જરાપણ મનમાં લાવશો નહિ. અનર્થાવહ વાત જો મ્હને નહિ કરશો, તોજ મ્હને ત્હમારા ઉપર ક્રોધ ઉત્પન્ન થશે. જે કાંઇ ત્હમારા મનમાં હોય, તે નિર્ભયપણે શંકારહિત થઇને કહી દેવું. રાજાનું અભયવચન સાંભળીને, રાણીઓ કહેવા લાગી કેઃ—

॥ સાખી ॥

અપને નગરિમો રહત ગલિનબીચ જોગી જાલંધરનાથજૂં ।
નિકટ અકેલી દેખો લિપટ રહી તહાં મૈયા તુમારી દિનરાતજૂં ॥

તુમ પ્રભુ ભૂપ ભૂપાલ ભુવનપતિ ભૂપનમેં સિરતાજજૂં ।
તુમ કુલસીલ કુલનકે નિર્મલ સકલ કલા કુલ કાજજૂં ॥
સબ રાજનકે મહારાજ તુમ રાજ્યન બિચ ભઈ લાજજૂં ।

એવું સાંભળવામાં આવ્યું છે કે આપણી નગરી બહાર કોઈ જાલંધરનાથ કરીને જોગી રહે છે, અને તે જારણ, મારણ મોહન, વશીકરણ ઇત્યાદિ વિદ્યામાં પ્રવિણ છે. બહારથી તો એ લોકોને બતાવે છે કે, 'હું વિ દેહી છું' પરંતુ મહા કપટી ને ઢોંગી છે. એની પાસે ત્હમારી માતા મૈનાવતી એકાંતમાં જઇને બેસી રહે છે, તથા એની પાસેથી એણે મંત્રોપદેશપણ લીધો છે, અને નિર્લજ્જ થઇને એની સેવા સુદ્ધાં કરે છે. વસ્તુતઃ લજ્જારૂપી તીર્થમાં કુલ સ્ત્રીઓ પોતાના પાપનો નાશ કરી દે છે, એવું હમે પુરાણાદિમાં સાંભળ્યું છે. પરંતુ એ લજ્જાને નગરદ્વારઉપર બાંધીને, એ તો એ જોગડાની ધૂણી પાસે જઇને બેસે છે, વાતચીત કરે છે અને લોકો તો એમની તથા આપની નગરીમા નિંદા કરી રહ્યા છે. બીજુંએ પણ સાંભળીએ છીએ કે, 'ખરૂં ખોટું રામજી જાણે' પણ આપને જોગી બનાવવા તથા જાલંધરનાથને રાજ્ય સમર્પણ કરીને એની સાથે આનંદથી રહેવાનો ત્હમારી માતાનો વિચાર છે. એ બધી વાતની તપાસ કરીને એ સંબંધમાં જે કાંઇ કરવું યોગ્ય હોય, તે આપ કરો; કેમકે આપ નિર્મલ કુળમાં ઉત્પન્ન થયા છો. તથા સુશીલ સંપન્ન છો, અને સર્વ રાજાઓના રાજા છો. ચન્દ્રમંડળમાં જે પ્રમાણે કલંક છે, તે પ્રમાણે આપના રાજ્યમંડલને વિષે આ એક કલંક છે, માટે તેને ધોઇ નાંખવામાં વિલંબ કરવો જોઇતો નથી.'

રાણીઓનું વચન સાંભળાને રાજાએ કહ્યું, 'હે રાણીઓ! અન્તઃપુરમાં નિવાસ કરનારી એવી જે ત્હમે, ત્હેમને કાને આ વાત આવી અને સર્વત્ર વિચરનારા મ્હને કોઇએ એ વાત કહી નહિ, એ કેટલા બધા આશ્ચર્યની વાત છે? હવે એનો વિચાર તથા બંદોબસ્ત કરવો જરૂરનો છે, જાલંધરનાથ ક્યારથી અહિંયાં રહે છે, તથા એ

ખરા જોગી છે કે ભોગી, તેની પુછપરછ કરીને તમે જે કહો છો, તે વાત જો સત્ય હશે, તો હું એને દેહાંતદંડની શિક્ષા ફરમાવીશ.' રાણીઓએ કહ્યું, 'પ્રત્યક્ષ આપની માતાની એ વાત હોવાથી આપને કહેવાનું સાહસ કોણ કરવાનું હતું? હમે આપનાં પ્રીતિપાત્ર હોવા છતાં, હમારા મનમાં ભીતિ ઉપજતી હતી કે 'આ વાત કહીયે કે નહિ?' કેમકે માતાઉપર આપનો પ્રેમ હોવાથી, એવી વાત હમે જો આપને કહીયે, તો ઉલટા આપ હમારા ઉપર ગુસ્સે થાઓ, એવું હમને લાગતું હતું, તો બીજાની એવી વાત આપને કરવાની શી રીતે હિમ્મત ઉપડશે? કર્ણોપકર્ણ જે વાત હમારા સુધી પહોંચી છે, તે સત્યજ છે, અને એમજ સમજો કે હમારી મારફત આપને વિદિત થાય તો સારૂં, એ હેતુથી આવી પહોંચી છે એમ લાગે છે.

**यन्न वेदेषु शास्त्रेषु न दृष्टं न च संश्रुतम् ।**
**तत्सर्वं वेत्ति लोकोऽयं यत्स्याद्ब्रम्हांडमध्यगम् ॥**

વેદ તથા શાસ્ત્રમાં જે સાંભળ્યું નથી, અને જોયું નથી. અને જે બ્રહ્માંડમાં થાય છે, તે સઘળું એ લોક જાણે છે એમ નિઃસંદેહ સમજવું. જો કે કાનની અને આંખની વચ્ચે ચાર આંગળનું અંતર છે, (યાને, દીઠા સાંભળ્યામાં ફેર પડે છે) તોપણ કેટલીક વખત આંખ્યોએ જોએલી વાત ખોટી તથા સાંભળેલી ખરી પડે છે, એવું પણ બને છે; માટે જનવાર્તા મિથ્યા ન માનવી. હમારા કાનસુધી એ વાત આવી, ત્યારે લોકોમાં એની કેટલી ચર્ચા થઈ હશે વારૂ? તેનું પણ આપ અનુમાન કરીને લોકોપવાદ દૂર કરવામાં વિલંબ કરશો નહિ.

અમૃત સમાન મધુર, મદ્યતુલ્યમાદક, તેમજ વિષવત્‌મોહક સ્ત્રીઓનું ભાષણ સાંભળીને, રાજાની બુદ્ધિ એ જોગી તથા પોતાની માતાના પ્રત્યે વક્ર થઈ. અગ્નિના સંયોગથી ઘી જેમ પીગળે છે, અગર ઉદકમાં

લવણુ જેમ પીગળી જાય છે, કિંવા, પ્રચંડ મેઘ પણુ ઝંઝાવાતથી જેમ ઉડી જાય છે, તેજ પ્રમાણે પુરૂષનાં ધૈર્ય, બલ, નીતિ ઇત્યાદિ ઉત્તમ ગુણો સ્ત્રીઓના સંગથી વિલય પામે છે.

**तावत्स्यात्सुप्रसन्नास्यस्तावद्गुरुजने रतिः ।**

**पुरुषो योषितां यावन्न शृणोति वचो रहः ॥**

જ્યાંસુધી એકાન્તમાં મનુષ્ય સ્ત્રીઓનું મધુર ભાષણુ સાંભળતો નથી, ત્યાંસુધી પ્રસન્નવદન રહીને માતાપિતા ગુરૂ ઇત્યાદિ વડીલવર્ગ ઉપર પ્રીતિ રાખે છે. મહાત્મા તુકારામે અભંગમાં વર્ણન કર્યું છે કે, "સ્ત્રીને આધીન રહેનારા પુરૂષનું જીવન વ્યર્થ છે; એવાને આ લોક તથા પરલોકને વિષે કદીપણુ માન મળતું નથી." તથા અન્યત્ર પણુ કવિ કહે છે કે, બ્રહ્મદેવે સ્ત્રીઓને ઉત્પન્ન કરી છે, તે સમજે કે 'પુરૂષાર્થની હાનિ' કરવા માટેજ. પુરૂષાર્થ હાનિના બે અર્થ થાય છે. એક તો પુરૂષના અર્થ (દ્રવ્ય) ની હાનિ, અને બીજું જન્મમરણાતીત થવાની અર્થાત્ મોક્ષની હાનિ. આ લોકમાં સ્ત્રીઓના સંબંધથી દ્રવ્યની હાનિ કેવી રીતે થાય છે તે સર્વના અનુભવમાં હોવા છતાં, અનભિજ્ઞજને માટે તે સંબંધી ટુંકમાં વર્ણન કરીશું.

મનુષ્યના મનમાં લગ્ન કરવાની ઇચ્છા ઉત્પન્ન થતાં વારને, પહેલી હેને ધનની અનુકૂલતા કરી લેવી પડે છે બાપા દાદાએ ભેગી કરેલી પુંજી ખાલી કરવી પડે છે, અને કાંઇ ન હોય તો નોકરી, વ્યાપાર ધંધો વગેરે કરીને દ્રવ્ય કમાવું પડે છે, અથવા દેવું કરીને પૈસા ઉછીના લેવા પડે છે; જે પછી આપતાં પાછળથી પુષ્કળ મહેનત પડે છે. સારાંશ. સ્ત્રીની સાથે લગ્ન કરવાના વખતથી પુરૂષના અર્થની હાનિની શરૂઆત થઇ ચૂકી કે નહિ તેનો ખ્યાલ કરો. 'હાનિ' શબ્દ સ્ત્રૈણુ (બૈરીઘેલા) પુરૂષોને યોગ્ય ન લાગે, તો તેનો અર્થ ખર્ચ હેમણે સમજવો. મનુષ્ય જો કે તે સમયે આનંદપૂર્વક ખર્ચ કરે છે, તોપણુ લગ્ન થયા બાદ, 'ઓહો ! આટલો બધો ખર્ચ થયો !' એમ હેને લાગે છે,

અને દુઃખ પણ થાય છે. તેમાં વળી દેવાનો ઢગ કર્યો હોય, તો પછી પૂછવાની વાતજ શી રહી? અસ્તુ!

**उद्वाहः प्रथमार्तवोत्सवविधिर्गर्भाहितिः पुंसवः।**
**सीमन्तोन्नयनं प्रसूतिरसकृज्जातक्रियाश्चाखिलाः।**
**आकल्पा मणिमौक्तिकादिखचिता वासांसि सूक्ष्मोत्तमा-।**
**न्येवं वै पुरुषार्थहानिकरणे सृष्टाः स्त्रियो वेधसा॥**

લગ્નપ્રસંગમાં, પ્રથમ ઋતુમતી હોય તો તે વખતે અને ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયનમાં તથા વારંવાર પ્રસૂતિ, તેમજ જાતકર્માદિ ક્રિયામાં એટલો દ્રવ્ય ખર્ચ થાય છે, કે ન પુછો વાત. થોડા પૈસા શીલકમાં રહ્યા હોય છે, ને એકાદ સંસ્કારમાં ખર્ચ કરવાનો પ્રસંગ આવીને ઉભોજ રહ્યો હોય છે, એ શિવાય ઉત્તમોત્તમ સૂક્ષ્મ રેશમનાં વસ્ત્રાદિ તથા સુવર્ણ મોતીનાં દાગીના કરાવવામાં કેટલા પૈસા બરબાદ થઈ જાય છે, તે કોના અનુભવમાં નથી? પાસે ન હોય તો પણ પ્રતિષ્ઠાને ખાતર પોતાનાં નામ પ્રમાણે ખર્ચ કર્યા વગર ચાલતું નથી. પુરૂષના શરીર ઉપર ઉત્તમ વસ્ત્રાલંકાર ન હોય તો ચાલે, વ્યવહારમાં એને કોઈ કશું કહેશે નહિ. પરંતુ સ્ત્રીના અંગ ઉપર જો ઉત્તમ વસ્ત્રાલંકાર નહિ હોય, તો લોકો ઠુંપા ખાશે, કે જુઓ! લગ્ન કીધાં પણ સ્ત્રીને પહેરાવવાને ઉત્તમ વસ્ત્ર તથા ઘરેણાં વગેરે તો મળતાં નથી. સારાંશ, મનુષ્યની મૂર્તિમંત પ્રતિષ્ઠા સ્ત્રીજ છે, અને ત્હેને ખાતર દ્રવ્ય હાનિ પણ થાય છે, એ સિદ્ધ થયું. હવે પુરૂષાર્થ (મોક્ષ) ની હાનિ શી રીતે? તે જુઓ. મનુષ્ય દ્રવ્યપ્રાપ્તિને માટે રાતદિવસ પ્રયાસ કરે છે, અને કમાવાની હાય વરાળમાં પાપ પુણ્યનો વિચાર સરખો પણ કરતો નથી. સત્કર્મ તથા સદ્ધર્માદિ ક્રિયા કરવાને તેને અવસર મળતો નથી, અને મળ્યો હોય છે, તો તેમ કરવા વૃત્તિ થતી નથી, રાતદિવસ દ્રવ્ય કેમ પ્રાપ્ત થાય એવોજ વિચાર તથા પ્રાપ્ત થવા

છતાં અસંતુષ્ટ વૃત્તિ, અર્થાત્ લોભનો મનમાં નિવાસ; તો એવી સ્થિતિમાં પરમેશ્વરવિષયકચિન્તવન, ધ્યાન કરવામાં પ્રીતિ અને સમય કેમ મળે અને ત્હેને પુરૂષાર્થની પ્રાપ્તિ પણ કેમ થઇ શકે? લોભને માટે કવિએ કહ્યું છે કે:—

**लोहार्गलो भद्रहरो लोलतांको भयप्रदः ।**
**लुनात्युभौच यल्लोकौ तेन लोभः प्रकीर्तितः ॥**

લોભ, એ શબ્દમાં બે વર્ણ છે. એક 'લો' અને બીજો 'ભ.' હવે એ બન્નેનો અર્થ જુઓ. લોભવાન મનુષ્યની બુદ્ધિ જે જે વિષયોની સાથે સંલગ્ન થઇ જાય છે, તે તે વિષયોમાંથી પાછી નીકળવાને સ્વતંત્ર થઈ શકતી નથી; એથી કરીને લોભરૂપી શૃંખલાથી, ત્યાંજ રૂદ્ધ થઈ જવાથી, લોભને 'લોહાર્ગલ' લોખંડની બેડી કહી છે. તથા જેની બુદ્ધિને વિષે લોભ થાય છે, ત્હેને સુખ નથી હોતું, તેથી લોભને 'ભદ્રહર' કહ્યો છે. એ પ્રમાણે 'લો' અને 'ભ' એ બન્ને વર્ણથી 'લોહનીશૃંખલા' તથા 'સુખનાશક' એવો અર્થ ગ્રહણ કરવો. જેના પગમાં શૃંખલા હોય છે, ત્હેને જો સુખ હોય, તો લોભીને હોય. જરા વધુ ખ્યાલ કરો. ચાંચલ્ય જેનું ચિન્હ છે, એવો લોભ છે. અર્થાત્ જેમાં ચંચળતા હોય છે, તેમાં લોભની સ્થિતિનું અનુમાન કરાય છે; તેમજ જ્યાં જ્યાં ભય ત્યાં ત્યાં લોભની વસતિ પણ હોય છે. લોભરહિતને ભય શેનું? એટલા માટે 'લો' અને 'ભ' એ બે અક્ષરોવડે તેનો 'લોલતાંક' અને 'ભયપ્રદ' એવા બન્ને ગુણોનું વર્ણન કરેલું છે. સારાંશ, દાનને માટે તેમજ ભોગને માટે પ્રવૃત્તિ થતી નથી તેથી, એ બન્ને ભવ બગાડે છે. આ ભવ અને પરભવ. એટલા માટે એનું નામ (**लुनाति-खंडयति, नाशयति-एतल्लोकपरलोकौ इति**) લોભ પ્રસિદ્ધ થયું છે. આ ઉપરથી ખ્યાલમાં આવશે, કે લોભીને પુરૂષાર્થની પ્રાપ્તિ શી રીતે હોઇ શકે? માટે કવિએ જે કહ્યું છે કે, બ્રહ્મદેવે 'પુરૂષાર્થ હાની' કરવા માટેજ સ્ત્રીઓને નિર્માણ કરી છે, તે શ્રુતિસ્મૃતિ પુરાણેતિહાસ

અને આપણોજ એકલાનો નહિ પરન્તુ, મહાત્માપુરૂષોના અનુભવ ઉપરથી સત્યજ સમજવું. (આ સ્થળે ઉપરોક્ત વર્ણનનું સ્ત્રી નિન્દામાંજ પર્યવસાન થાય છે, એમ નહિ સમજવું. દત્તપ્રબોધકલ્પદ્રુમના પ્રથમ સ્કન્ધ દ્વિતીયગુચ્છમાં એનું નિરાકરણ કર્યું છે,તે ત્યાંજ જોઇ લેવું. પ્રસંગને અનુરૂપ તથા સત્યજ લેખન અગર વર્ણન કરનારાનો અભિપ્રાય હોય છે; રાગદ્વેષને એમાં અવકાશજ નથી.) હવે સિંહાવલોકન કરીએ.

રાજા ગોપીચંદના મનમાં રાણીઓએ જે વાત કહી, તે સત્યજ છે એમ ઠર્યું. કેમકે, એણે વિચાર્યું કે એમ જો ન હોય, તો મ્હારી માતા મ્હને તારૂણ્યાવસ્થામાંજ રાજ્યભોગથી વિરક્ત થઇને, ગુરૂને શરણે જઇને કાયાનું કલ્યાણ કરવાનો ઉપદેશ કેમ કરે ? પરમાર્થ તો વાર્ધક્ય અવસ્થામાં કરાય છે, અને એ તો મ્હને વિલંબ નહિ કરવાનું કહે છે, માટે એમાં કાંઇને કાંઇ પણ વિશેષ હેતુ સમાએલો હોવો જોઇએ. માતા પૂજ્ય હોવાથી એને તો જાણે કાંઇ નહિ કહી શકાય, તેમ દંડ પણ નહિ થઇ શકે, પરન્તુ જે જોગીડાએ અહીંયાં નિવાસ કરી મ્હારી માતાને મનમાન્યો ઉપદેશ આપ્યો છે, અને સેવામાં લગાડી છે, ત્હેના તો ખબર લઇ નાંખવાની જરૂર છે; એ પ્રમાણે એણે મનમાં દૃઢ નિશ્ચય કર્યો. ત્યારબાદ, રાણીઓને કહ્યું કે "ત્હમારે ચિન્તા કરવી નહિ; પ્રાતઃકાળે સભામાં જઇ, મન્ત્રીને બોલાવીને એની મારફત એ જોગીડાને બોલાવી મંગાવીશ, અને એની રીતભાત, રહેણીકરણી, સ્થિતિ વગેરેનું માપ લઇને એને યોગ્ય દંડ દઇશ. ત્યારબાદ બધી રાણીઓ પોતપોતાના મંદિરમાં જતી રહી, અને ગોપીચંદ મુખ્ય રાણી તારાને મહેલ ચાલ્યો ગયો, પરંતુ રાજાને રાતભર નિદ્રા પણ આવી નહિ. કેમકે ચિત્ત રાગદ્વેષાદિથી અસ્વસ્થ થયું હતું.

પ્રાતઃકાળ થયા બાદ, રાજા ગોપીચંદ નિત્ય કર્મ કરીને સભામાં આવ્યો, અને મન્ત્રીને બોલાવીને પૂછવા લાગ્યો કે, હે મન્ત્રી ! આપણી નગરીમાં કોઇ જાલંધરનાથ નામનો યોગી રહે છે ?' મન્ત્રીએ કહ્યું,

'ઘણા સાધુસંત, મહાત્મા જોગી સંન્યાસીઓ આપણી નગરીમાં રહે છે, પરન્તુ તેમાં જાલંધરનાથ નામનો યોગી છે કે નહિ, તેની કાંઇ ખબર નથી.' રાજાએ કહ્યું, મ્હેં સાંભળ્યુ છે કે ગામની બહાર તે કોઈ ઠેકાણે રહે છે, અને "હું મોટો યોગવિશારદ છું, વિદેહી છું" ઇત્યાદિ લોકોને બતાવે છે, પરન્તુ એ મહા કપટી અને ઢોંગી છે. એવા ઢોંગીઓને સજા કરવી એ રાજાનો ધર્મ છે, કેમકે એવાના સમાગમથી મનુષ્ય નીતિ તથા ધર્મથી ભ્રષ્ટ થાય છે. અસ્તુ ! હવે ત્હમે પહેલાં એક કામ કરો. એને અહીં બોલાવી લાવો, ત્યારબાદ જે કાંઇ કરવાનું હશે તે હું કરીશ. પરંતુ એ મહા ચાલાક તથા ધૂર્ત છે, એથી ઉદ્ધતપણે આપણે જો એને બોલાવવા જઇશું, તો એ આવશે નહિ; માટે હાથી, ઘોડા, પાલખી વગેરે સરંજામ સાથે લઇને જજો, અને મધુરતાથી તથા વિનીતતાથી ભાષણ કરીને એમ કહેજો, કે 'મહારાજ ! રાજા ગોપીચંદને આપના દર્શનની ઇચ્છા તથા આતુરતા થઇ છે, માટે આપ પાલખીમાં બેસીને રાજસભામાં પધારો. આપને સન્માનપૂર્વક લઇ આવવા માટે રાજાએ હાથી, ઘોડા, પાલકી વગેરે રાજસ્વારીનો અસબાબ મ્હારી સાથે મોકલ્યો છે." આ પ્રકારનાં ભાષણથી જો કદાચ એ ન આવે, તો હું ત્હમને હુકમ કરું છું કે ત્હમારે એને જબરદસ્તીથી જકડબંધ કરીને, અહીં લઇ આવવા.

રાજાની આજ્ઞા મુજબ મંત્રી, 'હાથી, ઘોડા, પાલકી, સિપાઇ વગેરે રાજસરંજામ સાથે લઇને જ્યાં જાલંધરનાથ રહેતા હતા, ત્યાં આગળ આવી પહોંચ્યા. બીજા બધાને બહાર ઉભા રાખીને, મંત્રી પોતે એકલોજ અંદર ગયો, અને વ્યાઘ્રાંબરપર બેઠેલા તથા સ્વરૂપમાં એકતાનવૃત્તિ લગાડી રહેલા જાલંધરનાથને ત્હેણે જોયા. જેના અંતરમાં આનંદરૂપથી પરમાત્મા પ્રગટ થયા હતા, તેવા જોગીનું તેજ મન્ત્રીને અસહ્ય થઇ પડયું. ત્હેણે પાસે જઇને સાષ્ટાંગ પ્રણિપાત કીધા, અને હાથ જોડીને પાસે ઉભો રહ્યો. જાલંધરનાથે ત્હેને જોઇને પૂછ્યું કે,

"આપ કોણ છો, અને અંહી શી મુરાદથી આવ્યા છો, તે કહો." મંત્રીએ જવાબ દીધો, "હે યોગીરાજ ! જેના જેવો જગત્‌માં જ્ઞાની તથા રણમાં યુદ્ધકરનારો જણાતો નથી, તથા સુવર્ણમય ઉજ્જવલ વસ્ત્રાદિકોથી શોભિત અને પૂજીત છે, તેમજ રસભરિત પુણ્યકથાઓથી શુષ્કવાદકથા ખંડનકરનારા પંડિત, જેની સભાને દીપાવી રહ્યા છે, તે રાજા ગોપીચંદનો હું મન્ત્રી છું. આવવાનો હેતુ એ છે કે, રાજાના મનમાં આપના દર્શનની ઉત્કંઠા થઇ છે, અને એટલા માટે મ્હને આપની પાસે હાથી, ઘોડા, પાલકી, સ્વાર સિપાઈ સાથે લઇને આપની તેડી લાવવાની આજ્ઞા થઈ છે. હુકમને અનુસરીને હું આવ્યો છું, તો આપ જલદી પાલકીમાં સ્વાર થઇને રાજાને દર્શન આપીને કૃતાર્થ કરો."

**पादरेणुमयनं भवभाजामादरेण तव विन्दतु राजा ।**

આપના ચરણની ધૂળ સંસારીજનોને જન્મમૃત્યુમાંથી ઉગારવાને સમર્થ છે, એથી રાજાને તે આદરપૂર્વક પ્રાપ્ત થાય, એટલી પ્રાર્થના છે.

મંત્રીનું ભાષણ સાંભળીને જાલંધરનાથ કહેવા લાગ્યા કે 'હે મંત્રી ! હમારૂં આગમન રાજસભામાં શી રીતે થઇ શકે ? હમને કાંઇ અર્થ સાધના છે ? ભિક્ષાને માટે હમે ઘેર ઘેર ફરીએ છીએ, તો પછી હમને આ ગજ તુરંગાદિ ઐશ્વર્યની શી જરૂરીયાત ? જંગલમાં, નદી કીનારે, તેમજ સ્મશાનમાં પણ હમારી સ્થિતિ હોય છે, તો પછી રાજાની સભામાં આવવાની હમારી શી યોગ્યતા !

**न नटा न विटा न गायका न च सभ्येतरवादचुंचवः**
**नृपमीक्षितुमत्र के वयं स्तनभारानमिता न योषितः ॥**

હે મંત્રી ! નેત્રને આનંદકરનારા એવા વિવિધવેશધારણકરનારા હમે નાટકી પણ નથી, કે જેથી હમારાં દર્શનથી ત્હેમને સુખ થાય, કિંવા નાયિકોને અનુકૂલકરવામાં પ્રવીણ એવા વિટ પણ હમે નથી, અથવા સંગીતકુશલ ગાયક પણ નથી કે હમને સાંભળીને,

એના મનને આનંદ ઉપજે. તથા અસભ્ય લોકોને બોલવાને યોગ્ય એવું ભાષણ કરીને હસાવનારા રંગલા પણ હમે નથી. અથવા સ્તનભારથી નમ્રીભૂત સ્ત્રી પણ હમે નથી. એથી રાજાને અવલોકન કરવાને હમે એમાંનો કોણ ? કોઇ પણ નહિ. સદા અલક્ષભુવનમાં વિચરનારા જોગી હમે હમારૂં કર્મ (સમાધિ) છોડીને ગજ તુરંગાદિ કુત્સિત વિષયોના સમાગમને શું કરવાના હતા ? કાંઇ પણ નહિ. હે અમાત્ય ! હવે ત્હમે રાજાની પાસે જેવા આવ્યા હતા, તેવા જઇને હમારો સંદેશો કહેજો.

## પદ—રાગ કાલંગડા, તાલ ધુમાળી.

ચલધુત નહી ગરજ તેરી । હમ બે પર્વા ફકીરી ॥ટેક॥ તૂ હૈ રાજા હમ હૈ જોગી છત્રપતીકા પુરા । છત્રપતિ મેરે બાલ બરાબર પાવન નામ હમારા ॥૧॥ તૂ દાલિબંદ મૈ ઝોલિબંદ ચાર ખુટ[1] જાગિર મેરી । તીન લોક પર દ્વાહિ ફિરત હૈ ઘર ઘર અલખ માગી ॥૨॥ સુન્ના ચાંદી કુછ નહિ ચાહિયે સુન મુત્રકા ભારી । મહાલ મુલક મેરે બાલ બરાબર હમ ગુરૂ નામ ઉપાસ્રી ॥૩॥

જેણે દૃસ્ય વિશ્વને સળગાવીને અંગને વિભૂતિ લગાડી છે, પંચ રંગાત્મક અને છત્રીસ ઠીંગડાવાળી કંથા જેણે પહેરી છે, કાનમાં અદ્વય મુદ્રા લટકાવી છે, ચિત્તરૂપી ભાંગને વાટીને તેમાં આત્મબોધ શાકર મેળવીને ખુબ પીધી છે, અને તેનાથી '**अहं**'ને ભૂલીને '**सोहं सोहं**' બકવાદ કરે છે, જ્યોતિની સાથે જ્યોતિ મેળવીને મસ્તાન બનીને બેઠો છે, એવા ફકીરી ધારણ કરનારા હમારા જેવા બેપરવા જોગીને ત્હમારી શી ગરજ છે ? જેવો તું છત્રપતિ રાજા છે, તેવા હમે પણ જોગીઓમાં છત્રપતિ છીએ. ત્હારૂં રાજ્ય મર્યાદિત હોઇ ગૌડ બંગાળા દેશમાંજ છે,

૧ ચારે દિશા જ્યાં સુધી છે ત્યાં સુધી, અર્થાત્ અખિલ બ્રહ્માણ્ડ.

પરંતુ હમારૂં રાજ્ય તો સકલ વિશ્વને વિષે છે. હમે જો કે અલખ જગાવીને ઘેરઘેર ભીખ માંગીએ છીએ, તોપણ ત્રણે લોક ઉપર હમારી આણ વર્તે છે. સોનું, ચાંદી, મોતી વગેરેને તો હમે પિશાબ તુલ્ય સમજીએ છીએ. મહેલ મુલક ગજ તુરંગાદિ ઐશ્વર્યને ગુરૂની ઉપાસના કરનારા હમે વાળ બરાબર સમજીએ છીએ. રાજા તેજ છે કે જે સ્વયંપ્રકાશિત હોય છે, અને બીજાને પ્રકાશિત કરે છે. એવો એક આત્માજ વાસ્તવિક રાજા છે, અને તેની સાથે યોગાનુસંધાન કરીને હમે ઐક્ય ભાવને પ્રાપ્ત થયા છીએ, તેથી અન્ય રાજાના દર્શનનું હમારે શું કામ છે?

भूः पर्यंको निजभुजलतागेंदुकः खं वितानम् ।
दीपश्चन्द्रो विरतिवनितालब्धयोगप्रमोदः ।
दिक्कन्यानां व्यजनपवनैर्वीज्यमानोऽनुकूलै- ॥
र्भिक्षुः शेते नृप इव सदा वीतरागो जितात्मा ॥

રાગદ્વેષાદિ વિકાર જેના નષ્ટ થયા છે, અને જેણે મનને વશીભૂત કર્યું છે, એવો જે સર્વસંગપરિત્યાગી, ભીખ માંગનારો યોગી, તે રાજાની પેઠેજ સુખે શયન કરે છે. ઉત્તમ મહેલમાં ચંદન યા રત્ન ખચિત પલંગ ઉપર સ્ત્રીઓ સમેત રાજાને સુખે નિદ્રા નહિ આવતી હોય, પરંતુ વિશ્વરૂપી મંદિરમાં પૃથ્વીરૂપી પલંગના ઉપર પોતાના હાથનું ઉશીકું કરીને વિરક્તિવનિતાના સમાગમથી યોગાનંદનો અનુભવ કરતો કરતો યોગી સુખેથી સૂએ છે. જ્યાં ચન્દ્રરૂપી દીપ પ્રકાશી રહ્યો છે, અને દિશારૂપી કન્યા પંખાની પેઠે અનુકૂલ પવન નાંખી રહી છે, એવા સ્થાનમાં યોગી નિત્યાનંદનિમગ્ન રહે છે. મંત્રી! રાજાને આ પ્રમાણે વૃત્તાન્ત સમજાવજો અને કહેજો કે, '**राज्ञां प्रजापालनमेव मुख्यो धर्मः**।' શ્રુતિ સ્મૃતિ પુરાણાદિમાં પ્રજાપાલન એજ રાજાનો મુખ્ય ધર્મ કહ્યો છે, તે પ્રમાણે તું ધર્મ નીતિથી પ્રજાપાલન કરીને ત્હારૂં રાજત્વ સફલ કર. હમારા દર્શનની ત્હને જે ઇચ્છા થઈ છે, તે એમ સમજો કે કાગડાએ બાજ પક્ષીને અથવા બકરાએ નહેરને જોવાની

ઇચ્છાના જેવું વિપતરીજ છે. મૂંગાએ વ્હેરાની સાથે વાત કરવી, આંધળાએ પુરાણ વાંચવાં, ઠુંઠાએ ઢોલ વગાડવું, તથા લૂલાએ નાચવું તેની માફકજ રાજાએ યોગીના દર્શનની ઇચ્છા કરવી તે છે, એવું હમને સમજાય છે. હવે ત્હમે પાછા જાઓ.

રાજાના મંત્રીએ આવું સાંભળીને ફરી પ્રાર્થના કીધી કે, હે યોગીરાજ! વ્યાવહારિક દૃષ્ટિથી જુઓ, તો એ વાત સત્ય છે કે રાજાને કદી આપના જેવા મહાત્માઓના દર્શનની ઇચ્છા થાય નહિ. પરન્તુ જન્માન્તરનાં અમિત પુણ્યપ્રભાવથી હમારા રાજાને એવી ઇચ્છા થાય, એ શું અસંભવિત છે? નહિજ. આપ જો નહિ પધારો, તો રાજાને બહુજ દુઃખ થશે. મ્હને અહીં મોકલીને, ચાતક પક્ષી મેઘને અથવા ચકોર પક્ષી ચન્દ્રને અગર બાળક માતાને જે પ્રમાણે જોવાને માટે ઉત્કંઠિત થાય છે, તે પ્રમાણેજ આપના દર્શનને માટે એ ઉત્સુક બનીને રાહ જોઈ રહ્યા છે, માટે આપે ત્યાં પધારી, દર્શન દેવાં ઉચિત છે. આપ સરખા યોગી મહાત્માને, આત્માનંદાનુભવથી વિશેષ કોઇ પણ વિષયમાં પ્રીતિ તથા તેનાવડે તૃપ્તિ તેમજ સંતુષ્ટિ પ્રાપ્ત થાય તેમ નથી, અને તેથી કોઇપણ અર્થની અપેક્ષા ન હોવાને લીધે, કાંઇપણ કાર્ય કર્તવ્ય રહેતું નથી; તોપણ પરાનુગ્રહને ખાતર દયાલુતાથી તેવાની પ્રવૃત્તિ જોવામાં આવે છે. માટે મ્હારી વિનંતિ આપ માન્ય કરો.

## પદ–રાગ બિહાગ– તાલ ધુમાળી.

મહારાજ નાથ ચલો સાંઇ રાજ બુલાવે ॥ ટેક ॥
રહા દેખત હે પૈંયા પરત હે કૃપા કરો નાથ અબતો ॥૧॥
સુનિયે ઇતની અરજ હમારી મેહેર કરો અબકો બેરજી ॥ ૨ ॥
સરન હુઆહે તુમરે ચરનકો છોડો મતિ મહારાજજી ॥ ૩ ॥
દાસ વિશ્વંભરનાથ કૃપાકર પ્રસન્નચિત્ત ચલો સાથજી ॥ ૪ ॥

શરણાગતનું રક્ષણ કરવું એ સાધુઓનું શીલ હોય છે, માટે અનન્ય ભાવથી, આપના ચરણમાં વિનીત થએલા રાજાને દર્શન દેવા માટે એકવાર આપ ત્યાં ચાલો; એટલી મ્હારી આપના ચરણની પાસે અરજી છે, તે કૃપા કરીને સ્વીકારો અને હમારી સાથે વાહનમાં બેસીને પ્રસન્નચિત્તથી પધારો તો અતીવ ઉત્તમ છે. જાલંધરનાથે કહ્યું કે. 'હમારા દર્શનથી રાજાનું કલ્યાણ થશે નહિ, એ વાત ત્હમે સત્ય માનજો. રાજા પોતાનું રાજ્યપદ ખોઇ બેસશે, માટે ત્હમે પણ એમાં દુરાગ્રહ કરવાનું છોડી દો. આ પ્રમાણે ઘણી પ્રાર્થના કરવા છતાં યોગીના આવવાનો નિશ્ચય ન જણાયો, ત્યારે તો રાજાનો જે આખરનો હુકમ થયો હતો કે, 'જો ન આવે તો પકડીને લઇ આવજો', તે મુજબ મંત્રીએ કહ્યું કે:—

હુકુમ હૈ જબરદસ્તિસે જોગિલાના। ચલો તુ સરંજામ મેરા ઉઠાના
ધરી હૈ .છડી ફાવડી કુબડિ આગે। ઉઠાતે દોઉ હાથ સબકેહી ભાગે

મહારાજ! આપજો સીધા સીધા નહિ આવો. તો આપનો અનાદર કરીને મ્હારે રાજાની આજ્ઞા પ્રમાણે જબરદસ્તિથી ત્યાં આપને લઇ જવા પડશે. કેમકે હમે તો હુકમના તાબેદાર છીએ. એટલું સાંભળતાંજ યોગિરાજ બોલ્યાકે, 'એમછે? તો પહેલાં આ હમારો અસબાબ ઉઠાવો, બાદ હમે આવીએ છીએ.' મંત્રીએ સિપાહીઓને બોલાવ્યા અને મહારાજનો સામાન ઉઠાવવા કહ્યું. જાલંધરનાથજીએ એમની આગળ પોતાની છડી, પાવડી, આસન, કમંડળ વગેરે વસ્તુઓ મૂકી દીધી, પરંતુ આટલા બધામાંથી કોઇને પણ હાથે એ માંહેની એકપણ વસ્તુ ઉપડી શકી નહિ. મોટા મોટા તાકાતવાળા સિપાહીઓ આગળ આવીને "હમે ઉઠાવીએ છીએ, હમે ઉઠાવીએ છીએ," એમ કહીને ઉઠાવવા લાગ્યા, પણ તે સામાન ઉપડી શક્યો નહિ, બધાના હાથ ભરાઈ ગયા. મુખથી કહેવા લાગ્યા કે, "આ જબરા કરામતી છે, એમની આગળ હમારૂં શું જોર ચાલવાનું હતું?"

મંત્રી પણ ચમત્કાર જોઇને ચૂપચાપ ઉભો થઈ રહ્યો. જાલંધરનાથે ઘટિકાભર એવો ચમત્કાર એ લોકોને બતાવ્યો, અને જબરદસ્તીથી હમને કોણ લઇ જનારૂં છે? એવી પ્રતીતિ દેખાડી. બાદ પોતે વિચાર કર્યો કે, "પરમાત્માની ઈચ્છાજ એવી જણાય છે કે થોડાક સમય પર્યન્ત મ્હારે અદૃશ્ય થવું." આખરે મન્ત્રીને કહ્યું કે, "મંત્રી! ચાલો! હમે ત્હમારા રાજાની ઇચ્છા પૂરી કરીએ છીએ." એટલું કહીને પોતે આસન પરથી ઉઠયા અને પગે ચાલવા મંડયા. ત્હેમની પાછળ પાછળ બધા લોકો તથા ગજ તુરંગાદિ તેમજ સવાર સિપાહી પણ દોડવા લાગ્યા. વાયુને જેમણે વશીભૂત કર્યો હતો, ત્હેમની સાથે લોકો શી રીતે ચાલી શકવાના હતા? ચાલતાં ચાલતાં રાજમંદિર પર્યન્ત સવારી આવી પહોંચી.

આણી તરફ રાજા ગોપીચન્દ, મન્ત્રીને મોકલીને મનસંગાથે વિચાર કરવા લાગ્યો કે, એ જોગી આવે તો એને જીવતોજ ખાડામાં દાટી દેવડાવું. ક્રોધવડે મનુષ્ય અવિવેકી બની જાય છે, અને અનર્થાવહ કર્મ કરે છે. જાલંધરનાથને દાટીદેવા સારૂ એણે નગરની બહાર એક કૂવા જેવો ઉંડો અને મોટો ખાડો ખોદાવરાવ્યો, અને પોતે એ જોગીની રાહ જોતો બેસી રહ્યો. એટલામાં ખબર આવી કે 'જાલંધર નાથ જોગી આવ્યા છે.' ત્યારે તો ઉપલકીયા વિનયતા દેખાડતો રાજા ત્હેમને લેવાને સામો ગયો, પરન્તુ મનમાં એમના ઉપર બહુજ ગુસ્સો હતો.

રાજાએ આગળ જઇને ત્હેમને નમ્રતાથી પ્રણામ કર્યા, અને હાથ જોડીને સભામાં આવવા કહ્યું. ત્યાં ગયા બાદ, ઉચ્ચ આસન ઉપર ત્હેમને બેસાડયા અને ત્હેમની પૂજા પણ કીધી, તથા પ્રાર્થના કરીને કહેવા લાગ્યો કે, 'આજે હું ધન્ય થયો છું કે આપનાં દર્શન મ્હને થયાં.' પરન્તુ એ સર્વ નતિ સ્તુતિ ધ્યાન વગેરે કૃત્રિમ હતાં. જાલંધર નાથ શું એની અંતરવૃત્તિનો ભેદ પામી ગયા ન હતા? પરન્તુ એમના

મનમાં રાજા પ્રત્યે કાંઇપણ વિપરીત ભાવના ઉત્પન્ન થઈ નહિ. રાજા એમને નમસ્કાર કરતાં તેઓએ આશીર્વાદ દીધો કેઃ—

**लक्ष्मीस्ते हृदि भारती च वदने मौलौ सदा केशव-।**
**श्चंडी ते भुजदंडयोर्गुणनिधे गेहे कुबेरस्थितिः ।**
**चित्तं भूप तवास्तु धर्मसदने दानप्रसंगः करे।**
**सर्वास्ते विपदः प्रयान्तु विपिने त्वं दीर्घजीवि भव ॥**

હે રાજા ! ત્હારા હૃદયમાં લક્ષ્મી, મુખમાં સરસ્વતી, મસ્તકપર કેશવ, બાહુ ઉપર ચંડી ભગવતી અને મંદિરમાં સદા કુબેરનો વાસો વસી રહે. તથા ત્હારૂં ચિત્ત ધર્મકાર્યમાં અને હસ્તમાં દાનક્રિયાની વસતિ રહે. તેજ પ્રમાણે ત્હારી અખિલ વિપત્તિ અરણ્યમાં નાસી જાય અને તું ચિરકાલ પર્યન્ત જીવિત ધારણ કર. જ્ઞાનીને આત્મ-સાક્ષાત્કાર થએલો હોવાથી, અપકાર કરનારો કોઇ હોતોજ નથી; તો પછી કોની સાથે એને દ્વેષ હોઇ શકે ! નિર્વિકાર આત્મસ્વરૂપ થઇ જવાથી, અપકારકર્તા અને જ્ઞાની એ બન્નેમાં પૃથક્પણાને અવકાશ નથી. અર્થાત્ અપકર્તાની સત્તા આત્માથી ભિન્ન નથી. પોતાના આત્માનો દ્વેષ કોઈ કરતું હોય, તોજ જ્ઞાની આત્મરૂપ અપકર્તાનો દ્વેષ કરે; પરન્તુ વ્યવહારમાં એવું જોવામાં આવતું નથી, અને વ્યાવ-હારિકકલ્પના સમાનજ પરમાર્થમાં કલ્પના કરવાનું કહ્યું છે, વિપરીત નહિ. અસ્તુ ! રાજા હાથ જોડીને પાસે ઉભો રહીને પૂછવા લાગ્યો કે, આપનું નામ શું છે ? આપની સ્થિતિ સદા ક્યાં હોય છે ! અહીંયાં કેટલા દિવસથી આપનો નિવાસ છે ? ઇત્યાદિ શ્રવણને માટે કર્ણ તરસ્યા બન્યા છે, તો આપ તેમને તૃપ્ત કરશો. બગલો જેમ ધ્યાન મંડીને બેસે છે, પરંતુ એ ત્હેના ધ્યાનના ઢોંગ માછલાં પકડવા પૂરતોજ હોય છે, તેજ પ્રમાણે રાજા પણ હાથ જોડીને વિનીતતાથી ત્હેના ચરણ પ્રત્યે દૃષ્ટિ રાખી, જાણે શુદ્ધ ભક્તિથી ધ્યાન કરતો હોય, એવું દેખાડી રહ્યો હતો; તે માત્ર એને પકડીને ખાડામાં ગબડાવી પાડવા

માટેજ. કોઇને પકડવો હોય ત્યારે વાઘ જે પ્રમાણે નમ્ર થઇને જાય છે, કિંવા ચોર પણ ચોરી કરવા સારૂ નમ્ર બનીને જાય છે, અથવા મનુષ્ય જેમ નમ્ર થઇને પ્રાણઘાત કરે છે, તેજ પ્રમાણે લુચ્ચા લોકોની પણ પ્રકૃતિ એવી હોય છે કે બહારથી ખુબ નમ્રતા આદરભાવ દેખાડવો અને પછીથી પ્રાણઘાત કરવો. અસ્તુ !

જાલંધરનાથ કહેવા લાગ્યા;—"રાજા ! તું હમારૂં નામ પૂછે છે, પણ નામરહિત હું છું. તોપણ આ પંચભુતોના વિકાર શરીરને જાલંધર એવી લોકોએ સંજ્ઞા કરી છે. હમારો વાસ સર્વત્ર હોવા છતાં નિરંજન વનમાં હમારૂં વિશેષ વિચરવું થાય છે. હાલ થોડા દિવસથી ત્હમારી નગરીની છાયામાં આ શરીર પડેલું છે." આ પ્રમાણે કહેતાં કહેતાં ત્હેમને સહજ સમાધી લાગી ગઇ

રાજાએ નિશ્ચય કર્યો કે એનો આ સમાધીનો ઢોંગ છે અને બીજાને જેમ ફસાવ્યા, તેમ મ્હને પણ એ ફસાવવા માંગે છે. વાસ્તવિક છે ! સંત, મહાત્મા, પરમહંસ, યોગી ઇત્યાદિ પુરૂષોની પરીક્ષા અસંત કુત્સિતવિષયભોગકરનારાને હાથે શી રીતે થઇ શકે ? સંત થયા પછીજ સંતની પરીક્ષા કરી શકાય છે. વ્યવહારમાં પણ કયાં એવું જણાઈ આવે છે કે જેણે જે વિષયને જોયો નથી, અને જેમાં જે ઉત્તીર્ણ થયો નથી, તેનો તે પરીક્ષક થઈ શકે છે ? ભારતના શાંતિપર્વમાં કહ્યું છે કે:—

**शकुनानामिवाकाशे मत्स्यानामिव चोदके ।**
**पदं यथा न दृश्येत तथा ज्ञानविदां गतिः ॥**

આકાશમાં અનેક પક્ષી એકત્ર થઇને વિચરે છે તેમાંથી કદાચ એકાદ પક્ષી માર્ગ ભુલી ગયું હોય તોપણ તેઓને ખોળી કાઢીને, તે તેમને જઇને મળે છે. હવે એ કેવી રીતે તેમને શોધી કાઢે છે, એ વાત કહી શકાય તેમ નથી. જમીન ઉપર કદાચિત મનુષ્યોનાં તથા પશુ વિગેરેનાં પાદચિન્હ ઉઠે છે અને તે ઉપરથી, તેમનો માર્ગ શોધી કાઢીને મનુષ્ય અગર

પશુ પોતપોતાની જાતિમાં જઇને મળે છે. પરંતુ આકાશમાં કાંઇ એવાં પક્ષીઓનાં પગલાં હોતાં નથી કે જેનાથી પક્ષી પોતાના જાતીભાઇનો માર્ગ જાણીને તેમના સંઘમાં જઇને મળે છે. તેજ પ્રમાણે પાણીમાં પણ ક્યાં માછલાંનાં પગલાં પડે છે? સારાંશ, એ કળા જેમ તેઓની યોનિમાં ગયા વગર સમજાય તેમ નથી, તેજ પ્રમાણે જ્ઞાનીઓની, યોગિઓની, પરમહંસ પરિવ્રાજકોની ગતિ, રીતિ સ્થિતિની પરીક્ષા, ત્હેમના કુળમાં ઉત્પન્ન થયા વિના અર્થાત્ પોતે જાતે જ્ઞાની સન્ત બન્યા વગર થઇ શકશે નહિ. રાજા ગોપીચંદ તો વિષયાસક્ત! જાલંધરનાથ સત્ય યોગી છે એવી પરીક્ષા ત્હેનાથી શી રીતે થઇ શકવાની હતી? જે જેવો હોય છે, તે તેવુંજ દેખે છે, એવો નિયમ છે.

રાજસૂયયજ્ઞમાં ધર્મ રાજાની સંપત્તિ જોઇને દુર્યોધનને બહુ સંતાપ તથા મત્સર ઉત્પન્ન થનો હતો. શ્રીકૃષ્ણજ એના સહાયકારી હોવાથી, એના સકલ મનોરથ પૂર્ણ થાય છે, એમા બીલકુલ સંદેહ નથી, એમ સમજીને, એક દિવસ સમય જોઇને એકાન્તમાં શ્રીકૃષ્ણની પાસે જઇને દુર્યોધન કહેવા લાગ્યો, 'હે કૃષ્ણ! પાંડવોના ઉપર જેવી ત્હમારી પ્રીતિ છે, અને ત્હેમની સાથે જેવી ત્હમારી રીતિ છે, તેવી મ્હારી સાથે નથી; એનું શું કારણ? કૌરવ તથા પાંડવ સગપણના સંબંધમાં ત્હમારે મન સમાન હોવા જોઇએ, પરન્તુ તેમ રહેતા નથી; એથી ત્હમારામાં દ્વૈતબુદ્ધિ જણાઇ આવે છે. એટલું સાંભળીને કૃષ્ણે કહ્યું, 'હે દુર્યોધન! રાજા અને રંકને સૂર્ય કદી સમવિષમ હોય છે? ગંગાનું જળ વ્યાઘ્રાદિકોને વિષરૂપ અને ગાય વગેરેને અમૃતરૂપ કદી હોય છે? સર્વ ઘટોને વિષે આકાશ જેમ સમાન, ચન્દ્રમા અખિલ પ્રાણીઓને જેમ શીતલ, કિંવા પ્રાણવાયુ જે પ્રમાણે સર્વ પ્રાણીઓને વિષે સમાનભાવે રહે છે, તે પ્રમાણે હું પણ સર્વમાં સમતાથી રહું છું; નથી મ્હને કોઈ પ્રિય અથવા દ્વેષી. તોપણ જે લોકો સ્વાભાવિક કુટિલ હોય છે, તેઓજ મ્હારામાં વિષમપણાનો આરોપ કરે છે. જે સાધુ

ભક્તજનો મ્હારામાં અત્યન્ત આદર રાખીને ભજન કરે છે, ત્હેમને તો હું પાસેજ છું એમ લાગે છે; અને જેઓ કુટિલ, દુરાચારી હોય છે, ત્હેમની જો કે હું પાસેજ હોઉં છું, તોપણ તેઓ મ્હને દૂરજ જાણે છે. એ વાતની પ્રતીતિ એને દેખાડવા સારૂ, ભગવાને કહ્યું કે, "હે દુર્યોધન! આ યજ્ઞમાં અનેક બ્રાહ્મણો આવ્યા છે, તેમાંહેથી એક સત્પાત્રને મ્હારી પાસે લઇ આવો, કેમકે મ્હારે દાન આપવાનું છે; ત્યારબાદ ત્હમારા અન્તઃકરણનો સંશય હું દૂર કરી દઇશ." એ સાંભળીને દુર્યોધન ચાલ્યો ગયો, ત્યારે ધર્મરાજાને પણ પાસે બોલાવીને ભગવાને કહ્યું કે, "હે ધર્મ! અહીં આવેલા બ્રાહ્મણોમાંથી એક દુષ્ટ કુટિલ બ્રાહ્મણને તમે ઝટ મ્હારી પાસે લઇ આવો; એનું મ્હારે કાંઇક કામ છે." ભગવદાજ્ઞા લઇને, બ્રાહ્મણસમુદાયમાં ધર્મરાજા જઇને જુએ છે તો ત્હેને સઘળાજ સૂર્ય તુલ્ય તેજસ્વી, તપસ્વી, પુણ્યપરાયણજ જણાવા લાગ્યા. બાદ ભગવાનની પાસે આવીને કહેવા લાગ્યા, "હે કૃષ્ણ! અહીં આવેલા સઘળાજ પુણ્યરાશિ વિપ્ર છે, કોઇમાં એકાદ પણ અપવિત્ર ગુણ હોય, એમ મ્હારી નજરમાં આવતું નથી."

આણી તરફ દુર્યોધન ભગવદાજ્ઞા લઇને, બ્રાહ્મણ સમુદાયમાં જઇને સત્પાત્ર શોધવા લાગ્યો, પરન્તુ ત્હેની નજરમાં કોઇ પુણ્યકર્મશીલ આવ્યું નહિ. કાંઇને કાંઇપણ દોષ અને કૌટિલ્ય ત્હેનામાં જણાઇ પડવાથી, પાછા આવીને ત્હેણે શ્રીકૃષ્ણને કહ્યું કે, "અહીં ભેગા થયા છે તેમાંહેથી પરમપવિત્ર, સત્પાત્ર, દાન આપવાને યોગ્ય, એવો એકપણ બ્રાહ્મણ મ્હારી નજરે આવતો નથી; સઘળાજ દોષયુકત હોવાથી, કુપાત્રજ સમજવા. ભસ્મમાં આહુતિની પેઠે કુપાત્રને વિષે દાન દેવું નિષ્ફલ છે.

આટલું સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યા, "હે દુર્યોધન! ત્હમારૂં અંતર મલિન હોવાથી ત્રૈલોક્યમાંથી પણ નિર્દોષી જન ત્હમારી

નજરે કેમ આવી શકે ? દુરાત્મા, દુર્બુદ્ધિ, ખલ, પાપથી આવૃત હોય છે, એથી ત્હેને સઘળુંજ અમંગળ તથા અપવિત્રજ જણાય છે. વેશ્યાની દૃષ્ટિએ બધી સ્ત્રીઓ જારિણીજ દેખાય છે, તેજ પ્રમાણે ત્હમે પાપી હોવાથી, ત્હમારી બુદ્ધિ મલિન છે તેથી પરમપવિત્રને પણ ત્હમે દોષપાત્ર દેખો છો. જે બ્રાહ્મણ સમુદાયમાંથી ત્હમને એક પણ સત્પાત્ર પુણ્યશીલ દેખાતો નથી, તેમાંજ ધર્મને એકપણ કુટિલ અસચ્છીલ જણાતો નથી. આ ઉપરથી ત્હમારો સંદેહ દૂર થયો કે નહિ ? જે જેવો હોય છે, ત્હેને તેવું જણાય છે. વસ્તુતઃ સમવિષમ-ભાવ મ્હારામાં નથી, પરન્તુ ત્હમારા અન્તઃકરણમાં છે, અને તે ધર્મોનું આરોપણ ત્હમે મ્હારામાં કરો છો. અગ્નિની પાસે જવાથી શીતનિવૃત્તિ થશે અને નહિ જાઓ, તો નહિ થાય; પરંતુ તેથી શું અગ્નિમાં સમવિષમ ભાવની કલ્પના કરી શકાશે ? કલ્પવૃક્ષની છાયામાં જઇને જે જે ઇચ્છા કરવામાં આવે છે, તે તે પૂર્ણ થાય છે; નહિ જાઓ તો નહિ થાય. પરન્તુ તેથી જો કોઇ કલ્પવૃક્ષને વિષે રાગદ્વેષનું આરોપણ કરે, તો ત્હેના જેવો મૂઢ બીજો કોણ કહેવાય ? તેજ પ્રમાણે કૌરવ-પાંડવોનો નાતો જોકે સમાન છે, છતાં પાંડવો પ્રેમપૂર્વક મ્હારૂં ભજન કરે છે, કૌરવો કરતા નથી; તેથી ત્હેમને હું પાસે જણાઉં છું અને ત્હમને આઘો લાગું છું. તથા ત્હેમની સકલ કામના પૂરી થાય છે, અને ત્હમારી નથી થતી; એમાં મ્હારો શો વાંક ?" આટલું સાંભળીને દુર્યોધન ચૂપ થઇ ગયો. સારાંશ, રાજા ગોપીચન્દ પણ મલિન અન્તઃ-કરણવાળો હોવાથી, ત્હેણે યોગી જાલંધરનાથને મલિન તથા ઢોંગી જાણ્યા. રત્નની પરીક્ષા ઝવેરીજ કરે છે, નહિ કે ખાટકી અગર કુંભાર. અસ્તુ !

ઘડીભર થયાં જાલંધરનાથ સમાધિમાંથી જાગૃત થયા હતા અને આમતેમ જોવા લાગ્યા હતા; એ જોઇને રાજાએ ત્હેમને ભોજનાદિને માટે પ્રાર્થના કીધી, અને ભોજન પણ આપ્યું, અને રાતભર રહેવા

સારૂ પ્રાર્થના કીધી. એમને એકાન્ત સ્થાન પણ સમાધિને સારૂ દેખાડીને કહ્યું કે, આપ અહિંયા એકાંતવાસ કરો. વાસ્તવિક એકાન્ત દેશ તેજ છે કેઃ—

**आदावंते च मध्ये च जनो यस्मिन्नविद्यते ।**
**येनेदं सकलं व्याप्तं स देशो विजनः स्मृतः ॥**

આદિ, મધ્ય અંતમાં જ્યાં લોક હોતા નથી, અને જેણે આ સકલ દૃશ્ય પ્રપંચ વ્યાપ્ત કરી દીધો છે, તે "**अद्वितीय ब्रह्मस्वरूप**"જ વિ–જન (જનસંબંધ રહિત) દેશ કહ્યો છે. એવા વિજન દેશમાં સદા રહેનારાને જનસહિત પ્રદેશ પણ એકાંત સ્થાન છે. જાલંધરનાથ તે દિવસે રાજમંદિરમાં રહ્યા, અને રાત્રીને સમયે ઉન્મનીમાં નિદ્રિત થયા. રાજા જે રાત્રીના સમયની તથા એમની નિદ્રાની વાટ જોઇ રહ્યો હતો, તે સમય સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયો પૂર્વકથિત લોકોએ પણ આવીને વરદી આપી કે ખાડો ખોદવાનું કામ પૂરૂં થયું છે. ત્યારે રાજા થોડાક સેવકોને લઇને, જ્યાં જાલંધરનાથ સમાધિરૂપ નિદ્રામાં નિમગ્ન થઇ રહ્યા હતા, ત્યાં આગળ આવી પહોંચ્યો, અને સેવકોને હુકમ કર્યો કે, 'હવે આને જલદી ઉઠાવીને પેલી જગોપર લઈ ચાલો.'

**अथैनं राजसंदेशादुद्धृता राजसेवकाः ।**
**श्वभ्रे निक्षेपयामासुर्योगिनं चंडरोचिषम् ॥**

રાજાની આજ્ઞા સાંભળીને, પલંગની સાથે જાલંધરનાથને ઉપાડયા, અને જ્યાં ખાડો ખોદ્યો હતો, ત્યાં આગળ લઈ આવ્યા. મંત્રી તથા અન્ય લોકો સમેત રાજા ત્યાં આવી પહોંચ્યો. અને લોકોને કહેવા લાગ્યો, "આ ઢોંગીને આ ખાડામાં નાંખી દો, અને ઉપર ઘોડાની લાદ, માટી વગેરે નાંખીને ખાડાને પૂરી દો. પણ ખબરદાર ! હમારામાંથી જો કોઈ આ વાતની કોઇને ખબર કરશે, તો હું હેને તત્કાળ દેહાંતદંડની શિક્ષા કરીશ. મંત્રી તથા બીજા લોકો પણ જાણતા હતા

કે "આ કૃત્ય બહુ અનર્થાવહ છે, રાજા ઠીક કરતો નથી," તોપણ રાજભયના માર્યા કોઇથી કાંઇ કહી શકાયું નહિ. આખરે સેવકજનોએ સમાધિપાત્ર તેજસ્વી એવા યોગીરાજ જાલંધરનાથને ઉંચકીને ખાડામાં ગબડાવી દીધા, અને ઉપરથી લાદ, માટી વગેરે નાંખીને ખાડો પૂરી દઇને, ઉપર પણ દશ હાથ પર્યન્ત ઉંચો ઢગલો કરી દીધો.

યોગીશ્વરને ખાડામાં દાટી દેવાનો હેતુ એ હતો કે તે મરી જાય. પરન્તુઃ—

**प्राप्तवानमृतं ब्रह्म जातसाक्षात्कृतिर्मुनिः ।**
**अमृतं येन संप्राप्तं स मृतत्वं कथं व्रजेत ॥**

જ્ઞાનીને આત્માનો સાક્ષાત્કાર થાય છે, અને એથી તે જન્મ-મરણશૂન્ય બ્રહ્મને પ્રાપ્ત થએલો હોય છે. આત્મા, દેશ કાલવસ્તુકૃત પરિચ્છેદથી રહિત બ્રહ્મરૂપજ છે. તે અમૃત બ્રહ્મનો સંશયશૂન્ય થઇને આત્માત્વથી જેણે અંગિકાર કર્યો છે, તે યોગી શી રીતે મરણભાવને પ્રાપ્ત થવાનો હતો? યોગીનું સામર્થ્ય તો જુઓ! યોગીને જો કે ખાડામાં નાંખી દેવામાં આવ્યા હતા, તોપણ તે અંદર અદ્દરના અદ્દર વજ્રાસનની ઉપર બેસી રહ્યા. તથા પોતાની ચારે તરફ આકાશઅસ્ત્ર ની યોજના કીધી અને મસ્તક ઉપર વજ્રાસ્ત્રની પ્રેરણા કીધી, જેમ કર્યાથી એમના શરીરને લાદ અગર માટીનો બીલકુલ સ્પર્શ ન થયો. સારાંશ, નીચે પાણી, ઉપર લાદ તથા માટી અને ચારે તરફ પોલી જગ્યા એવી સ્થિતિમાં જાલંધરનાથ તે ખાડામાં વિરાજીત થયા.

ચાંડાલના હાથમાં ગંગાનું જળ આવે, તો તે જેમ અમંગલ, અપવિત્ર સ્થાનમાં ફેંકી દે છે, કિંવા અભાગીને સ્પર્શમણિ મળ્યો હોય, તોપણ તે જેમ પત્થર સમજીને લ્હેને દૂર ફેંકી દે છે, અથવા મૂઢજન કલ્પતરૂને નહિ ઓળખવાથી જે પ્રમાણે કુહાડી મારીને તેને તોડી પાડે છે, અગર આસન્નમરણ મનુષ્ય અમૃતકુંભ પાસે આવ્યો હોય, તોપણ તિરસ્કારપૂર્વક જેમ તેનો ત્યાગ કરે છે, તે પ્રમાણે રાજાએ

જોગી જાલંધરનાથને બોલાવીને, ત્હેને ઢોંગી સમજીને ખાડામાં ગબડાવી દેવડાવ્યા. યવનને કામધેનુ પ્રાપ્ત થાય, અગર પારધીને રાજહંસ મળે, અથવા નિંદકની પ્રેમળ સંત સાથે મુલાકાત થઇ હોય તો તે સઘળા જેમ દ્વેષથી ત્હેમને અપાય કરે છે, તેજ પ્રમાણે રાજાએ પણ દૈવયોગથી અભયબ્રહ્મની પ્રાપ્તિ કરાવીદેનારા જોગી જાલંધરનાથની મુલાકાત થઈ, છતાં ત્હેમની પરીક્ષા ન કરતાં, ત્હેમને ખાડામાં દટાવી દેવડાવ્યા. આ સર્વ સ્ત્રીવચન સત્ય માનવાનોજ પ્રભાવ! ભગવાન્ શ્રી વ્યાસજીએ કહ્યું છે કેઃ—

**राक्षस्यः कामिनीवेशाश्चरंति जगति द्विजाः ।**
**नराणां बुद्धिकवलं कुर्वंति सततं हि ताः ॥**
**तावद्विद्या प्रभवति तावज्ज्ञानं प्रवर्तते ।**
**तावत्सुनिर्मलामेधा सर्वशास्त्रविधारिणी ।**
**यावत्सीमन्तिनीलोलनयनांदोलनं न हि ॥**

હે બ્રાહ્મણો! પૃથ્વી ઉપર કામિનીના વેશથી રાક્ષસીજ વિચરે છે, અને તેઓ મનુષ્યોની બુદ્ધિનોજ સતત્ ગ્રાસ કરે છે. મનુષ્યમાં વિદ્યા, જ્ઞાન, સકલશાસ્ત્રાર્થને ધારણ કરવાને સમર્થ એવી નિર્મલ બુદ્ધિ, જપ, તપ, ગુરૂશુશ્રૂષા, સાધુસમાગમ, પુરાણ કથાશ્રવણ, તથા સંસારતરણની ઇચ્છા પણ ત્યાંસુધીજ નિવાસ કરે છે, કે જ્યાંસુધી ત્હેના ઉપર સ્ત્રીરૂપી રાક્ષસીના ચંચલનેત્રનો પાત થતો નથી. પાત થતાંવારને તેના ભયનો માર્યો પૂર્વોક્ત સર્વ ગુણોને છોડીને જેમ તે કહે છે, તેમ તે ચાલે છે; નહિ તો રખેને ખાઇ જશે, એવીજ જાણે એની સમજ થઈ ગઈ હોય છે. અપ્સરાઓનું[1] ભાષણ શ્રવણ કરીને શુકદેવના અન્તઃકરણમાં કેવા પ્રકારનો વિકલ્પ ઉત્પન્ન થયો હતો, અને જ્ઞાનની

[1] એ સર્વ વૃત્તાન્ત વિસ્તૃતતાથી 'દત્તપ્રબોધ કલ્પદ્રુમ'ના પ્રથમ સ્કન્ધમાં છે, તે ત્યાં જોઈ લેવું.

શાંતિ તથા વ્યાસ અજ્ઞાની છે એવી ભ્રાન્તિ કેમ ઉપજી હતી ? તે શું અજ્ઞાત છે ? નહિજ.

રાજા ગોપીચંદે પણ તેજ પ્રમાણે સ્ત્રીઓનું ભાષણ સત્ય વિશ્વસનીય માન્યું, અને આવું નિન્દ્યકર્મ કર્યું. નગરીમાં આ વાતની વિશેષ ખબર પડી ન હતી. ફક્ત લોકો આટલુંજ જાણતા હતા કે રાજાએ ઘણા પ્રેમપૂર્વક યોગીને રાજસભામાં બોલાવ્યા હતા, અને તેઓ પણ ગયા હતા. જેમને ખબર હતી તેઓને તો સખ્ત તાકીદ આપવામાં આવી હતી, તેથી પ્રાણભયના માર્યા તેઓએ કોઇને કાંઈ કહ્યું ન હતું. જાલંધરનાથને ખાડામાં નંખાવી દીધાબાદ, સઘળા લોક પોતપોતાને ઘેર ગયા તથા રાજા પણ પોતાના મંદિરમાં આવીને સર્વ સ્ત્રીઓને કહેવા લાગ્યો કે જાલંધરનાથને મ્હેં ખાડામાં દટાવી દીધા છે, હવે ત્હમારે બેફીકર રહેવું; પણ આ વાત કોઇને કહેવી નહિ. ત્યારબાદ રાજા પલંગ ઉપર સુઇ રહ્યા, પણ નિદ્રા કોને આવવાની હતી ? ચોર, જાર વગેરે જેઓ નીચકર્મ કરે છે, તો તેઓને પણ સાર્વકાલ ભય ચિન્તા હોય છે, અને તેથી ત્હેમને સુખે નિદ્રા આવતી નથી. મ્હેં આ કામ કર્યું છે, પણ કોઇએ જોયું તો નહિ હોય ? રખેને કોઇ આવી પહોંચશે તો નહિ ? એ પ્રમાણે, જેમ તેઓ અસ્વસ્થ હોય છે, તેજ પ્રમાણે રાજાએ પણ એ કૃત્ય અવિવેકથી કરી દીધું હોવા છતાં ત્હેનું મન ક્યાં નિશ્ચિન્ત હતું ? તે શું ન્હોતું જાણતું કે એ કર્મ નિન્દ્ય છે ? નિંદ્ય પાપકર્મ કરીને કોનું અન્તઃકરણ સુપ્રસન્ન થઇ શકે? અને પુણ્યકર્મ કરીને અપ્રસન્ન થાય ? જે પ્રકારનું કર્મ હોય છે, તેજ પ્રકારનું અંતરમાં તેમજ બાહ્ય મુખ ઉપર પ્રતિબિંબ તે દેખાડી આપે છે. અન્યત્ર પણ કહ્યું છે કેઃ—

भिन्नस्वरमुखवर्णः शंकितदृष्टिः समुत्पतिततेजाः ।
भवति हि पापं कृत्वा स्वकर्मसंत्रासितः पुरुषः ॥

મનુષ્ય પાપકર્મ કરીને તેનાથી દુઃખિત થાય છે, અને ત્હેનો સ્વરભંગ થાય છે, તથા મુખવર્ણ પણ નષ્ટ થાય છે, તેમજ ત્હેની

દૃષ્ટિ સાશંક અને તેજહીન થએલો તે પ્રતીત થાય છે. પછી ભલે તે પાપ કોઇએ દીઠું ન હોય. એના ઉપર એક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છેઃ—

કોઇ એક ગૃહસ્થ પોતાની જ્ઞાતિના લગ્ન પ્રસંગમાં બહારગામ ગયો હતો, ત્યાં પ્રાતઃકાળમાં ઉઠીને દિશા કરવાને ગામ બહાર દૂર જંગલમાં ગયો, ત્યાં આગળ બોરનાં ઝાડ ઘણાં હતાં, અને તે વખતે એની મોસમ હોવાથી, ઝાડ ઉપર ઘણાં બોર લટકી રહ્યાં હતાં, અને પાકી ગયાં હોવાથી તેમની સોડમ પણ સારી આવતી હતી. તે ગૃહસ્થનું મન બોરને માટે લલચાયું, અને તેવામાં એક બોર પણ પવનના ઝપાટાથી, એ જ્યાં આગળ દિશા કરી રહ્યો હતો, ત્યાં આગળ જમીનપર નીચે પડ્યું. તે ગૃહસ્થે જોતાંવારને ત્હેને ઉંચકી લીધું, અને પ્રથમ તો ત્હેને સુંઘી જોયું; પછી ખાવાને માટે ઇચ્છા થઇ. પરંતુ દિશા કરતી વખતે ન ખાવું જોઇએ, એટલી પણ ધીરજ એનાથી રખાઈ નહિ અને ખાવાનું શરૂ કર્યું પણ ખરૂં. તોપણ રખેને મ્હને કોઇ જોતું તો નથી? તે ખાતર ચારે મેર જોવા લાગ્યો. વસ્તુતઃ ત્યાં આગળ કોઇ હતું નહિ કે જે એને જોઇ શકે. તોપણ એનું કર્મ બુરૂં હોવાથી, એનું મન સાશંકિત થતું હતું. મનુષ્યના હાથે જે જે શુભાશુભ કર્મ થાય છે, તે ભલે ગમે તે દેશમાં હોય, તોપણ તેને કોણ જુએ છે અને જાણે છે તે ભારતમાં લખ્યું છે.

**आदित्यचन्द्रावनिलानिलौ च द्यौर्भूमिरापो हृदयं यमश्च ।**
**अहश्च रात्रिश्च उभे च सन्ध्ये धर्मश्च जानाति नरस्य वृत्तम् ॥**

સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, ભૂમિ, જલ, મન, યમ, દિવસ, રાત્રી, ઉભય સંધ્યાકાળ તથા ધર્મ ઇત્યાદિ સર્વે મનુષ્યનું ચરિત્ર જાણે છે, અર્થાત્ એટલાની સમક્ષજ સઘળાનું સઘળું કર્મ થાય છે. માટે, કોઇએ મનમાં એમ નહિ ફુલાવું કે મ્હારૂં આ કર્મ કોણ જુએ છે? (ઉપરોક્ત નામોવડે તે તે દેવતાનું ગ્રહણ કરવું) અસ્તુ!

તે ગૃહસ્થે બોર ખાતી વખતે આસપાસ જોયું, પરંતુ જોવામાં કોઇ કરતાં કોઈ આવ્યું નહિ, એટલે એને નીરાંત વળી; તોપણ એનું મન તો એને ખાઇ રહ્યું હતું. દિશા કરી રહ્યા બાદ, તે ગૃહસ્થ પોતાને ઘેર ચાલ્યો આવ્યો. સાયંકાળે વરઘોડો નીકળ્યો, તે વખતે એ પણ તેની સાથે ગયો, અને મંડપમાં બધા લોકોની સાથે ગાદી ઉપર જઇને બેઠો. લગન પ્રસંગમાં વેશ્યાનું ગાયન તથા નાચ કરાવવાનો રીવાજ છે; હાલ જેમ કેટલાક હરિકથા કરાવે છે, તેની માફકજ. વેશ્યા જયારે નાચવા લાગી, ત્યારે એણે એક ગાયન એવું શરૂ કર્યું કે **"आज मै तो सबको कह देउंगी."** વસ્તુતઃ એ કુંમરી છે, પણ જેણે બોર ખાધું હતું તેના પેટમાં એથી તેલ રેડાયું–ભય તથા ત્રાસ ઉપજ્યા. એણે મનમાં વિચાર કર્યો કે, બોર ખાતી વખતે મ્હેં તો આસપાસ જોયું હતું, પણ કોઇ જોવામાં આવ્યું નહતું, અને આ રાંડ તો કહે છે કે, **" आज मै तो सबको कह देउंगी. "** કદાચ એણે વખતે છુપાઇને તો નહિ જોયું હોય ! પરન્તુ, એ જો અહીંયાં કહી દેશે, તો આ સભામાં મ્હારી કેટલી ફજેતી થશે ? અસ્તુ ! હવે કાંઇક યુક્તિથી એને બોલતી બંધ કરવી જોઇએ. પછી તે ગૃહસ્થે પચીશ રૂપીયા કાઢીને, ત્હેની આગળ ધર્યા કે એના લોભથી એ કહી દેશે નહિ. પરન્તુ એને જોઇને વેશ્યાની સમજમાં એમ આવ્યું કે, આ ગૃહસ્થને આજ ગાયન પસંદ છે, માટે મ્હને આ ઇનામ આપ્યું. ત્હેણે ફરી તેજ ગાયન શરૂ કીધું. ત્યારે તે ગૃહસ્થ એમ સમજ્યો કે આટલા પચીશ રૂપીયાથી એના મનનું સમાધાન થયું નહિ; કાંઇક વધારે એને જોઇતા હોય એમ લાગે છે. ઠીક ! આબરૂ બચાવવાને માટે કાંઇક વિશેષ આપવું પડશે. પછી ત્હેણે સો રૂપીઆની નોટ કાઢીને, ત્હેની આગળ ધરી દીધી.

સાજીંદા લોક તથા વેશ્યાની એવી સમજ થઈ કે, આટલા બધા આદમી આવ્યા છે, પણ નથી કોઈ આપણી તરફ જોતું કે ગાયનને સારી પેઠેમ સાંભળતું, એક આજ આદમી આપણી તરફ જુએ છે,

અને ધ્યાન દઇને સાંભળે છે, એથી તે મર્મજ્ઞ, રાગ તાનનો જાણકાર હોવો જોઇએ. તે વિના કોણ આટલા બધા રૂપીયા આપવાનું હતું ? માટે હજી પણ થોડો વખત એ ગાયન ચાલુ રાખીએ, તો એથી પણ વધારે રૂપીયા મળશે, એવા હેતુથી સાજીંદા લોકોએ તે વેસ્યાને એજ ગાયન ચાલુ રાખવા ઇશારાથી સૂચવ્યું, અને તે પણ ગાવા લાગી.

**"आज मैं तो सबको कह देउंगी."**

બોર ખાધેલા તે ગૃહસ્થે વિચાર કીધો કે, 'જોયું ? રાંડ કેવી લોભી છે ! આટલા રૂપીયા આપ્યા, તોપણ એ તો બોલતી અટકતી નથી કે, '**कह देउंगी.**' ચાલો, મ્હોડું બંધ કરવા બીજા વધારે આપીએ. પણ એ રાંડે કયાંથી અને કેમ દીઠું હશે, તે તો ભગવાન્ જાણે. બાદ ત્હેણે બસો રૂપીયા આપ્યા, તો પણ તે વેસ્યાએ ગાયન બંધ ન કીધું. આનંદથી ફુલાઇને ભારે જોર શોરથી તેજ ગાયન તરેહ તરેહના તાન પલટા સાથે લલકારવા માંડયું. ત્યારે એ ગૃહસ્થને તેનો ભારે સંતાપ થયો, અને ક્રોધના આવેશમાં આગળ આવીને આકળો પડીને બોલી ઉઠયો, "હે રાંડ ! દિશા કરતી વખતે મ્હેં બોર ખાધું તેમાં ત્હારા બાપનું શું ગયું ? કહીદે, કહીદે, મ્હને કોઇ શું કરવાનું હતું ?"

હવે વિચાર કરો કે વેસ્યાએ શું એને દિશા કરતી વખતે અગર બોર ખાતો દીઠો હતો ? પરન્તુ એનું મન એનેજ ડંખી રહ્યું હતું, તેથી તેજ પોતે કહેતું હતું. વેશ્યા જે ગાતી હતી, તેનો અર્થ જૂદો હતો, તો પણ તે એના કર્મને અનુકૂળ હોવાથી, આપોઆપજ પોતાના પાપથી સંત્રસ્ત થઇને સભામાં ત્હેણે ભડાકી દીધું; અને તેથીજ તે વેસ્યાને તથા સર્વને વિદિત થયું તથા એ સર્વ લોકના ઉપહાસને પ્રાપ્ત થયો. આ પ્રમાણે રાજા ગોપીચંદે જો કે નિન્દ્ય અને પાપરૂપ કૃત્ય કર્યું હતું, તોપણ ત્હેનું મન સંત્રસ્ત તથા ભયભીત થયું હતું. કોણ જાણે એનું શું પરિણામ આવશે ? એ પ્રમાણે મનમાં વિચાર ઘોળાયાં કરતા હતા. કોઇ દિવસ સ્વપ્નમાં જાલંધરનાથની મૂર્તિ ક્રોધમાં આબેહૂ

જમાવતી ભીખ માંગી રહેલી હોવાનું રાજાના જોવામાં આવતી, અને તે ભયભીત થઇને ઝટ જાગૃત થઇ જતો; પરન્તુ કાંઈ કરતાં કાંઇ નહિ. આ પ્રમાણે રાજાની ચિત્તવૃત્તિ સાશંકિત તથા ખેદયુક્ત થઇ.

આણી તરફ મૈનાવતી, રોજના નિયમાનુસાર ગુરૂના દર્શન માટે હેમના સ્થાન ઉપર ગઈ, પરન્તુ દર્શન થયાં નહિ, ત્યારે તો ચિન્તાયુક્ત બનીને સફાળી હેમની શોધ કરવા મંડી ગઇ. હરિણી પોતાના બચ્ચાંને છોડી ગયા બાદ જેવી શોકાકુલ બનીને તેને ઢુંઢવા નીકળી પડે છે, અથવા જીવનનો આધાર નષ્ટ થતાં, જેમ મચ્છ વ્યાકુલ થાય છે, કિંવા ચોરોએ કૃપણનું ધન લૂંટયાબાદ તે જેમ ભ્રમિત થાય છે, અથવા ક્ષુધિત અન્નને તથા તૃષિત ઉદકને જેમ શોધતા ફરે છે, તેજ પ્રમાણે મૈનાવતી ગુરૂની શોધમાં પોતે જાતે નીકળી પડી, એટલુંજ નહિ પણ ચારે તરફ દૂતોને પણ હેમની શોધ કરવા સારૂ મોકલી દીધા.

## પદ—રાગ ભૈરવી, તાલ ત્રિતાલા.

ગુરૂબિન મૈયા મૈના કહે ॥ ટેક ॥ કહાં ગયા ગુરૂરાજ હમારા નૈનનનીર બહે ॥ ૧ ॥ કિંગરી કમંડલુ કંથા બિરાજે કુબરિ સાથ રહે ॥ ૨ ॥ નાથ બિના જીય જાય રહે મેરા દરસન આસ રહે ॥ ૩ ॥

મૈનાવતી પોતાના ગુરૂને માટે રાતદિવસ શોકાકુળ થઇને, હેમના દર્શનને માટે આતુર થઈ રહી અને ધ્યાન કરીને મુખે કહેવા લાગી કે, 'મહારાજ ! આપ મ્હારો ત્યાગ કરીને ક્યાં ચાલ્યા ગયા ? જો આપ જલદી દર્શન દેશો નહિ, તો પ્રાણ આ શરીરને છોડીને ચાલ્યા જશે; માટે ગમે ત્યાં હો, ત્યાંથી આવીને મ્હને આપની આનંદમૂર્તિનાં દર્શન કરાવો.'

જાલંધરનાથને રાજાએ જોકે દટાવી દીધા હતા, તોપણ, 'યોગી એક સમયમાં અનેક પ્રકારનાં શરીર ધારણ કરવાને સમર્થ થાય છે, હેમને મારવાને કોઇપણ સમર્થ થતું નથી', એ વાતની હેને ક્યાં

ખબર હતી ? જાલંધરનાથનાં દર્શન કેટલાક લોકોને ત્યાંજ નગરીમાં થતાં હતાં, તો કેટલાક ત્હેમને જંગલમાં, તથા કેટલાક તીર્થોમાં સ્નાન કરતા પણ ત્હેમને જોતા. લોકવાર્તા સાંભળતાં વારને જ્યાં જ્યાં એમનાં દર્શન થતાં, ત્યાં ત્યાં મૈનાવતી દોડી જતી, પરન્તુ એની આશા પૂરી ન થઇ. જે પરથી લોકો 'એ તો બ્હાવરી બની ગઇ છે' એમ પણ કહેવા લાગ્યાં. આ પ્રકારનું વૃત્ત લોકો મારફત સાંભળવામાં આવતું કે, લોકોને જાલંધરનાથનાં ફલાણા તીર્થમાં, જંગલમાં દર્શન થયાં હતાં; તે ઉપરથી રાજા પણ ગભરાઇ જતો અને રખેને મ્હારે તો કાંઇ લતીજો ભોગવવો નહિ પડે એવો ધાસ્કો એને પડ્યો રહેતો. અસ્તુ ! આ પ્રમાણે રાજા જો કે વિવેકી, જ્ઞાની તથા નીતિમાન હતો તોપણ એના ઉપર દેવમાયા સ્ત્રીનાં તીરછાં નયનનાં આંદોલન હોવાથી, ત્હેનામાં અનીતિ અવિવેક ઉત્પન્ન થયાં હતાં. કવિ કહે છે કેઃ—

**स्त्री सतीयं ममास्त्रीति प्रतिभाति विनिश्चितम् ।**
**भवन्ति मूर्छिताः शूरा अपि यद्गवलक्षिताः ॥**

આ સ્ત્રી હોવા છતાં પણ મ્હને અસ્ત્રી જેવી જણાય છે. કેમકે, અસ્ત્રી (ધનુર્ધારી)નાં બાણથી જે પ્રકારે મોટા મોટા શૂરવીરો ઘાયલ થાય છે, તેજ પ્રમાણે આ અસ્ત્રીરૂપ સ્ત્રીનાં નયનરૂપ બાણોનાં જે લક્ષ્યીભૂત થાય છે, યાને જેનાપર એનો નયન પાત થાય છે, તે મોટા મોટા શૂરવીરો પણ મૂર્છિત થઇ જાય છે, એમાં શક નથી. ઇતિહાસમાં તથા વ્યવહારમાં પણ આનો અનુભવ કયાં થતો નથી ? માટે સ્ત્રીને જે અસ્ત્રી કહી છે, તે યથાર્થજ. [આ શ્લોકમાં **'अस्त्री'** તથા **'गो'** પદનાં બબ્બે અર્થ જાણવા. **"अ-स्त्री"** યાને, સ્ત્રી નહિ, તો પુરૂષ; પરંતુ કેવો પુરૂષ ? તો **"अस्त्री"** જેની પાસે અસ્ત્ર હોય છે, તે શૂરવીર ધનુર્ધારી પુરૂષ. તેમજ **"गो"** શબ્દ નેત્રનો વાચક છે અને બાણનો પણ વાચક છે. આ બન્ને પદોમાં જે ખુબી બતાવી છે, તે રસિક વાચકવર્ગને માટે દર્શાવવામાં આવી છે] રાજાનું અનર્થાવહ કૃત્ય

જોઇને, આપણે પણ કદી પૂર્ણ વિચાર કર્યા વગર સ્ત્રીઓના વચનથી કોઇ કાર્ય કરવામાં પ્રવૃત્ત નહિ થઇ જવું.

आत्मबुद्धिर्हितार्थाय गुरुबुद्धिर्विशेषतः ।
परबुद्धिर्विनाशाय स्त्रीबुद्धिः प्रलयंगता ॥

કોઈ કાર્ય પોતાની બુદ્ધિથી કર્યું હોય તોજ તે હિતાવહ થઇ પડે છે. ગુરૂ (શ્રેષ્ઠ માતાપિતા આચાર્યાદિ) ની સંમતિથી કરેલું કાર્ય વિશેષ હિતકારી થાય છે. પરન્તુ પોતાની તથા ગુરૂ વગેરેની બુદ્ધિ છોડીને બીજા પુરૂષની શીખવેલી બુદ્ધિએ ચાલવામાં આવે, તો તેનાથી નાશ થાય છે; અને સ્ત્રીઓની બુદ્ધિ તો પ્રલય (અત્યન્ત વિઘાત) કારિણીજ સમજવી. આવું સાંભળીને સ્ત્રીઓને સંદેહ થશે, માટે સમાધાનમાં કહેવામાં આવે છે કે, આ તો સામાન્ય નિયમ સમજવો; એના પણ અપવાદ જોવામાં આવે છે. જેની વ્યાપ્તિ વિશેષ હોય છે, તેનેજ જોઇને કવિનું કહેવું થાય છે, માટે અપવાદનું ઉદાહરણ લઇને પોતાની રૂચિ પુષ્ટ ન કરવી.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंद सरस्वती-
शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे जालंधरकूप-
पूरणंनाम तृतीयोऽध्याय: ॥

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

। इति शिवम् ।



## चतुर्थोऽध्यायः

**गुरुमूर्ति स्मरेन्नित्यं गुरुनाम सदा जपेत् ।**
**गुरोराज्ञां प्रकुर्वीत गुरोरन्यं न भावयेत् ॥ ६०॥**

જાલંધરનાથના શિષ્ય, પ્રદ્યુમ્નનારાયણના અવતાર, કાનીફનાથ બાર વરસ સુધી ગુરૂની આજ્ઞાનુસાર બદરિકાશ્રમમાં તપ કરીને ત્યાંથી ગુરૂનાં દર્શનને માટે નીકળ્યા. યોગવિદ્યામાં એમણે પ્રવિણતા મેળવી હતી તથા દેવતાઓનું વરપ્રદાન પણ એમણે સંપાદન કર્યું હતું, તથા એઓશ્રી સાબરીમંત્રવિદ્યામાં પણ વિશારદ હતા. એમનો આવો પ્રભાવ જોઇને, અનેક લોક એમના શિષ્ય બન્યા હતા. એમની સાથે નિરન્તર સાતસેં શિષ્યો રહેતા, તથા છડીદાર, ચોપદાર, સ્વારસિપાહી, હાથી ઘોડા વગેરે રાજાના જેવોજ એમના ઐશ્વર્યનો ઠાઠ હતો. અનેક તીર્થોમાં, વનમાં, નગરોને વિષે, ક્ષેત્રાદિકોમાં પોતાના ગુરૂને ખોળવા છતાં, ક્યાંઇ પત્તો ન લાગતાં સ્ત્રી રાજ્યમાં જવાની ત્હેમની ઇચ્છા થઇ. પરંતુ શિષ્યોએ માંહોમાંહ્ય વિચાર કર્યો કે, અગ્નિકુંડમાં ઝંપલાવનારો જેમ જીવતો રહેતો નથી, તેજ પ્રમાણે સ્ત્રીરાજ્યમાં ગયા બાદ આપણે પણ શી રીતે જીવતા રહી શકીશું ? ત્યાં કોઇ પુરૂષ બચવા પામતો નથી, એમ સર્વત્ર વિશ્રુત છે; એમ હોવા છતાં આપણા ગુરૂ ત્યાં જવાનું સાહસ કરે છે, એ કેટલું બધું આશ્ચર્ય ? તેઓમાંથી કેટલાક કહેવા લાગ્યા, 'ભાઈ ! ગુરૂને સર્વસ્વ અર્પણ કર્યા બાદ, એમની વિરૂદ્ધ વિચાર કરવાનું શું પ્રયોજન ? ગુરૂચરણને વિષે અચલભાવ હશે તો કંશી પણ હાનિ થવાની નથી.' કેટલાક બોલવા લાગ્યા, 'જાણી જોઇને ઝેરની પરીક્ષાની પેઠે મૃત્યુના મુખમાં શા માટે જઇને પડવું ?' બીજા બોલી ઉઠયા, 'હમને તો એવું લાગે છે, કે ગુરૂને

સમજ ન પડે એવી રીતે નાસી છુટવું, અને જીવ બચાવવો; શરીર કાંઇ વારંવાર મળવાનું છે ?'

આ સઘળી હકીકત કાનીફનાથના જાણવામાં આવતાં, હેમણે વિચાર કર્યો કે, આ સઘળા ભયભીત થયા છે, પણ મ્હારો પ્રતાપ જાણતા નથી. હમણાં જો હું એમને કાંઇ કહું તો એમને સત્ય લાગે નહિ, માટે એ લોકોની ખાતરીજ કરાવવી જોઇએ. ત્યારબાદ કાનીફનાથે સ્ત્રીરાજ્યનો માર્ગ છોડીને ત્રણે દિશાઓને મંત્રદ્વારા બાંધી લીધી, કે જેથી શિષ્યો ભાગી જઇ શકે નહિ, અને હનુમાનની ગર્જના પણ પહોંચી શકે નહિ. આ પ્રમાણે કાનીફનાથે હાથમાં વિભૂતિ લઇ, સ્પર્શાસ્ત્રમંત્રવડે દિગ્બંધન કર્યાબાદ, પોતાના શિષ્યોને પાસે બોલાવીને હેમણે કહ્યું કે આગળ સ્ત્રીરાજ્યમાં ગુરૂની શોધને ખાતર તથા કેટલાંક તીર્થોને વિષે પણ મ્હારે જવાનું છે, અને ત્યાં હનુમાનની ગર્જના થાય છે, જેથી પુરૂષ બચવા પામતો નથી; માટે તમારો જે કાંઇ વિચાર હોય, તે જણાવી દો. હું તો ખાસ જવાનો છું, પછી ત્યાં આગળ મરાય કે જીવાય, તે વાતની મ્હને કાંઇ ચિન્તા નથી. એથી કરીને, જેઓ નિઃસીમ ગુરૂ ભક્ત હશે, અને ગુરૂઆજ્ઞા વેદતુલ્ય સમજતા હશે, તથા ગુરૂના ચરણમાં જેમની પૂર્ણ નિષ્ઠા હશે, હેમણે હમારી સાથે આવવું, અને ન હોય હેણે આવેલે રસ્તે પાછાં ચાલ્યાં જવું.

આટલું કાનીફનું ભાષણ સાંભળ્યું, અને સાતસો શિષ્યોમાંથી માત્ર સાતજ જણા એમની સંગાથે જવાને સારૂ રહ્યા, અને બાકીના આનંદથી ઉઠીને પાછા જવા લાગ્યા. થોડે દૂર જતાંજ કાનીફનાથના સ્પર્શાસ્ત્રનમંત્ર પ્રયોગથી, એ સઘળાના પગ જમીનની સાથે ચોંટી ગયા. ત્યારે, તેઓ પોતાના હાથવડે પગને ઉઠાવવા લાગ્યા, પણ તેમ કરવા જતાં હેમના હાથ પણ જમીન ઉપર ચોંટી ગયા, અને તેઓ સઘળા ઉંધા થઇને ત્યાંના ત્યાંજ ઉભા થઇ રહ્યા. હાથ, પગ, કમ્મર, ગર્દનમાં અસહ્ય વેદના થતાં, તેઓ બહુ દુઃખિત થઇને કહેવા લાગ્યા,

'ભાઇ ! ગુરૂને સર્વ અર્પણ કરીને પ્રાણ ભયના માર્યા, ત્હેમને છોડીને ચાલ્યા આવ્યા તેનું આ ફળ છે. બીજાએ કહ્યું, 'મ્હને તો એમ લાગે છે કે સ્ત્રી રાજ્યની સીમા પાસે હોવાથી, તે સ્ત્રીઆદિઓએ મંત્રાદિકથી કાંઇક કાપટય કર્યું હશે. સારાંશ, સઘળાજ શિષ્યો સ્પર્શાસ્ત્રથી જમીનની સાથે ચોંટી જવાથી, દુઃખી દુઃખી થઇ ગયા. જેઓ ગુરૂનો અનુગ્રહ લે છે, તેઓ થોડાજ પરમાર્થ સિદ્ધિને ખાતર તેમ કરે છે ? ખાનપાન યથેષ્ટ મળે, વિશેષ ઉદ્યમ કરવાની પણ કાંઇ જરૂર રહે નહિ તથા ઉત્તમ વૈભવ વગેરેની પણ એમની કૃપાથી પ્રાપ્તિ થાય, એવા અનેક પ્રકારના હેતુથી, લોકો ગુરૂની સેવા કરે છે. અને ત્હેમનો ઉપદેશ સ્વીકારે છે. જે સત્ય ગુરૂભક્ત હોય છે, તેઓની તો કશામાં અભિલાષા હોતી નથી, અને તેઓ તો સમજે છે કેઃ-

दिवारात्रौ गुरोराज्ञां दासवत्परिपालयेत् ।
न शृणोति गुरोर्वाक्यं शृणुयाद्वा पराङ्मुखः ।
अहितं वा हितं वापि रौरवं नरकं व्रजेत् ॥

ગુરૂપાસેથી પરબ્રહ્મતત્વનો લાભ લેવા સારૂ આપણે જે આશ્રમ, વિદ્યા, જાતિ, કીર્તિનું અભિમાન છોડીને ગુરૂના શરણમાં આવ્યા છીએ, તો દાસની માફક રાત દિવસ એમની આજ્ઞા આપણે ઉઠાવવી જોઇએ. હિતાવહ અગર અહિતકારક, ચાહે તેવું ગુરૂનું વાક્ય હોય, તોપણ તે આપણે માનવુંજ જોઇએ. પરન્તુ જે સાંભળતો નથી અને સાંભળવા છતાં પણ પાલન કરતો નથી, ત્હેને રૈરવ નરક પ્રાપ્ત થાય છે. એટલા માટે સચ્છિષ્યો ગુરૂનું ધ્યાન, એમના નામનો જપ, અને ગુરૂઆજ્ઞાનું પાલન, તથા ગુરૂ વિના અન્ય કોઇનું ચિન્તવન કરતા નથી. પરન્તુ અસચ્છિષ્યનો ગુરૂનો આશ્રય કરવામાં કાંઇક ઓરજ ભાવ હોય છે, અને તેની સમયઉપર પરીક્ષા પણ થાય છે. એને માટે એક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છેઃ-

સમર્થ શ્રી રામદાસની ખ્યાતિ સાંભળીને હેમની સેવાને માટે ઘણા લોકો એમના શિષ્ય બનીને એમની પાસે રહ્યા હતા. એમનો ઉપદેશ ગ્રહણ કરીને એકવાર શિષ્યકોટિમાં ગણત્રી થઇ, એટલે પછી રોજ ભોજનની પણ પંચાત પડવાની નહિ. (પાસપોર્ટ મળી ચૂકયોજ સમજવો) અને રોજ ફક્કડ ફક્કડ માલ મસાલા ગરમાગરમ નગદમાલ મળ્યાં કરે, એ હેતુથી તીડની માફક એમની આસપાસ શિષ્યોનું ટોળું ઉભરાયું. ગુરૂસેવાની રીત પણ જેઓ જાણતા નથી, તથા વારંવાર માંહોમાંહ્ય લડી મરે છે એવા મ્હોડાની મીઠાશ વાપરી વસ્તુતઃ કપટ વતન રાખનારા આ સઘળા 'ભોજનભાઇ' ભેગા થયા છે, એમ રામદાસની ખાતરી થઇ જવાથી, હેમની પરીક્ષા કરીને યુક્તિથી તેઓને ખસેડવાનો એમણે એક ઉપાય રચ્યો.

એક દિવસ એમણે એક આમ્રફળ આણી તેને પોતાના પગપર બાંધી દીધું, અને મોટું ગુમડું થયું છે એવું બ્હાનું કરી બનાવટી વ્યાકુળતા બતાવવા લાગ્યા. શિષ્ય પૂછે, તો હેને કહેતું કે, ભાઇ! આ ગુમડું છે, એની વેદનાં મ્હારાથી સહન થતી નથી, માટે રામ એમાંથી છેડો છૂટકો કરે તો ઠીક! ગુરૂજીની આવી સ્થિતિ જોતાં શિષ્યો ગભરાઇ જઇ માંહોમાંહ્ય વિચાર કરવા લાગ્યા કે, હવે આ સમાચારની શિવાજીને ખબર કર્યા વગર ચાલવાનું નથી. ત્યારબાદ, તેઓએ રાજાને એક પત્રલખીને વિદિત કર્યું કે, 'ગુરૂ રામદાસને આજ છ દિવસ થયાં ગુમડાની અસહ્ય વ્યથા થઇ રહી છે, માટે કાંઇક દવા કરો. તો સારૂં થાય. એમનું દુઃખ હમારાથી જોઇ રહેવાતું નથી.' આવો પત્ર લખીને એક શિષ્યને સતારા મોકલ્યો, અને રાજાને તે પત્ર આપવા ફરમાવ્યું. શિષ્યે રાજાને મળીને તે પત્ર આપ્યો, અને મ્હોંડે પણ હકીકત કહી કે આપ જલદી ત્યાં પધારો તો ઠીક! ગુરૂજી બહુ બીમાર થઇ ગયા છે.

રાજા શિવાજી વૃત્તાન્ત સાંભળતાંજ ગભરાઇ ગયા અને તત્કાળ પોતાના પ્રાણતુલ્ય પ્રિય અને ચતુરવૈદ્યને સાથે લઇને સજ્જનગિરિ

જવાને નીકળ્યા. ખબર કરવા આવેલા શિષ્યે આગળ જઇને રાજાના આગમનની ખબર ગુરૂને તથા શિષ્યવૃન્દને નિવેદન કરી. રામદાસ પથારીપર પડી રહ્યા છે, અને મ્હોંડેથી આટલુંજ બોલ્યાં કરે છે કે, 'અરે ! જલદી કાંઇક ઇલાજ કરો, હવે આ દુ:ખ મ્હારાથી સહેવાતું નથી.' શિષ્યો ત્હેમને ધીરજ આપે છે, એવામાં રાજાની સ્વારી પણ ત્યાં આવી પહોંચી. શિવાજીએ પાસે જઇને ગુરૂને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા, અને ગુરૂના કહ્યા બાદ પોતે બેઠા. સઘળીજ મંડળીને વૈદ્ય બ્હાર જવાનું કહ્યું અને પોતે પાસે બેઠા. પછી, રાજાએ વૈદ્યને એમની પ્રકૃતિ જોવાનું કહ્યું, ત્યારે રાજવૈદ્ય પ્રથમ રામદાસનો હાથ જોવા લાગ્યા તે ઘણા ચાલાક હતા, એમણે રામદાસની પ્રકૃતિમાં કશી વિકૃતિ થએલી નહિ હોવાનો ભેદ પામી જઇને હસવા માંડયું; તથા એમના કાનમાં કહ્યું કે, 'આ કપટભાવનો શો હેતુ છે ?' ત્યારે રામદાસે ઉઠીને હળવે રહીને એમના કાનમાં કહ્યું કે, 'મ્હારૂં શિષ્યમંડળ બહુ બગડી ગયું છે, ત્હેમની પરીક્ષા કરીને યુક્તિથી ત્હેમને શિક્ષા કરવાનો મ્હારો ઇરાદો છે. માટે અનુરૂપ દવાની યોજના કરો.' તે સાંભળીને વૈદ્યે શિવાજીને કહ્યું કે, 'આ ગુમડું પરિણામનુંજ છે; એના ઉપર એકજ દવા છે, પરન્તુ મળવી મ્હને મુશ્કેલ લાગે છે.'

શિવાજીએ કહ્યુ; પહેલાં કહો તો ખરા, શી દવા છે તે ! પછી તેનો વિચાર કરીશું. વૈદ્યે કહ્યું કે, આ ગુમડાંને કોઇ આદમી હર્ષથી કેરીની માફક ચૂસે, તોજ પીડા દુર થાય, અન્યથા નહિ; પરન્તુ એ પણ ધ્યાનમાં રાખવું કે ચૂસનારો મરી જશે. એ શિવાય બીજી કોઇ દવા નથી. મહારાજની પાસે એમના નિ:સીમ શિષ્યો ઘણા છે, એ માંહેથી કોઇ ચૂસવા તૈયાર હોય, તો પૂછી જુઓ. પછી રાજાએ સઘળાજ શિષ્યોને બોલાવીને કહી દીધું કે, 'ગુરૂમહારાજનાં ગુમડાં ઉપર ઔષધ એવું કહ્યું છે કે, જો કોઇ એને ચૂસી શકે તેમ હોય, તો ગુરૂમહારાજ ઝટ કરતા ઉઠી શકે, પરન્તુ ચુસનારો બચવા

પામશે નહિ. એથી કરીને, ત્હમારામાંથી કોણ આ ગુમડું ચુસવા તૈયાર છે, તે કહો.' એ સાંભળીને સઘળાંજ ગભરાઇ ગયા; એકે કહ્યું, 'હું ચુસું તો ખરો પણ મ્હારા ઘરમાં એકલી મ્હારી વૃદ્ધ માતા છે, અને એને મ્હારા શિવાય બીજું કોઇ નથી. મ્હારૂં જો ચુસવાથી મરણ નીપજે, તો એ પણ બીચારી મ્હારે ખાતર મરણ પામે.' બીજાએ કહ્યું, 'મ્હારે ઘરમાં એક બૈરીજ છે, અને તે રોજની માંદી રહે છે, ત્હેને પીયેર તથા સાસરામાં મ્હારા શિવાય બીજું કોઇ નથી, માટે વિચાર થઇ પડે છે.' આ પ્રમાણે બધાજ કાંઇ નહિ ને કાંઇ બ્હાનાં કાઢવા લાગ્યા, અને ત્યાં આગળથી ઉઠી ઉઠીને રસ્તો માપવા લાગ્યાં. રામદાસે જ્યારે બધાનાં વચન સાંભળ્યાં અને તેઓ જતા રહે છે એવું જોયું, ત્યારે કલ્યાણને બોલાવીને કહ્યું કે, હે કલ્યાણ! તું તો મ્હારા પ્રાણની રક્ષા કર! બીજા બધા તો જતા રહ્યા.

'ગુરૂની આવી આજ્ઞા સાંભળતાં વારને પ્રાણની પણ પરવા ન કરતાં, કલ્યાણ સ્વામીએ આગળ ધસીને રામદાસનો ગુમડાવાળો પગ હાથમાં લીધો, અને ચૂસવા લાગ્યા. પરન્તુ ઓછુંજ એ કાંઈ ખરૂં ગુમડું હતું? એક પાકી કેરીજ પગની સાથે બાંધી હતી; તેને ચૂસતાં ચૂસતાં મધુર રસ મ્હોડામાં આવ્યો. ત્યારે તો કલ્યાણ સ્વામી બોલી ઉઠ્યા કે, આપનાં આખા શરીર ઉપર બધેજ જો આવાં ગુમડાં હત, તો હું આનંદથી ચૂસ્યાંજ કરત. એ સાંભળીને રામદાસ હસવા લાગ્યા. સારાંશ. આવી યુક્તિથી સઘળા ભોજનભાઇ પેટભરા શિષ્યોનું રામદાસે કાસલ કાઢ્યું. સંકટ પ્રસંગમાં કોણ કામ આવે છે? કોઇ નહિ. પછી રાજા શિવાજી ત્યાં એક દિવસ રહીને, વૈદ્ય સમેત સતારા તરફ પાછા ફર્યા. અસ્તુ!

આણી તરફ કાનીફનાથને એ શિષ્યોની અવસ્થાની ખબર પડી ગઇ અને ત્હેમણે જે સાત શિષ્યો પોતાની પાસે રહ્યા હતા, ત્હેમના કપાળપર વિભક્ત અસ્ત્ર મંત્રની વિભૂતિ અભિમંત્રણ કરીને લગાડી,

અને કહ્યું કે, પેલા જેઓ નાસી ગયા છે, અને જેમના હાથ પગ જમીન પર ચોંટી રહ્યા છે, તેઓની પીઠ ઉપર જઇને અકકેક પત્થર મૂકી આવો. ત્હમને કાંઇ પણ અપાય થવા ન પામે, તેટલા ખાતર મ્હેં ભસ્મ ચોપડી છે. ગુરૂની આજ્ઞા સાંભળીને સાૈ શિષ્યો નીકળ્યા, અને જ્યાં આગળ પહેલાં નાસી ગએલા શિષ્યો ઉંધા થઇને ઉભા હતા, ત્હેમની પાસે જઇને, તેઓની પીઠ ઉપર એ લોકોએ એક એક પત્થર મૂકી દીધો. તેનાથી તેઓ અત્યંત પીડિત થયા, અને 'હવે હમે મરી જઇએ છીએ, મરી ચાલ્યા' એમ બોલવા લાગ્યા. ત્યારે આવેલા શિષ્યોએ કહ્યું કે, 'ભાઈ! ગુરૂની આજ્ઞા છે કે સ્ત્રીરાજ્યમાં થઇને હમે પાછા આવીએ, ત્યાં સુધી ત્હમારે આવીજ સ્થિતિમાં રહેવું, પછી બધા સાથે જઇશું.' તેઓ કહેવા લાગ્યા, 'ભાઈ! હમારી ભૂલ થઇ, તે ક્ષમા કરો; ગુરુને કહીને હમારો સત્વર છુટકારો કરાવો; હમે પણ સ્ત્રી રાજ્યમાં ગુરૂની સાથે આવીએ છીએ; હમારૂં પાપ હમને ફલરૂપ નીવડયું. કેમકે દીક્ષા ગ્રહણ કરતી વખતે ગુરૂને તન મન ધન અર્પણ કર્યાનું મુખે કહ્યું હતું, તેમજ સંકલ્પ કર્યો હતો, પરંતુ તે વચનનું પરિપાલન નહિ કરવાથી, હમેજ કૃતઘ્ની થયા છીએ. જીવિતના લોભથી ગુરૂની સાથે હમારી આવી વિકૃત અવસ્થા થઇ, પરન્તુ હવે ક્ષમા કરો, અને ગુરૂને પ્રણામપૂર્વક હમારો સંદેશો પહોંચાડીને આ દુઃખમાંથી હમને મુક્ત કરાવો.

પછી એક શિષ્યે ત્યાંથી કાનીફની પાસે જઇને ત્હેમને એ હકીકત નિવેદન કરીને છૂટકો કરવા સારૂ પ્રાર્થના કીધી. ગુરૂએ વિચાર્યું કે, હવે મ્હારૂં સામર્થ્ય એ લોકોના જાણવામાં આવ્યું, અને મ્હારી સાથે જે દગાબાજી કરી, તેનું ફળ એ લોકોને મળી ચૂક્યું. હવે એ લોકોને મુક્ત કરીશું. પછી કાનીફનાથે વિભક્ત અસ્ત્રના મંત્રથી, વિભૂતિ અભિમંત્રિત કરીને ત્હેને આપી અને કહ્યું કે, 'એ સઘળાના કપાળપર આ વિભૂતિ લગાડવાથી સર્વના હાથ પગ છૂટા પડી જશે. ત્યારબાદ, તે શિષ્યે તેઓની પાસે આવીને વિભૂતિ લગાડતાં તાત્કાલ ત્હેમનાં

છૂટકારો થયો. પછી તેઓ સઘળા કાનીફનાથની પાસે આવીને, હેમને દંડવત્ પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યાઃ—

> गुरुः पिता गुरुर्माता गुरुर्देवो गुरुर्गतिः ।
> शिवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन ॥
> सर्वपापविशुद्धात्मा श्रीगुरोः पदसेवनात् ।
> सर्वतीर्थावगाहस्य फलं प्राप्नोति निश्चितम् ॥

ગુરૂજ પિતા, માતા, દેવ તથા પરમગતિરૂપ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. શંકર કોપાયમાન થતાં ગુરૂ રક્ષણ કરે છે, પરન્તુ ગુરૂનો કોપ થતાં, કોઈ પણ રક્ષા કરી શકે તેમ નથી. શ્રીગુરૂનાં પાદસેવનથી, મનુષ્ય સકલ પાપમાંથી મુક્ત થઇને, પરમ પવિત્ર બની જાય છે, અને હેને સકલ તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ મળે છે. સારાંશ, ગુરૂમાર્ગાવલંબીને ગુરૂના કરતાં વિશેષ બીજુ કોઇ નથી, એવું સમજીને હેમની સેવા તથા ધ્યાન પરાયણ રહેવું જોઇએ. હમે એ પ્રમાણે સમજતા હોવા છતાં પ્રાણ ભયના માર્યા તથા આપના ઉપર સામાન્ય મનુષ્ય બુદ્ધિ કરવાથી "સ્ત્રીઓના રાજ્યમાં હમે જઇએ તો મરી જઇએ અને આપને હાથે હમારી રક્ષા નહિ થાય". આ પ્રકારના વિકલ્પને લીધે હમે આપને છોડીને જતા રહ્યા હતા. પરંતુ હવે હમારી પૂરી ખાતરી થઇ છે કે, 'ત્યાં જવા છતાં હમને કાંઇપણ ભય નડવાનું નથી, આપ સમર્થ છો. તેથી થએલા અપરાધની ક્ષમા કરશો.' કાનીફે એમનું આ પ્રકારનું વચન સાંભળ્યું અને હેમને અભય આપ્યું, અને ત્યાંથી આગળ કુચ કરીને રાત્રીને સમયે, તેઓ સ્ત્રીરાજ્યની સીમા પર આવી પહોંચ્યા. કાનીફનાથે સ્પર્શાસ્ત્રના મંત્રથી ચારે તરફ દિગ્બંધન કર્યું કે જેથી કોઇને અપાય ન થાય.

તેજ રાત્રે હનુમાન્ જે સ્ત્રી રાજ્યને વિષે ગર્જના કરવા સારૂ જતા હતા, તે કાનીફના સ્પર્શાસ્ત્રના બંધનમાં આવ્યા; પરંતુ એમની આગળ સ્પર્શાસ્ત્ર શું કરવાનું હતું ? તે છતાં, મનમાં તો સમજી

ગયા કે કોઈ મહાસમર્થ અંહી આવ્યો છે. આગળ જઈને નજર કરતાં, કાન[1] ફાડીઓનું ટોળું ઉતરેલું ત્હેમના જોવામાં આવ્યું. ત્યારે તો ત્હેમને એવું લાગ્યું કે, મ્હેં મચ્છેન્દ્રનાથને સ્ત્રી રાજ્યમાં મોકલ્યા છે, ત્હેને એ લોકો સમજાવી પટાવીને પાછા લઇ જશે, તો મૈનાકિનીને ભારે દુઃખ થશે, એથી એ લોકોને અંહીના અંહીજ નિર્મૂલ કરી નાંખવા; બાદ ભીમરૂપ ધારણ કરીને હનુમાને ગર્જના કીધી, તે સાંભળતાંવારને સઘળાજ ભયભીત થઇ ગયા, અને કાનીફનાથની પાસે જઈને બેઠા. કાનીફનાથે સર્વને કહ્યું કે 'ભ્હીવું નહિ; ચમત્કાર જોજો.' અને પછી વિભૂતિ મંત્રિત કરીને વજ્રાસ્ત્ર છોડયું, જેનો હનુમાને વજ્રમુષ્ટીવડે ભંગ કરી નાંખ્યો. ત્યાં આગળ ઘણો લાંબો વખત, બન્નેનું યુદ્ધ થયું, તેમાં કાનીફે હનુમાનને જર્જર અને મૂર્છિત કીધા. ત્યારે વાયુએ ત્હેમની પાસે જઈને હનુમાનને ઉઠાડીને કહ્યું કે, હાલ એ નાથપંથવાળા લોકો ઘણા પ્રબળ છે, તેથી એમની સાથે સભ્યતથી વર્તવું. પછી વાયુએ હનુમાન્ તથા કાનીફની મુલાકાત કરાવી દીધી. ત્યારે કાનીફે હનુમાનને પૂછ્યું કે આપે હમારી સાથે યુદ્ધ શા વાસ્તે કર્યું? ત્યારે હનુમાન્ બોલ્યા, 'મચ્છેન્દ્રનાથને મ્હેં સ્ત્રી રાજ્યમાં મોકલ્યા છે, ત્હેને તમે ત્યાંથી પાછા લઈ જશો,' એ હેતુથી, મ્હેં યુદ્ધ કર્યું. પરંતુ તમે જો ત્હેમને કશો ઉપદ્રવ કરશો નહિ, અને પાછા લઇ જશો નહિ, તો હું તમને પ્રતિબંધ નહિ કરૂં. કાનીફે કહ્યું કે, હમે મચ્છેન્દ્રનાથને કાંઇપણ કહીશું નહિ, અને હમારી સાથે પાછા લઇ જઈશું પણ નહિ. ત્યારબાદ વાયુ હનુમાન વગેરે ચાલ્યા ગયા, અને કાનીફનાથ પણ પોતાના શિષ્યાદિ પરિવાર સમેલ સ્ત્રી રાજ્યમાં ગયા અને, રાજધાની પાસે જઇને થોભ્યા.

આણી તરફ મૈનાકિની રાણીસમેત મચ્છેન્દ્રનાથ સ્ત્રીરાજ્યમાં રાજ્ય કરતા હતા. એ બન્નેને દાસીયો મારફત ખબર મળી કે, કોઇ

[1] જેઓ કાન ફાડીને તેમાં મોટાં મોટાં કુંડળ ઘાલે છે.

કાનીફનાથ નામના જોગી સાતસે શિષ્યો સહિત, હાથી ઘોડા પાલખી સ્વાર સિપાઇઓને લઇને આવ્યા છે, અને આપણી નગરીની બહાર ત્હેમણે પડાવ નાંખ્યો છે. મચ્છેન્દ્રનાથે વિચાર કર્યો કે, મ્હારો શિષ્ય ગોરક્ષનાથ તો નામ બદલીને આવ્યો નથી? એ આવે તો મ્હારે જતાં રહેવું પડે. અસ્તુ! કોઇ પણ હોય, પ્રથમ એને જઇને મળવું જોઇએ. ત્યારબાદ મચ્છેન્દ્રનાથ, રાજપરિવારસમેત જ્યાં આગળ કાનીફનાથ ઉતર્યા હતા, ત્યાં આવી પહોંચ્યા. બન્નેએ એક બીજાને જોઇને આપણાજ સંપ્રદાયના છે, એવું સમજીને ઘણા પ્રેમથી આલિંગન દઈ, મુખથી 'આદેશ, આદેશ' એ પ્રમાણે કહ્યું. બાદ મચ્છેન્દ્રે કાનીફનાથને પૂછ્યું કે, 'આપના ગુરૂ કોણ? ત્યારે ત્હેમણે કહ્યું, 'મહારાજ! મ્હારા ગુરૂનું નામ જાલંધરનાથ.' મચ્છેંદ્રે કહ્યું, 'એ તો હમારા ગુરૂ ભાઈ થાય, પણ હાલ તેઓશ્રી કયાં છે?' કાનીફે કહ્યું, 'એમનો કશો પત્તો લાગતો નથી, માટે તો હમે એમની શોધમાં સર્વત્ર વિચરીએ છીએ' અને અંહી પણ એજ હેતુથી આવ્યા છીએ. ભલે! એમનાં દર્શન ન થયાં તોપણ આપના દર્શનનો અલભ્ય લાભ થયો, કેમકે હમને તો આપ પણ ગુરુ તુલ્યજ છો.' મચ્છેન્દ્ર કહેવા લાગ્યા, 'અંહિયાં ત્હમારૂ આગમન થયું, તે હમને પણ આનંદપ્રદ થયું છે, પણ અંહી આપ શા સારૂ ઉતર્યા છો? નગરમાં ચાલો.' કાનીફનાથે કહ્યું, 'જેવી આપની આજ્ઞા'.

ત્યારબાદ ભારે ઠાઠમાઠથી કાનીફનાથને નગરીમાં લાવવામાં આવ્યા અને ખાનપાનનો ઉત્તમ બંદોબસ્ત કરીને, એક માસ સુધી ત્હેમને રાજમંદિરમાં રાખવામાં આવ્યા. મૈનાકિનીએ વિચાર કર્યો કે, 'જો આ સઘળા યોગીઓ પાછા જાય અને મહારાજના શિષ્ય ગોરક્ષનાથને એ વૃત્તાન્તની માહીતી આપે, કે મચ્છેંદ્રનાથ સ્રીરાજ્યમાં નિવાસ કરે છે,' તો એ શિષ્ય આવીને એમને લઈ જાય અને મ્હને પોતાને બહુ દુ:ખ થાય. માટે, કાનીફનાથનેજ સ્રીઓદ્વારા વશીભૂત કરીને અહિં-

યાંજ રાખી પાડવા, અને નાના પ્રકારના વિલાસ એમને સમર્પણ કરવ; તથા એમના શિષ્યોને વશ કરી લેવા, તોજ ઉત્તમ થશે.

એક દિવસ, રાણીએ સુંદર સુંદર સ્ત્રીઓને બોલાવીને કહી દીધું કે, કાનીફનાથની પાસે એકાન્તમાં જઇને, એમને હાવભાવાદિકોથી વશીભૂત કરી લેજો. રાણીની આજ્ઞા થતાંવારને, તે રૂપ રૂપનાં અંબાર જેવી સ્ત્રીઓ વસ્ત્રાલંકારાદિથી મંડિત થઇને, કાનીફનાથની પાસે આવી પહોંચી; ત્હેમણે સુંદર ગાયન, નર્તન નેત્રકટાક્ષ વગેરેવડે ત્હેમને મોહિત કરવાનો ઉપક્રમ કર્યો, પરંતુ સર્વવ્યર્થ. કાનીફનાથ ઇન્દ્રિયમનોનિગ્રહી હોવાથી, એમના ઉપર તેઓની કૃતિનું કશું પરિણામ નીપજ્યું નહિ. તેઓને એમણે કહ્યું કે:—

**अविदितपरमानन्दो वदति जनो विषयमेव रमणीयम् ।**
**तिलतैलमेवमृष्टं येन न दृष्टं घृतं क्वाऽपि ॥**

જેને કદી પરમાનન્દ વિદિત નથી, તેજ સ્ત્રીઆદિ વિષયોને રમણીય માને છે, તથા ઉપભોગ કરે છે. વીંછીના કંટકપરનું મધનું બિન્દુ, અગર તરવારની ધારપર ચોપડેલી શર્કરાને ચાખવા જનારા મૂઢ બુદ્ધિને જેવું સુખ થતું હશે, તેવુંજ સ્ત્રીઓના ઉપભોગમાં થાય છે. વિષની મધુરતા શું ઝીંગાયમાં હોતી નથી? પરંતુ લલચાયને ખાય તો તેનું પરિણામ મરણજ. એવું હોવા છતાં લોકો ક્યાં મોહિત થતા અટકે છે? થાય છેજ. જેણે કદી ઘી દીઠું નથી, તે તલના તેલનેજ મધુર માનીને ખાય છે. હે સ્ત્રીઓ! સદાયે ગાભ્યાસનું વ્યસન લાગેલું હોવાથી, હમારા મન અને આત્મા, એ બન્નેનો સ્નેહભાવ થયો છે, તો હમને આ ત્હમારાં હાવભાવ, નર્તન ગાયન ઇત્યાદિકોથી શું મતલબ? ત્હમે અહીંથી અન્યત્ર જતી રહો, અને ત્હમારા યોગ્ય પુરૂષને વશીભૂત કરી લો. ત્યારબાદ તે સ્ત્રીઓ, એમના શિષ્યોને પણ વશીભૂત કરવા ગઇ હતી, પરંતુ તેઓમાંથી કોઇ એક પણ વશ થયો નહિ. એક માસ વીત્યાબાદ, મચ્છેન્દ્રનાથની રજા લઇને કાનીફનાથ પોતાની મંડળી

સહિત જવાને નીકળ્યા, ત્યારે રાણીએ અને મચ્છેન્દ્રનાથે ત્હેમને વસ્ત્રાલંકાર તથા હાથી ઘોડા વગેરે આપીને, ભારે સન્માન કરીને વિદાય કર્યા, અને પરિવાર સહિત ત્હેમને દૂર સુધી મૂકવા આવ્યા. કાનીફનાથ ત્યાંથી જે નીકળ્યા તે અનેક તીર્થયાત્રા કરતા કરતા તથા લોકોના ઉપર અનુગ્રહ કરતા કરતા પૂર્વ સમુદ્ર કિનારે જગન્નાથક્ષેત્ર પર્યન્ત આવી પહોંચ્યા, અને આગળ બંગાળા દેશમાં જવાનો એમનો વિચાર હતો.

આણી તરફ મચ્છેન્દ્રનાથના શિષ્ય, હરિનારાયણ[1]ના અવતાર, ગોરક્ષનાથ જે બદરિકાશ્રમમાં ગુરૂની આજ્ઞાથી તપ કરી રહ્યા હતા, તે પણ તપ પૂર્ણ થયા બાદ, ત્યાંથી નીકળ્યા અને પોતાના ગુરૂની શોધ ખાતર અનેક દેશમાં ફરતા ફરતા બંગાળા દેશમાં રાજા ગોપીચંદની નગરી કાંચનપુરીમાં આવી પહોંચ્યાં. ત્યાં અલખ જગાવી ભીખ માંગી રહ્યા છે, તથા ગુરૂની શોધ માટે લોકોને પૂછ્યાં કરે છે, કે, 'ભાઇ! મચ્છેન્દ્રનાથ યોગીને કોઇએ અહીં અગર બીજે કશે દીઠા છે? દીઠા હોય તો કહો.' તેઓમાંથી કોઇએ કહ્યું, 'મચ્છેન્દ્રનાથને તો દીઠા નથી, પરંતુ હમારી નગરીમાં જાલંધરનાથ નામના યોગી ઘણા દિવસથી રહેતા હતા, ત્હેમને હમારા રાજાએ બોલાવીને ખાડામાં દાટી દેવડાવી, ઉપરથી લાદ માટી વગેરે નાંખીને મરાવી નાંખ્યાની વાત લોકોમાં ચાલી રહી છે, પછી એ હકીકત સત્ય હોય યા અસત્ય હોય, તે પરમાત્મા જાણે. પાપકર્મને કદી છુપાવવામાં આવે, તોપણ તે આખરે પ્રગટ થાય છેજ. ત્હમારે કોઇને કાંઈ કહેવું નહિ અને પુછવું પણ નહિ; નહિ તો રાજા ત્હમને પણ વખતે હેરાન કરે.

॥ સાખી ॥ નાથ જાલંધર ડારે હૈ ખાડેમેં ઉપર તુરગકી લીદજૂં।
જોગીકો મારે ઐસા કોઈ નહીંરે બાબા મારે તો હમ મરજાવેજૂં॥

---

1 ગોરક્ષનાથ તથા મચ્છેન્દ્રનાથનું જન્મ વૃત્ત, અને સ્રીરાજ્યમાં જવાનો હેતુ, એ સઘળું બીજા ભાગમાં આવશે.

ગોરક્ષનાથે જાલંધરનાથને દાટી દીધાની હકીકત સાંભળીને વિચાર કર્યો કે, મ્હારા ગુરૂ તો વખતે નામ બદલીને અહિંયાં રહ્યા નહિ હોય? લોકોને ત્હેણે કહ્યું કે, 'ભાઇઓ! જોગીને મારી નાંખવાને કોઇ સમર્થ નથી અને મારી નાંખવાનો પ્રયાસ કરવા છતાંએ કદી મરી શકતા નથી. રાજા અગર ત્હમે અયોગી લોકો એમાં શું સમજી શકો? રાજા મ્હને શું અપાય કરવાનો હતો?' આ પ્રમાણે વાતો થઇ અને ગોરક્ષનાથ અલખ પુકારતા કિંગરી વગાડતા તથા ભીખ માંગતા જે સ્થાનપર જાલંધરનાથને ડાટી દીધા હતા, ત્યાં આગળ આવી પહોંચ્યા એવામાં જમીનમાંહેથી "અલખ અલખ, આદેશ આદેશ" ઇત્યાદિ શબ્દ સાંભળવામાં આવ્યા. ત્યારે ગોરક્ષે પૂછ્યું, 'મહારાજ આપ કોણ છો, અને ક્યાં છો? તે બધું કહો.' પછી જાલંધરનાથે જમીનમાંહેથી કહ્યું કે, 'હું પૃથ્વીના ઉદરમાં છું, મ્હારૂં નામ જાલંધર છે, સાંઇ, આપ કોણ છો? ક્યાં જાઓ છો? આપના ગુરૂનું શું નામ છે? ઇત્યાદિ વીગત કહો.'

ગોરક્ષનાથે કહ્યું. 'મ્હારૂં નામ ગોરક્ષનાથ અને ગુરૂનું નામ મચ્છેન્દ્રનાથ છે.' જાલંધર બોલ્યા, એ તો હમારા ગુરૂબન્ધુ છે; પરન્તુ હાલ તેઓશ્રી ક્યાં છે?' ગોરક્ષે કહ્યું, 'એમની શોધ વાસ્તે તો હું કેટલાક દિવસથી પૃથ્વી પર્યટણ કરી રહ્યો છું, પણ ક્યાંઇ પત્તો નથી, ભલે! આજ આપના ભાષણથી આનંદ તો થયો, પરન્તુ દર્શનનો લાભ થતો નથી, તે ખાતર ઉદ્વેગ થાય છે. કેમકે આપ તો ગુરૂ તુલ્યજ છો. મહારાજ! આપ આ પ્રમાણે પૃથ્વીમાં અદૃશ્ય રહેતાં લોકોની મતિ નિર્મલ કેવી રીતે થઇ શકશે? એમને જ્ઞાનનો લાભ કેમ થઇ શકશે? મ્હારી એટલી ઇચ્છા છે કે આપે પૃથ્વીના ઉદરમાં કેમ નિવાસ કર્યો, તેની જરા સમજ પાડો તો સારૂં થાય.'

તે સાંભળીને જાલંધરનાથે કહ્યું, 'રાજા ગોપીચંદે મ્હને ઢોંગી કપટી જાણીને સ્ત્રીઓના ભાષણથી અંહી ખાડામાં ડાટી દીધો છે, જેને આજે

લગભગ બાર વરસ થવા આવ્યાં. પરન્તુ એથી મ્હને કશી વિકૃતિ ઉત્પન્ન થતી નથી. આવું સાંભળ્યું ત્યારે તો ગોરક્ષનાથ કુપિત થઇને કહેવા લાગ્યા કે, 'મહારાજ! આજ્ઞા કરો તો રાજાસમેત સકલનગરીને, બલરામે જેવી હસ્તિનાપુરની દશા કરી હતી તે પ્રમાણે ઉંધીવાળી નાંખું. યોગીનું સામર્થ્ય કેવું છે, તે રાજા પણ જુએ તો ખરો!' જાલંધરનાથે કહ્યું, 'ગોરક્ષનાથ! સાધુ, યોગી, પરમહંસ સંન્યાસી વગેરેનું શીલ એવું હોય છે કે:—

> **द्विजिव्ह[1]पीडिताश्चाऽपि विक्रियां नैव तन्वते ।**
> **परतापोपशमने गुरवोऽगुरवो जनाः ॥**

બે જીભ જેમને હોય છે, એવા સર્પાદિકોથી પીડિત અર્થાત્ આવૃત થવા છતાં અગુરૂ યાને ચંદનવૃક્ષ વિકારને પ્રાપ્ત થતું નથી અને બીજાના તાપ શાંત કરવાને તત્પર થાય છે, એથી શ્રેષ્ઠ કહેવાય છે. તેજ પ્રમાણે, બે જીભવાળા (ચુગલીખોર) ખલવડે પીડિત થવા છતાં, મહાત્મા લોકો ત્હેમને માટે પોતાના અંતરમાં વિપરીત મતિ ધારણ કરતા નથી; એટલુંજ નહિ પણ તે અપકારી શત્રુપુરૂષના પણ તાપ દૂર કરવામાં તત્પર થાય છે, તેથી તેઓ ગુરૂ (શ્રેષ્ઠ) કહેવાય છે. અગુરૂ એટલે ચંદન, તેની માફક તેઓ પણ 'अ-गुरू' (હમે ગુરૂ છીએ એમ નહિ માનનારા) હોય છે જેઓ પોતાને ગુરૂ સમજે છે, ત્હેમનામાં વસ્તુતઃ અગુરૂત્વ (ચંદનની માફક તાપ દૂર કરવાનું લક્ષણ) હોતું નથી અને એથી તેઓ તાપદાયી હોય, તેમાં તે શું આશ્ચર્ય? જુઓ ભાગવત એકાદશ સ્કન્ધ! ભગવાન ઉદ્ધવને કહે છે કે

> **निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शनम् ।**
> **अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यंघ्रिरेणुभिः ॥**

હે ઉદ્ધવ! નિરપેક્ષતા, મનનશીલતા, શાન્તિ, વૈરભાવરાહિત્ય અને સમદર્શન, એ પાંચ ગુણો જેનામાં હોય છે, ત્હેની પાછળ હું

---

1 સર્પ અને ખલ બન્નેને બે જીભ હોય છે, તે પ્રસિદ્ધજ છે.

નિરંતર ચાલું છું; કે ત્હેના પગની ધૂળથી હું પણ પુનિત થાઉં.' મોટા મોટા મહર્ષિઓના તથા સુદામાદિ ભક્તોનાં પાદક્ષાલન કરીને ગંગોદકની પેઠે ત્હેમનાં ચરણોદકને પરમાત્માએ પોતાના મસ્તક ઉપર ધારણ કર્યાની વાત શું સાંભળી નથી ? સમુદ્રોદક મેઘના મુખમાં જતાંજ મધુર બને છે, અને તેનાથી જગત્ શાંત થાય છે; પરંતુ અગાધ સમુદ્રનું જલ કામમાં આવતું નથી. તેજ પ્રમાણે પરમાત્માના ભજનથીજ ભક્તોમાં પરમાત્મા કરતાં પણ અધિક પવિત્રતા સમજવી. કેળના ઝાડમાં જેટલી મધુરતા નથી, તેટલી કેળાંમાં હોય છે, તેજ પ્રમાણે પરમાત્મા કરતાં પણ ત્હેમના અનન્ય ભક્તોમાં વિશેષ પવિત્રતા હોય છે. દ્વૈતબુધ્ધિજ વૈરનું કારણ છે, પરન્તુ ઐકાત્મ્યજ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ, કોણ કોનો વિરોધ કરવાનું હતું ? સારાંશ, સાધુસંતયોગી પરમહંસાદિ સમ (બ્રહ્મ) દર્શન કરનારા હોય છે, તેથી ત્હેમનામાં વૈરનો અભાવ હોય છે. આનાથી જેમનામાં વિરોધભાવ જોવામાં આવે, તેઓ સમદર્શી હોતા નથી અને તે કારણને લીધે, ત્હેમનામાં શાન્તિનો અભાવ પણ હોય છે. શાન્તિ અભાવનો હેતુ અનન્યતાથી ઇશ્વરનું મનન થતું નથી તે જાણવું, અને તેનું કારણ મનમાં કાંઇ નહિ ને કાંઇ સ્પૃહા હોવી તે છે. સારાંશ, આ પાંચ લક્ષણવિહીન જે સાધુપુરૂષો છે, તેઓ સાધુમહાત્માઓની પ્રાથમિક શિક્ષાની કક્ષામાં છે એમ સમજવું.

શાન્તિને માટે જ્ઞાનેશ્વરના અવતાર એકનાથ મહારાજ જે પૈઠણ ક્ષેત્રમાં થઇ ગયા, ત્હેમની અત્યંત પ્રસિદ્ધિ છે. મોરોપંતાદિ કવિવર્યોએ એમનું 'શાન્તિ ઉદધિ' એ પ્રકારના વિશેષણથીજ વર્ણન કર્યું છે. માછલાંને મારવાને ધીવરજાતિ, અને પક્ષીઓને માટે પારધી, તેજ પ્રમાણે સાધુઓને સતાવવાને દુર્જનજાતિ ઉત્પન્ન થઇ છે. સુવર્ણ-પરીક્ષા કસોટીના પત્થર વિના થતી નથી, તેજ પ્રમાણે સાધુઓની પરીક્ષા દુર્જન ન હત તો શી રીતે થઇ શકત ?

એકનાથને ક્રોધ ચઢતો નથી, એવું સાંભળીને કેટલાક દુર્જન લોક, એક વખત વિચાર કરવા લાગ્યા કે, ભાઇ! એકનાથનામાં અત્યંત શાન્તિ છે, એમને કદી ગુસ્સો આવતો નથી એમ સઘળા કહે છે, તો તેની પરીક્ષા કરવી જોઇએ. પછી, એક યવનને બોલાવીને કહ્યું કે, 'હમારૂં એક કામ જો તું કરીશ, તો હમે ત્હને પચીશ રૂપીઆ ઇનામ આપીશું.' ત્હેણે પૂછયું, 'શું છે તે કહો તો ખરા.' ત્યારે ત્હેમણે કહ્યું, 'હમારે ત્યાં જે એકનાથ મહારાજ છે, ત્હેમને કદી ક્રોધ ચઢતો નથી, એમ સઘળા કહે છે. માટે તું ગમે તેમ કરી એમને ગુસ્સે કરીશ, તો હમે ત્હને ઇનામ આપીશું.' એણે કહ્યું, એમાં શું મોટી વાત છે? મનુષ્યને ગમે તેમ કરવા છતાં ક્રોધ ચઢે નહિ, એમ તો હોયજ નહિ. હું એમને ક્રોધી બનાવી દઇશ, પણ કબુલ કર્યા મુજબ ઇનામ મ્હને મળવું જોઇએ.' તે લોકોએ 'હા' કહી, અને એ પણ ચાલ્યો ગયો.

પછી ત્હેણે વિચાર કર્યો કે શું ઉપાય યોજવાથી એમને ક્રોધ ચઢશે? વિચાર કરતાં કરતાં નિશ્ચય કર્યો કે, જ્યારે એ ગંગા ઉપરથી સ્નાન કરીને આવે, ત્યારે મ્હારે પાન ખાઇને એમના શરીર ઉપર થુંકવું. પછી તે એમના જવાના માર્ગમાં એમની રાહ જોતો બેઠો. એટલામાં રોજના નિયમને અનુસરીને, એકનાથ મહારાજ બપ્પોર સુધી સંધ્યાદિ બ્રહ્મયજ્ઞાંત કર્મ કરીને ગંગાપરથી ઘેર જવાને પાછા ફર્યા. જે ઠેકાણુપર પેલો યવન બેઠો હતો, ત્યાં આવતાવારને ત્હેણે પાન તંબાકુ ખાઇને એમના શરીર ઉપર લાલ પિચકારી મારી. એકનાથે એના તરફ જોયું, પરંતુ કાંઇપણ બોલ્યા વગર તેઓશ્રી પાછા ગંગા સ્નાન કરવા ગયા. સ્નાન કરીને ઘેર જાય છે, તો પાછી તે યવને તે જગોએ આવતાંજ પહેલાંની માફક એમના શરીર ઉપર પિચકારી મારી; તે છતાં તેઓશ્રી કશું બોલ્યા નહિ અગર ત્હેમના મનમાં ક્રોધવૃત્તિનું ઉત્થાન પણ ન થયું. એકશાંતિ એવી હોય છે કે, મનમાં

તો ગુસ્સો આવે છે, દ્વેષવૃત્તિ ઉત્પન્ન થાય છે, પરંતુ વિચારવડે તેને રોકે છે. રસ્તાપર થઇને મનુષ્ય જતો હોય અને શૂદ્ર ચાંડાલ વગેરેનું સુંદર પકવાન્ન નજરે પડતાં ત્હેને ખાવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે, તોપણ એ અન્ન મ્હારે યોગ્ય નથી, ત્યાજ્ય છે, એમ સમજીને જે પ્રમાણે તે વૃત્તિને દબાવી દે છે, તેજ પ્રમાણે અપકારીના ઉપર ક્રોધવૃત્તિ ઉપજવા છતાં, ક્રોધ ચાંડાલના જેવો અસ્પૃશ્ય છે, તથા આપણો અંતર્વૈરી છે, એવું સમજીને તેને દબાવી દેવો, એને પણ શાંતી કહી છે. પરંતુ બીજી જાતની શાંતિ તે પરમશાંતિ છે, કે જેમાં ક્રોધ વૃત્તિનો ઉદ્ભવ પણ થતો નથી. પરમ નામ શ્રેષ્ઠ તેમજ અબાધિત અર્થનું છે. જે શાન્તિ, કોઇપણ સ્થળમાં, કોઇપણ કાળમાં કે કોઇપણ વસ્તુમાં બાધિત થતી નથી, તેને પરમશાન્તિ સમજવી. આ પ્રકારની શાન્તિ પૂર્વકથિત સમદર્શિત્વ, નિર્વૈરત્વ, મનનશીલતા અને નિઃસ્પૃહતા વિના શી રીતે પ્રાપ્ત થઇ શકે ? અસ્તુ !

એકનાથ મહારાજનામાં પૂર્વોક્ત સકલ ગુણો એકત્રિત થયા હતા, તેથી એમનામાં પરમશાન્તિનો નિવાસ થયો હતો. તે યવનના થુંક્યા બાદ, પોતે ફરી પાછા ચૂપચાપ ગંગાઉપર ન્હાવાને ગયા. સ્નાન કરી ફરી જઇ રહ્યા છે, એટલામાં તે યવને ફરી પાછી એમનાં ઉપર પિચકારી મારી, તોપણ તેઓશ્રી કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર નાહવાને સારૂ ગયા. આ પ્રમાણે લગભગ પચાશ વખત તે થુંક્યો અને એમણે નાહ્યાં કીધું. આખરે તે યવનજ થાકી ગયો અને ત્હેને પણ પશ્ચાત્તાપ થયોકે, મ્હેં આ સાધુનો નાહક છળ કર્યો. એકનાથ આવ્યા બાદ, ત્હેમને માર્ગમાં સાષ્ટાંગ નમન કરીને મુખથી બોલ્યો, 'મહારાજ ! મ્હારો અપરાધ ક્ષમા કરો.' એકનાથે કહ્યું, 'ભાઇ ! ત્હેં શું મ્હારો અપરાધ કર્યો છે ? યવન બોલ્યો, 'હું આપના શરીરઉપર પાન ખાઇને, એક વખત નહિ પણ પચાશ વખત થુંક્યો અને તેને લીધે આપને કેટલી બધી વખત નહાવું પડ્યું ! મ્હેં એ કૃત્ય લોભથી

અને બીજાના કહેવા ઉપરથી કર્યું. મ્હારી હવે ખાતરી થઇ ચૂકી છે કે, આપ સત્ય સાધુ છો, શાન્તિની પ્રતિમા છો.' એકનાથે કહ્યું, 'ભાઇ! મ્હારી સમજ પ્રમાણે તો ત્હારો મ્હારા ઉપર ઉપકારજ થયો છે. તું જો આટલી વખત થુંક્યો ન હત, તો મ્હને પચાશ વખત ગંગાસ્નાન શી રીતે થઇ શકત? એથી કરીને, ત્હારી એ કૃતિથી મ્હને પુણ્ય સંગ્રહ થયો છે, ત્હારો કાંઇ અપરાધ થયો હોય એમ હું સમજતો નથી. હવે ત્હારી શી ઇચ્છા છે તે કહે?'

તે યવને કહ્યું, આપ સરખા મહાત્માની મ્હારા ઉપર સદા કૃપા રહે અને કદી કોઇનો છળ તથા દ્વેષ મ્હારા હાથે ન થવા પામે, એવી પ્રાર્થના છે. જેવી આપની કીર્તિ સાંભળી હતી, તેજ પ્રમાણે પ્રત્યક્ષ આપની મૂર્તિ તથા વૃત્તિ જોઇને મ્હને બહુ આનંદ થાય છે, તેમજ કરેલા કર્મને માટે પશ્ચાત્તાપ પણ થાય છે. સંતમહાત્માનો છળ અને અપરાધ કર્યાથી મનુષ્યને પાપ લાગે છે, અને તેનાથી તાપ પણ થાય છે. દુર્જન લોકોએ મ્હને કાંઇક દ્રવ્યનો લોભ દેખાડીને આપને ક્રોધ ઉત્પન્ન કરાવવા સારૂ મોકલ્યો હતો. કેમકે, આપની શાન્તિ, ક્રોધરહિત અવસ્થા તે લોકોથી જોઇ રહેવાની ન હતી. મ્હેં પણ કાંઇ વિચાર કર્યો નહિ કે સાધુનો છળ શા માટે કરવો? અસ્તુ! હવે જે થયું તે થયું. પરંતુ આપ મ્હારાપર કૃપા દૃષ્ટિ કરો. આટલું સાંભળીને, એકનાથ મહારાજે ત્હેને કહ્યુંકે, 'મ્હારા મનમાં ત્હેં કાંઇ અપકાર કર્યો એવો ભાવ છે નહિ, હવે તું જા. ત્હારી વૃત્તિ આજથી નિર્મલ થશે, તથા ત્હને કાંઇપણ પાપ અને તાપ થશે નહિ એમ હું કહું છું. એટલુંજ નહિ પણ ત્હેને પોતાને ઘેર લઇ જઇને ઉત્તમ પ્રસાદ તથા કાંઇક દ્રવ્ય પણ આપ્યું, કે 'મ્હને ક્રોધ નહિ ચઢવાથી આ ગરીબ બીચારાને એ લોકો દ્રવ્ય આપશે નહિ, અને એ નિરાશ થશે.' સારાંશ, સદ્રૂપ થએલા સાધુ મહાત્મા નિર્વિકાર હોય છે. અને અપકાર કરનારા પ્રત્યે પણ શત્રુ ભાવથી જોતા નથી, પરન્તુ ઉલટો

ત્હેમના ઉપર ઉપકારજ કરે છે. એટલા માટેજ કહ્યું છે કે:—

**उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः।**
**अपकारिषु यः साधुः स साधुः सद्भिरीर्यते ॥**

ઉપકાર કરનારાના ઉપર જે પોતાનું સાધુપણું પ્રગટ કરે છે, ત્હેનામાં શો ગુણ છે? વાસ્તવિક સાધુ તો તેજ કહેવાય છે કે જે અપકાર કરનારાના ઉપર પણ પોતાનું સાધુત્વ (સમત્વ) પ્રગટ કરે છે; યાને નિર્વિકાર રહીને ઉપકાર કરે છે. હવે સિંહાવલોકન કરીએ. (સિંહ આગળ ચાલે છે, અને પાછળ જુએ છે તે પ્રમાણે અગ્રભાગમાં આપણે વધ્યા છીએ, પરંતુ પાછળ દૃષ્ટિ કરવી કે, કથાભાગ ક્યાં સુધી આવ્યો છે.)

જાલંધરનાથે ગોરક્ષને કહ્યું કે, 'સાધુઓએ શાન્તિનુંજ અવલંબન કરવું જોઈએ; ભલે કોઈ અત્યન્ત પીડા કરે. માટે ક્રોધ છોડી દો અને મ્હારો શિષ્ય કાનીફનાથ જો ત્હમને મળે, તો આ વૃત્તાન્તની એને ખબર આપજો. એ યુક્તિથી રાજાના કલ્યાણ પૂર્વક મ્હને આ સ્થાનમાંથી બહાર કઢાવશે, અને તેથી આ ચન્દ્રાર્ક (યાવચ્ચન્દ્રદિવાકરૌ) આપણા યોગીઓની તથા રાજાની પણ કીર્તિ આ ભૂમિ ઉપર વિરાજીત થશે.' આ પ્રમાણેનું ભાષણ સાંભળીને, ગોરક્ષનાથે ત્હેમને આદેશ કર્યો અને અલખ જગાવતા ત્યાંથી આગળ અન્યત્ર તીર્થક્ષેત્રાદિકોને વિષે પોતાના ગુરૂ મચ્છેન્દ્રનાથની શોધમાં ચાલવા માંડયું.

પેલી તરફથી કાનીફનાથ જે આવી રહ્યા હતા અને આણી તરફથી ગોરક્ષનાથ જે જઇ રહ્યા હતા, તે બન્નેની માર્ગમાં મુલાકાત થઈ. ગોરક્ષનાથના સંગમાં બીજું કોઇ હતું નાહ, પરન્તુ કાનીફનાથની સાથે તો હાથી ઘોડા પાલખી સિપાઇ વગેરે પુષ્કળ થાટ તથા સાતસો શિષ્ય

પણ હતા. ગોરક્ષને જ્યારે કાનીફના માર્ગમાં લોકોએ આવતા જોયા, ત્યારે તેઓએ કહ્યું કેઃ— ॥સાખી॥

જોગી જાલંધરનાથજીકે ચેલે આયે કાનીફા જોગિરાજજૂં ।
છોડ દે રે મારગ દેખો અસવારી બાબા કાનીફા આયે મહારાજજૂં॥

એ જોગી! જાલંધરનાથના શિષ્ય કાનીફનાથની સ્વારી આવે છે, માટે રસ્તાપરથી એક બાજુએ થઇ જાઓ. માર્ગમાં ન ચાલો, અગર ઉભા રહો નહિ. ગોરક્ષે સાંભળ્યું અને વિચાર કર્યો કે હું એકલો છું એમ સમજીને માર્ગમાંથી મ્હને હાંકી કાઢવા માંગે છે. અસ્તુ! હવે આપણે પણ એને કાંઇક ચમત્કાર બતાવવો જોઇએ. એમ કહી થોડીક વિભૂતિ હાથમાં લીધી, અને પૃથ્વીપર ફેંકી દેતાવારને બધી રજકણમાંથી ફોજ તૈયાર થઇ ગઇ. પછી તે લોકો કાનીફના લોકોને કહેવા લાગ્યાં ભાઇ! માર્ગ છોડો! મચ્છેન્દ્રનાથના ચેલા ગોરક્ષનાથ યોગી આવે છે. તેઓ પણ કહી રહ્યા છે, કાનીફની સ્વારી આવી છે, માર્ગ છોડો. આ પ્રમાણે બન્ને તરફના લોકોનું ભાષણ તથા ઝગડો શરૂ થયો, અને કોઇ કોઇને માર્ગ આપતું ન હતું, પરન્તુ પરસ્પર એક બીજાને હઠાવવા લાગ્યા. ત્યારે કાનીફનાથ પર્યન્ત ખબર પહોંચી કે કોઇ જોગી માર્ગ આપતો નથી, અને ટંટો ફીસાદ કરે છે. ॥સાખી॥

બાત સુની ટેડી ક્રોધી ભયે સબ પકરલ્યાવો યહાં જોગિજૂં ।
પુંગી બજાવત નાદ સુના તબ દેખા તો ગોરખનાથજૂં॥

કાનીફે વાત સાંભળી અને પોતાના ચેલાઓને કહ્યું કે, 'શું જોઇ રહ્યા છો? કોણ એવી આડી વાત કરે છે અને રસ્તો છોડતો નથી? ત્હેને જલદી પકડીને મ્હારી પાસે લઇ આવો.' ત્યારે કાનીફના સઘળા ચેલાઓ ક્રોધાયમાન થયા અને અલખ જગાવતા આગળ ધસ્યા. એટલામાં ગોરક્ષનાથે પુંગી વગાડી, તેનો અવાજ સાંભળીને કાનીફે તથા શિષ્યોએ વિચાર કર્યો કે, આ પણ આપણા પંથનો હોય એમ જણાય

છે. ગોરક્ષે એટલામાં પોતાની માયા સમેટી લીધી અને પોતે એકલોજ ઉભો થઈ રહ્યો. શિષ્યોએ પૂછ્યું, 'સાંઇ આપ કોણ છો ?' ગોરક્ષે કહ્યું, 'હમારા ગુરૂને કહેજો કે ગોરક્ષનાથ આવ્યા છે. શિષ્યોએ જઇને કહ્યું, ત્યારે તો કાનીફનાથ આગળ આવીને 'આદેશ' કરવા લાગ્યા. ગોરક્ષે પણ હેમને 'આદેશ' કર્યા, અને બેઉ એક બીજાને આનંદથી મળ્યા. પછી કાનીફે પોતાના માણસોને ત્યાંજ કેરીના બાગમાં ઉતારો રાખવા હુકમ કર્યો, અને સઘળાનો મુકામ ત્યાંજ થયો. શિષ્યોએ ઝટ ગાદી તકીયા વગેરે બીછાવી દીધું, અને કાનીફનાથ ગોરક્ષનાથની સાથે ત્યાંજ થોભ્યા.

ગોરક્ષનાથે પ્રશ્ન કર્યો, 'સાંઇ! આપના ગુરૂ કોણ છે? આપનું નામ શું છે? તથા આસન મુદ્રા, યોગ, પાત્ર, મંત્ર, ઝોળી, દંડ, ધૂણી વગેરે શું આપ રાખો છો? અને ક્યાં જાઓ છો? તે વૃત્તાન્ત કહી સંભળાવો. આટલું સાંભળીને:— ॥સાખી॥

કાનીફજી કહેતા હે સાધો ગુરૂ જાલંધર મેરા ।
સદ્‌ગુરૂચરણ નજર ન આવે ઢુંઢત ફિરત અકેલા ॥
સાધો સાંઇ તુમ કહોજી કહો! ઢુંડે અંત ન પાયા ॥૧॥
જોગ ઉલટા મુદ્રા ખેચરી પશ્ચિમ પંથ હમારા ।
નાદ અનુહત બહુવિધ ગાજે ઉર્ધ્વબીદમો થારા ॥સાધો૦ ॥૨॥

કાનીફ કહેવા લાગ્યા, સાંઈ! આ શરીરનું નામ કાનીફ છે અને ગુરૂનું નામ જાલંધરનાથ છે. ઘણાં વર્ષથી દર્શન નહિ થવાથી, હેમની શોધમાં હમે સર્વત્ર વિચરીએ છીએ. આસન તો હમારૂં 'સિદ્ધાસન' છે; જે, મોક્ષને કપાટની સમાન આવરક એવા અજ્ઞાનનું ભેદન કરનારૂં છે. અથવા બ્રહ્મરંધ્રસ્થિત શિવ અને મૂલાધારસ્થિત શક્તિના ઐક્યને, કપાટ સમાન પ્રતિબંધક એવાં જે મૂલાધારથી બ્રહ્મરંધ્ર પર્યન્ત ચક્ર છે, હેમના ભેદન કરવામાં સમર્થ છે. ષટ્ચક્ર ભેદ કર્યો

વગર, શિવશક્તિની સામ્યસ્થિતિ થશે નહિ અને તેને માટે 'સિદ્ધાસન'જ ઉત્તમ છે. મુદ્રા તો હમારી ખેચરી છે.

**कपालकुहरे जिव्हा प्रविष्टा विपरीतगा ।**
**भ्रुवोरन्तर्गता दृष्टिर्मुद्रा भवति खेचरी ॥**

જીહ્વાને અવળી ફેરવીને કંઠમૂલમાં જે છિદ્ર છે, તેમાં પ્રવિષ્ટ કરવી અને ભ્રુકુટી મધ્યમાં દૃષ્ટિને નિશ્ચલ કરી દેવી, તેને ખેચરીમુદ્રા કહે છે છેદન, દોહન, કર્ષણાદિ કર્મોવડે જે યોગી ગુરૂએ કહેલા માર્ગે ઘણા કાલપર્યન્ત આ ખેચરીમુદ્રાનો અભ્યાસ કરે છે, ત્હેનાં ક્ષુધા, તૃષા, મૂર્છા, નિદ્રા, રોગાદિથી મરણતુલ્ય કષ્ટ દૂર થાય છે; અને કર્મફલથી બંધન તથા કાલમૃત્યુની પીડા પણ ત્હેને થતી નથી. જોગ હમારો ઉલટો છે. અર્થાત્ નાભિના મૂળમાં સૂર્યનાડી છે અને તાલુના મૂળમાં ચંદ્રનાડી છે સહસ્રદલ કમલથી જે અમૃતસ્રાવ થાય છે, તેને સૂર્યનાડી ગ્રાસ કરે છે, તેથી જીવને મૃત્યુ પ્રાપ્ત થાય છે. પરંતુ તે અમૃતનું ચંદ્રનાડીથી પાન થાય, તો યોગીને મૃત્યુનો ભય રહે નહિ. એટલા માટે, યોગી લોકો સૂર્યનાડીને ઉપર અને ચંદ્રનાડીને નીચે કરવા સારૂ, મસ્તકને પૃથ્વીપર સ્થાપન કરે છે તથા બન્ને હાથના તલ ભાગને પૃથ્વી ઉપર લગાડીને, પગને આકાશમાં લંબાવે છે. ત્યારબાદ કુંભકદ્વારા વાયુનો નિરોધ કરીને અમૃતપાન કરે છે. એજ વિપરીત 'ઉલટો' યોગ સમજવો એટલા માટેજ કહ્યું છે કેઃ—

**गोमांसं भक्षयेन्नित्यं पिबेदमरवारुणीम् ।**
**कुलीनं तमहं मन्ये इतरे कुलघातकाः ॥**

જે યોગી નિત્ય ગોમાંસ ભક્ષણ તથા અમરવારૂણીનું પાન કરે છે, ત્હેને હમે ઉત્તમ કુલોત્પન્ન સમજીએ છીએ. બાકી બીજા તો કુયોગી કુલનાશક છે, એમ જાણવું. અહીં ગોમાંસ*નો અર્થ તથા વારૂણી+નો અર્થ બીજો છે. ગો શબ્દને જીહ્વાનો વાચક સમજવો. તે જીહ્વાને

---

* ગાયનું માંસ. +મધ, દારૂ.

કપાલ છિદ્રને વિષે પ્રવિષ્ટ કરવી, તેને ગોમાંસભક્ષણ કહ્યું છે અને તે મહાપાતકોનું નાશક છે. તથા તાલુની ઉપરના છિદ્રમાં જીહ્વાના પ્રવેશની ઉષ્માથી ભ્રુકુટીની અંદર વામભાગમાં સ્થિત ચંદ્રામૃત દ્રવિત થઇને જીહ્વાગ્રમાં પ્રાપ્ત થાય છે, તેને અમર વારૂણીનું પાન કહ્યું છે. અસ્તુ! કાનીફનાથ કહે છે, સાંઇ! હમારા હાથમાં સદ્બોધરૂપી પાત્ર વાસ કરે છે, અને અજપા ગાયત્રીમંત્ર (હંસ, સોહં) સદા જપીએ છીએ. હમે અહંકારને સળગાવીને, તેની વિભૂતિ શરીરે લગાડી છે, અને પંચરંગી-પૃથ્વી આપ તેજ વાયુ આકાશ ઇત્યાદિ પંચતત્વોની--કફની પહેરેલી છે, ચારે મુક્તિજ હમારી ઝોળી છે તથા ઉપદેશદંડ હાથમાં લીધો છે અને કામક્રોધની ધુની હમારી પાસે બળ્યાં કરે છે. સાંઇ! હમારા ગમનનો માર્ગ પૂર્વનો નથી, પશ્ચિમનો છે; એ માર્ગ ગમન કરીને હમે સદા ઉર્ધ્વસ્થાનમાં સ્થિત થઇએ છીએ. વિશ્રાન્તિ લઇએ છીએ.

શરીરમાં દશ પ્રધાન નાડીઓનું ચક્ર છે. તેમાં ઇડા, પિંગલા અને સુષુમ્ના શ્રેષ્ઠ છે. નાકના વામભાગમાં ઇડા, દક્ષિણ ભાગમાં પિંગલા, અને મધ્યમાં સુષુમ્ના નિવાસ કરે છે. સકલ નાડીઓને આધારભૂત તેમજ મોક્ષનું દ્વાર હોવાથી, સુષુમ્ના સર્વમાંજ શ્રેષ્ઠ છે. મનુષ્યોની નાભિની નીચે, સર્વ નાડીઓનું ઉત્પત્તિ સ્થાન, કુકકુટના અંડના સમાન જેની આકૃતિ છે, એવો એક કંદ છે. તેની મધ્યમાં સુષુમ્નાની સ્થિતિ છે. ત્યાંથી સુષુમ્ના આધારચક્રમાં આવી છે. આધારચક્રમાંથી સ્વાધિષ્ઠાન ચક્રમાં, ત્યાંથી મણિપૂરચક્રમાં અને ત્યાંથી ઉપર અનાહત ચક્રમાં આવીને કંઠચક્રમાં આવી પહોંચી છે. એ જગોએથી તેના બે માર્ગ થયા છે; એક પૂર્વ અને બીજો પશ્ચિમ. પશ્ચિમમાર્ગ તો ગરદનની પાછળ સ્થિત જે મેરૂદંડ છે, તે દ્વારા બ્રહ્મરંધ્રમાં જાય છે, અને પૂર્વમાર્ગ તો ભ્રુકુટિ મધ્યમાં સ્થિત જે આજ્ઞાચક્ર છે, તે દ્વારા બ્રહ્મરંધ્રમાં જઇ પહોંચ્યો છે. એ બન્નેમાં પશ્ચિમમાર્ગ ઉત્તમ કહ્યો છે.

**द्वितीयं सुषुम्नाद्वारं परिशुद्धं विसर्पति ।**

યોગમાં કુશળ યોગી સુષુમ્નાનું નિર્મલ જે દ્વિતીયદ્વાર અર્થાત્ પશ્ચિમમાર્ગ, તે માંહેજ પ્રાણવાયુને વહન કરતાં બ્રહ્મરંધ્રમાં પ્રવિષ્ટ કરે છે. ષટ્ચક્રનું ભેદન કરીનેજ પ્રાણવાયુને દશમદ્વારમાં લઇ જવાની સમર્થતા આવે છે. એટલા માટે, પ્રાણાયામનો અભ્યાસ, તેનાવડે નાડીચક્રની શુદ્ધિ અને ત્યારબાદ સુષુમ્નાનો મુખભેદ થઇને, પ્રાણની સુખપૂર્વક દશમદ્વારમાં ગતિ થાય છે. માટે, કાનીફનાથે જે કહ્યું કે, હમારૂં પશ્ચિમમાર્ગે ગમન થાય છે, તે પશ્ચિમદિશા ન જાણવી, કિન્તુ સુષુમ્નાનો પશ્ચિમમાર્ગ. તેમજ ઉર્ધ્વ સ્થાનમાં સ્થિતિ, યાને બ્રહ્મરંધ્ર યા દશમદ્વાર, કિંવા સહસ્ત્રદલકમલરૂપી સ્થાનમાં નિત્ય વિશ્રાન્તિ લે છે, એમ સમજવું. અસ્તુ! કાનીફે કહ્યું, 'સાંઇ! આ પ્રકારની હમારી રીત, ગતિ, સ્થિતિ આપને કહી. હવે આપ પણ આપનું તથા ગુરૂનું નામ, અને પંથ, મુદ્રા. આસન, તથા ક્યાં જાઓ છો તે વગેરે વૃત્ત કહીને કર્ણને શાન્ત કરો.

તે સાંભળીને ગોરક્ષનાથ કહેવા લાગ્યા, 'કાનીફનાથજી! હમારૂં નામ ગોરક્ષ છે, અને ગુરૂનું નામ મચ્છેન્દ્રનાથ છે. હમારી મુદ્રા ખેચરી, જોગ ઉલટા, આસનસિદ્ધાસન, અને માર્ગ પણ પશ્ચિમ છે. હે કાનીફનાથ! :—

**गंगायमुनयोर्मध्ये बालरंडां तपस्विनीम ।**
**बलात्कारेण गृण्हीयात्तद्विष्णोः परमं पदम् ॥**
**एतद्विमुक्तिसोपानमेतत्कालस्य वंचनम् ।**
**यद्व्यावृत्तं मनो भोगादासक्तं परमात्मनि ॥**

વામનાકસ્થિત ગંગારૂપ ઇડા નાડી અને દક્ષિણ નાકસ્થિત યમુના-રૂપ પિંગલા નાડી, એ બન્નેના મધ્યમાં સ્થિત જે બહુલ પ્રકાશયુક્ત અને બાલરંડા યાને બાલના સમાન સૂક્ષ્મવાયુ સંચાર કરનારી સુષુમ્ના નાડી, તેને બળાત્કારથી, અર્થાત્ પ્રાણાયામાદિ અભ્યાસવડે વશીભૂત

કરવી. તેનું વશીકરણજ સર્વવ્યાપી પરમાત્મા વિષ્ણુનું પરમપદ સમજવું, કે જેને માયા અને તેના કાર્યનો સંપર્ક નથી. વિષયજન્ય સુખથી મન નિવૃત્ત થઇને, તેની જે કાર્યાકારણાતીત પરમાત્માને વિષે આસક્તતા થવી, એજ મુક્તિનો આરોહણમાર્ગ અને કાલના જયનું સાધન છે. અર્થાત્ એજ ઉપાયથી મૃત્યુ નિવૃત્ત થાય છે. અસ્તુ ! સાંઇ ! હમે પણ ગુરૂદર્શન વાસ્તે અનેક સ્થળમાં વિચરીએ છીએ, પરન્તુ ક્યાંઇ પત્તો લાગતો નથી.

આ પ્રમાણે ઉભયનું પરસ્પર ભાષણ થતાં બપ્પોરનો વખત થઈ ચૂકયો, અને સઘળાને ભુખ પણ લાગી. કાનીફનાથે વિચાર કર્યો કે, દત્તાત્રેયની કૃપાથી ગોરક્ષનાથને મચ્છેન્દ્રગુરૂનો લાભ થયો છે, તો એમને કેવા પ્રકારની વિદ્યા પ્રાપ્ત થઇ છે, તે જોવું, તથા આપણું પણ ગૌરવ બતાવવું. પછી ગોરક્ષનાથને કહેવા લાગ્યા કે, આપણા સંભાષણમાં કેટલો સમય વ્યતીત થયો, તેની પણ કોઇને શુદ્ધિ રહી નહિ. બપ્પોરનો વખત થયો છે, માટે આ જે કેરીનો બગીચો છે, એમાં વૃક્ષોને પુષ્કળ ફળ લાગેલાં છે, અને તે પરિપક્વ થયાં છે, તો આપ પ્રથમ એ કેરી તો ખાઓ. ગોરખે કહ્યું કે, મ્હારે કશું નહિ જોઇએ; આપના દર્શનથી ક્ષુધા તૃષા શાન્ત થઈ ગયાં. કાનીફે કહ્યું, એમ ન થઇ શકે; હું મ્હારા શિષ્યો પાસે તોડાવી મંગાવું છૂં, આપ ખાઇને તૃપ્ત થાઓ. ગોરક્ષે કહ્યું, હાલમાં આપની પાસે શિષ્યો છે, પણ જ્યારે નહિ હોય, ત્યારે આપ શું કરશો ? એથી આપની જો ફળ ખાવાની ઇચ્છા હોય, તો ગુરૂકૃપાથી સંપાદન કરેલી વિદ્યાનો પ્રભાવ દેખાડો, અને કોઇએ હાથે નહિ તોડેલી એવી કેરીઓ એમને એમ અહીં લાવી આપો. કાનીફે કહ્યું, આપની જો એવી ઇચ્છા હોય, તો ગુરૂકૃપાથી અહીં બેઠા બેઠાજ ફળોને આપની સમક્ષ રજુ કરી દઉં. પછી કાનીફે હાથમાં ભસ્મ લીધી, અને વિભક્ત અસ્ત્રના મન્ત્રનો જપ કર્યો, અને આંબા ઉપર તે વિભૂતિ છોડી

દીધી. તથા આકર્ષણ મંત્રનો પ્રયોગ કરતાંજ ઝાડપરથી કેરીઓ આપોઆપ તૂટવા લાગી, અને કાનીફનાથની આગળ તેમનો ઢગ થઇ ગયો. અનેક રંગની તથા મધુર સુવાસિક કેરીઓને અંતરિક્ષમાંથી આવતી જોઇને સર્વને આનંદ થયો, અને શિષ્યાદિ સઘળું કટક કાનીફનાથની શકિત જોઇને આશ્ચર્યભરિત થયું. બાદ કાનીફે ગોરક્ષનાથને આમ્રફલ આપ્યાં તથા પોતાની સર્વમંડળીને સુદ્ધાં વ્હેંચ્યાં. ગોરખે વિચાર કર્યો કે, કાનીફે ચમત્કાર બતાવ્યો તો ખરો! હવે આપણે પણ એને આપણું પાણી બતાવીશું. પછી ગોરક્ષનાથે કહ્યું કેઃ—

કહે ગોરખા વે સુનો કાનિફાજી। ભરે પેટ સબકે ભયે જોગીરાજી।
મગર બાગ જીસ્કા ભઈ ઉસ્કી હાની। નફાહોય ઐસી કહો સિદ્ધબાની॥

કાનીફનાથ! આપ તો સમર્થ વિદ્યાપ્રભાવશાલી છો, એમાં કશો સંદેહ નથી. આપે સઘળાને આમ્રફલના રસથી સંતૃપ્ત કીધા. સર્વનાં પેટ ભરાયાં, સઘળાજ રાજી થયા પરંતુ જેનો બાગ છે, ત્હેને કેટલી બધી હાનિ થઇ! સાધુવડે કોઇને ઉપસર્ગ યા હાનિ ન પહોંચવી જોઇએ; માટે હવે કોઇક એવી સિદ્ધવાણી કહો કે, જેનાથી બાગ વાળાને નફો થાય. અર્થાત્ કેરી ખાઇને તેના ગોટલા તથા ઉપરના છોતરાં જે ફેંકી દીધાં છે, તેનાં પહેલાનાં જેવાંજ આમ્રફળ બની જઇને વૃક્ષ ઉપર જ્યાંત્યાં લટકી રહે એવું કામ કાંઇક કરી બતાવો તો ઠીક! તે સાંભળીને કાનીફે કહ્યું, ગોરક્ષનાથ! એવો કોણ બ્રહ્મદેવનો બેટો છે કે જે કેરીઓને પૂર્વવત્ સજીવ કરીને ઝાડો ઉપર લટકાવી દે! ગોરક્ષે કહ્યું, જે પરમપવિત્ર નિઃસીમ ગુરૂપુત્ર હશે, ત્હેને એમાં શું અઘટિત છે? એ તો બ્રહ્માને પણ ઉત્પન્ન કરી શકે, તો આના શા ભાર છે? જે શેષનાગે અખિલ બ્રહ્માણ્ડને માથા ઉપર ધારણ કર્યું છે, તેને પર્વત ઉંચકવામાં શો ક્લેશ? સૂર્યતેજને શાન્ત કરી દેનારો અગ્નિના તણખલાથી શી રીતે નાશી જશે? ઉદરમાં ઉદધિને ધારણ કરનાર અગસ્તિ ગોષ્પદના જલને જોઇને અટકી રહેશે? સ્વપરાક્રમથી ક્ષીરાબ્ધિને

પોતાનો ગૃહનિવાસી કરનારો, છાશને માટે ભીખ કેમ માંગશે ? સારાંશ, ગુરૂકૃપાથી જે બ્રહ્માંડને પણ નિર્માણ કરી શકે છે, ત્હેને આ ફળોને સજીવન કરીને ઝાડોપર લટકાવી દેવાં, એ શું અશક્ય છે ? ગોરક્ષનું વચન સાંભળીને કાનીફને ઠીક ન લાગ્યું અને ત્હેણે કહ્યું, "હો ! હો ! ત્હમને અને ત્હમારા ગુરૂને હું સારી પેઠે ઓળખું છું. ત્હમારો કેવો પ્રભાવ છે તે બતાવો." પછી ગોરક્ષનાથે, સંજીવિની મંત્રનો જપ કર્યો, અને ભસ્મ તે કેરીઓની છાલપર ગોટલાપર નાંખતા વારને, તેઓ બધીજ પૂર્વવત્ બની ગઈ. બાદ સ્પર્શાસ્ત્રમંત્રથી ભસ્મ અભિમંત્રિત કરીને તે કેરીઓપર નાંખી, અને મુખથી કહ્યું:—

॥ આર્યા ॥ ગોરખ કહે ફલનકો અપને અપને મકાન જાબેટા ।
હે એકતાંચિ સારી પુનરપિ જાઊનિ લાગલી દેઠા ॥

બેટા ! પોતપોતાના મકાન પર જઇને નિવાસ કરો. આ પ્રમાણે ગોરખની આજ્ઞા ફળોએ સાંભળી, અને તેઓ સઘળાં અદ્ધરનાં અદ્ધર અંતરિક્ષમાંથી પક્ષીઓની પેઠે જવા લાગ્યાં, અને જ્યાં જ્યાં જે જે ડાળીઓપર જેએ હતાં, તેઓ સઘળાં પહેલાંની માફક ત્યાં ત્યાં ચોંટી ગયાં અને લટકવા લાગ્યાં, ત્યારે તો કાનીફનાથ એની વિદ્યાથી ચકિત થયા. અને પોતાના કરતાં પણ એ વધારે પ્રભાવશાલી છે, એમ મનમાં સમજ્યા. સઘળાજ લોકો ગોરક્ષની આ કૃતિ જોઇને તારીફ કરવા લાગ્યા અને એ મહાસિદ્ધયોગી છે, એવી તેઓની પણ ખાતરી થઇ ગઇ. ત્યારબાદ કાનીફનાથ બોલ્યા, 'ગોરક્ષ ! ત્હમારી આ વિદ્યા હમે જોઇ, પરંતુ તેને અને ત્હમને ધીક્કાર છે. કેમકે:-

તેર્યા રાજમેં ભોગમેં ધુંદ જોગી મગન્મસ્ત હૈ ફસ્ત કીયા બિરાગી।
ગુરૂબંદગીમેં નહિ ચિત્ત તેરા। ઉદાસીન તૂ ક્યૌં ફિરે હૈ ગવ્હારા॥

ત્હમારા ગુરૂ મચ્છેન્દ્રનાથ યોગી કહેવડાવે છે, અને સ્ત્રીઓના રાજ્યમાં નાના પ્રકારના ભોગ ભોગવી રહ્યા છે. એણે વૈરાગ્યને ફસ્ત

કરી દીધો છે અને ભોગમાં મગ્નમસ્ત થઈને, સ્ત્રી પુત્ર પરિવાર સમેત ત્યાં વિલાસ કરી રહ્યા છે. મનમાં વિષયવાસના, પરંતુ જગતમાં જીતેન્દ્રિયપણું દેખાડવું એ પ્રકારની ત્હમારાગુરૂની સ્થિતિ છે; એ વાતની ત્હમને શુદ્ધિ નથી અને ત્હમારી વિદ્યાનો પ્રભાવ દેખાડીને પૃથ્વી ઉપર જે ત્હમે વિચરો છો, તે એ શું વ્યાજબી છે? પહેલાં ત્હમારા ગુરૂને ત્યાં આગળથી છોડાવી લાવો, તો સારી વાત છે! નહિ તો સઘળું વ્યર્થ. એમ કર્યાથી આ પંથની સર્વત્ર અપકીર્તિ થઈ રહી છે.

કાનીફનાથનું ભાષણ સાંભળીને ગોરક્ષનાથ પણ કહેવા લાગ્યા કે, સાંઇરાજ! આપની વાત સત્ય હશે, પરન્તુ આપના ગુરૂની શી સ્થિતિ છે, તેની આપને પણ ક્યાં ખબર છે? જે સ્ત્રી, પોતાનો પતિ બીમાર પડયો છે એવે સમયે, પોતાના અંગ ઉપર ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરે અને મિષ્ટાન્ન ખાનપાન વગેરે ચલાવે, ત્હેને પતિવ્રતા કોણ કહેશે? રાજાની ઉપર શત્રુ ચઢાઇ કરીને આવ્યો છે, એવે વખતે મંત્રી સુખે કારભાર કરતો હોય, તે પ્રમાણે ત્હમારી કૃત પ્રતીત થાય છે. રાહુએ ચન્દ્રમાનો ગ્રાસ કર્યો હોય એવે સમયે ચકોરપક્ષી કદી આકાશમાં આનંદપૂર્વક ક્રોડા કરશે? નહિજ. અગસ્તિએ સમુદ્રનું પાન કર્યું અને મેઘ આનંદમાં આવી જઇને ગર્જના કરતો હોય, એવો અપુર્વ ચમત્કાર હમે જોઇ રહ્યા છીએ. ત્હમારા પોતાનાજ ગુરૂની શુદ્ધિ નથી અને બીજાની નિન્દા કરો છો, એ કેવું આશ્ચર્ય?

ગુરૂનાથ તેરા કુવા બીચડારા। ભરી લીદ ઉપર ભયે બર્સબારા।
કહે લોક યે ફંદ મૈનાવતી કા। કિયા હૈ સબબ ઘાત ઐસા જતીકા॥

લોકવાર્તા એવી છે કે મૈનાવતીના ફંદમાં ફસાવાથી રાજાગોપીચંદે ત્હમારા ગુરૂજાલંધરનાથને કુવામાં નાંખી દીધા અને ઉપર લાદ માટી ભરી દીધી છે. એ વાતને બાર વરસ થવા આવ્યાં, પણ ત્યાંથી છુટવાનું એમનામાં સામર્થ્ય નથી; અને ત્હમે તો આણી તરફ

અનેક શિષ્યો અને હાથી ઘોડા વગેરે સરંજામને સાથે લઇને આનંદભેર પૃથ્વીપર વિચરો છો. એ શું નિસ્સીમ ગુરૂભક્તિનું દર્શક છે? સમુદ્ર જાતે ખારો અને ગંગાનાજલને મોળું છે એવું નામ રાખે છે, તે પ્રમાણે ત્હમે પણ ત્હમારા કર્મને જાણ્યા વગર, મ્હને તથા મ્હારા ગુરૂને ધીક્કારો છો, એ કેવું આશ્ચર્ય! અથવા આશ્ચર્ય પણ શેનું? કવિ કહે છે કે:-

**सहजान्धदृशः स्वदुर्नये परदोषेक्षणदिव्यचक्षुषः।**
**स्वगुणोच्चगिरो मुनिव्रताः परवर्णग्रहणेष्वसाधवः॥**

અસાધુ (ખલ) પુરૂષોનું એ લક્ષણ છે કે, તેઓ પોતાના દોષ જોવાને માટે સ્વાભાવિક અંધ થઇ જાય છે. મૂસળના જેવા મોટા પોતાના દોષ હશે, તોપણ તેઓ ત્હેમને જણાતા નથી, પરન્તુ બીજામાં કુશાગ્ર દોષ પણ હશે, તોપણ તે જોવાની દિવ્ય દૃષ્ટિ ત્હેમની થઇ જાય છે. તથા પોતાની પ્રશંસામાં જેમની વાણી પ્રગલ્ભ થાય છે, અને બીજાનું સ્તવન કરતી વખતે, તેઓ મૌનવ્રતનું અવલંબન કરે છે. પરંતુ સાંઇ! આપ તો સાધુ યોગી છો, તેમ છતાં આપનામાં એ ગુણો જણાતા હોય, તો તે કેટલું આશ્ચર્ય? એના ઉપર એક દૃષ્ટાન્ત સાંભળોઃ-

એક સ્થાનમાં કોઇ એક મનુષ્ય પોતાના મિત્રના ગુણોની પ્રશંસા અન્ય લોકોની આગળ કરી રહ્યો હતો, અને તે વખતે જેની પ્રશંસા ચાલી રહી હતી, તે મનુષ્ય પણ બહાર ઉભો રહીને સાંભળતો હતો. ત્યારે એ લોકોમાંથી એકે કહ્યું કે, 'ભઇ! ત્હમે કહ્યા તેવા ગુણો તો એનામાં છે, પરંતુ બે મોટા દોષ છે. 'એક એ મહાસાહસી છે, અને બીજો અત્યંત ક્રોધી છે. ત્હેનું ભાષણ સાંભળીને, બ્હાર જે આદમી ઉભો હતો અને પોતાના ગુણ દોષનું વર્ણન સાંભળી રહ્યો હતો, તે એકાએક અંદર આવ્યો અને ક્રોધથી ત્હેના ગળામાં પોતાના ધોતીયાનો ફાંસો નાંખીને કહેવા લાગ્યો કે, " હેમરે! મ્હેં સાહસ

ક્યારે કીધું અને ક્રોધ ક્યારે કીધો તે કહે.” ત્યારે ત્યાં બેઠેલા બધાજ લોકો હસવા તથા બોલવા લાગ્યા કે, ‘બાપ! ત્હમારા સાહસ તથા ક્રોધ આ વખત ત્હમે સર્વને પ્રત્યક્ષ દેખાડી રહ્યા છો.’ એ સાંભળીને તે શરમીંદો પડી ગયો. સારાંશ, આ પ્રમાણે મૂઢને પોતાના સ્પષ્ટ તેમજ મોટા મોટા દોષ પણ દેખાતા અને સમજાતા નથી. દીવા તળે અંધારૂં અને બીજાને તે પ્રકાશ દેખાડે છે, કિંવા તીર્થાદિમાં સ્નાન કરતી વખતે, ક્ષેત્રસ્થ બ્રાહ્મણ પોતે નહાયા વગર, બીજાને દેહશુદ્ધિ માટે સંકલ્પ મંત્ર સંભળાવે છે, અથવા ચંદ્રમાં કલંક હોવા છતાં, જેમ તે સૂર્યની નિન્દા કરતો હોય, તેજ પ્રમાણે ત્હમે પણ આવી કૃતિ કરી રહ્યા છો. ત્હમારા ઐશ્વર્યને, પરિવારને, વિદ્યાને ધીક્કાર છે અને કલંક છે કે ગુરૂ તો ખાઇમાં સડે છે અને શિષ્ય તો આનંદથી લોકો પાસે પૂજન કરાવે છે, અને ભોગ ભોગવી રહ્યા છે. એટલું સાંભળીને કાનીફે કહ્યું, ગોરક્ષનાથ !

॥સાખી॥ અમર હમારા નાથ જાલંધર જોગિનમેં સિરતાજ જૂં ।
મેરા મછિંદર સબ ઘટપૂરન પાપ નિવારન કાજ જૂં ॥

હમારા ગુરૂ જાલંધરનાથ સદા અમર છે, ત્હેમને અપાય કરવાનુ ગોપીચંદનામાં સામર્થ્ય નથી. ઉદકમાં પ્રતિબિંબિત થએલો એવો જે સૂર્ય તે કદી શીતતાથી કંપિત થાય ખરો? તેજ પ્રમાણે દેહમાં જો કે હમારા ગુરૂનો નિવાસ છે, તોપણ તેઓશ્રી વિદેહી છે, અર્થાત્ દેહાદિના વિકારથી ત્હેમનામાં કદી વિકૃતિ થવાની નહિ. ગોરક્ષનાથ બોલ્યા, ‘હે કાનીફનાથ! હમારા ગુરૂ મચ્છેન્દ્રનાથ પણ સર્વમાં સ્થિત હોવા છતાં સર્વથી ન્યારા છે. ઘરમાં, મઠમાં આકાશ વ્યાપ્ત થએલું જણાય છે, તેમ છતાં તે જેમ નિર્વિકાર હોય છે, તે પ્રમાણે હમારા ગુરૂ અહીં રહે અગર સ્ત્રી રાજ્યમાં રહે. તે સરખુંજ સમજવું. પવન સઘળી વસ્તુનો સ્પર્શ કરતો હોવા છતાં, કોઇપણ જગોએ અટકી જઇને ભરાઇ રહેતો નથી તેજ પ્રમાણે, યોગી પણ વિષયોમાં,

ઇન્દ્રિયોમાં રમે છે, તોપણ ગુણ દોષોથી ત્હેનો બોધ મલિન થતો નથી. સ્રક્, ચન્દન, વનિતા એ સર્વને વાયુ આલિંગન દઈને પણ અલિપ્ત રહે છે; પવનથી જાળ ઉડે છે, પરંતુ તે એ જાળમાં અટકી શકતો નથી, તેજ પ્રમાણે યોગી માયાજાળમાં ફસાતો નથી, પરંતુ ઉલટી માયા જાળ એના સંબંધથી ઉડીને નષ્ટ થઇ જાય છે. વાયુ વાય છે તો તેના ગળામાં પુષ્કળ પ્રકારના સુગન્ધ આવીને પડે છે, તોપણ તે તેની આસક્તિ છોડી દે છે, તેજ પ્રમાણે યોગી સકલ પ્રાણીઓના શરીરમાં આત્મત્વથી પ્રવિષ્ટ થએલો હોય છે, એટલા માટે દેહગુણોનુંસ્થાન છે તોપણ, તેમાં તેની અસક્તિ રહેતી નથી; પરન્તુ એ તેનાથી અલિપ્તજ રહે છે. વિષયોના ધર્મ 'શીત, ઉષ્ણ, કટુમધુર' ઇત્યાદિ નાનાવિધ હોય છે, અને એ વિષયો જગત્‌માં જ્યાં જુઓ ત્યાં ફેલાઇ રહેલા જણાઇ આવે છે; એથી તેમની સાથે સંબંધ તો થવાનોજ. પરન્તુ યોગી પુરૂષે તે વિષયોમાં પ્રવેશ કરીને પણ પોતાના ચિત્તને, તે વિષયોના ગુણદોષાદિકોથી અલિપ્ત રાખવું, અને ક્યાંઇ પણ આસક્ત નહિ થઇ જવું. પવન અરણ્યમાં, દાવાગ્નિમાં, સુગંધ પદાર્થોમાં, દુર્ગન્ધ સ્થાનમાં, પાંજરામાં સંચાર કરે છે, પરન્તુ કોઇપણ સ્થળે આસક્ત થઈ રહેલો જણાય છે ? નહિજ. તેજ પ્રમાણે આસક્તિ રહિત ચિત્તવૃત્તિ યોગીઓએ રાખવી જોઇએ; અને જેઓ પૂર્ણ યોગી છે, ત્હેમની તો હોય છેજ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

**यथा रविः सर्वरसान्प्रभुंक्ते हुताशनः सर्वगतं विभक्षेत्।**
**तथैव योगी विषयान्प्रभुंक्ते न लिप्यते कर्म शुभाशुभैश्च॥**

સૂર્ય જે પ્રમાણે અનેક રસ (શુદ્ધાશુદ્ધઉદક)નું શોષણ કરે છે, કિંવા અગ્નિ જેમ અખિલ પદાર્થ ( મલ વગેરે )ને પણ ભક્ષક કરવા છતાં દોષિત થતો નથી, તેજ પ્રમાણે, યોગી વિષયાદિકોનું સેવન કરે, તોપણ શુભાશુભ કર્મોવડે ત્હેને કોઇ પણ પ્રકારનો લેપ (દોષ) થતો નથી. દીપકના પ્રકાશથી વિલાસી પુરૂષ નાના પ્રકારના વિષયોનો ભોગ

કરે છે, તથા જ્ઞાની પુરૂષ તેના પ્રકાશથી સચ્છાસ્ત્ર, પુરાણુ ઇત્યાદિ વાંચે છે, પરંતુ તે બન્ને કર્મોમાં દીપ જેમ અલિપ્ત, તેજ પ્રમાણે મચ્છિન્દ્રનાથ સ્ત્રીરાજ્યને વિષે ગએલા હોવા છતાં, હેમને વિષયાતીત નિર્લેપજ સમજવા. અસ્તુ ! કાનીફ્નાથ ! આપ આ પ્રકારના હમારા ભાષણથી કાંઇ ખોટું ન લગાડશો. આપના સમાગમથી ઘણો આનંદ થયો, કેમકે હમે પણ ગુરૂની શોધ માટે ફરતા હતા તે આપને મ્હોંડેથી નિશ્ચિત સ્થાન સમજાયું. હવે, હું સત્ય કહું છું કે, જો હું મચ્છેન્દ્રનાથનો ચેલો હોઉં, તો જ્યાં તેઓ છે, ત્યાં જઇને લઇ આવ્યા વગર રહું નહિ.'

કાનીફ્નાથે કહ્યું, ગોરક્ષનાથ ! આપના પણ દર્શનથી હમને આનંદ થયો તથા ગુરૂની સ્થિતિ સમજાઇ, એ ઉત્તમ થયું. હમારા ભાષણ માટે પણ આપે મનમાં કાંઇ બુરાઇ ન લાવવી. હવે જે રાજા ગોપીચંદે અવિવેકથી જાલંધરનાથને કુવામાં ડાટી દીધા છે, હેને ત્યાં જઇને ક્ષણવારમાં ખાક બનાવી દઉં છું. ગોરક્ષનાથે કહ્યું, કાનીફ ! આકાશને કોઇનો હાથ સ્પર્શ કરી શકતો નથી, તેજ પ્રમાણે સાધુ, યોગી, પરમ હંસાદિના આચારને કોઇએ નિન્દવાં નહિ જોઇએ. સાધુઓને તો મુખ્યતઃ શાન્તિનું અવલંબન કરવું ઉચિત છે, કેમકે તે તારક છે. અને ષડ્રિપુ જે કામક્રોધાદિ, તેઓ કરાલ તલવારની ધાર સમાન મારક છે. કેટલાક સાધુ અને યોગી પુરૂષ 'ક્ષુધા, તૃષા, શીત ઉષ્ણ, વર્ષા વાયુ, જીહવા ઉપસ્થના વિષય ઇત્યાદિ અપરંપાર સમુદ્રમાંથી પાર થઇ જાય છે, યાને વિષયવાસનાને જીતે છે, અને ગોષ્પદ (કાદવમાં ગાયનાં પડેલાં પગલાં માંહેનાં જળ)માં ડૂબી જાય છે. કેમકે, અત્યંત દુર્ઘટ વિષયવાસનાને રોકીને, આખરે વ્યર્થ ક્રોધ જાળમાં ફસાઇ પડે છે; અને પાણીમાં ડૂબનારા મનુષ્યના માથા ઉપરની દ્રવ્યની પોટલી પણ જેમ ડુબી જાય છે, તેવીજ એમની પણ અવસ્થા થાય છે. યાને ઘણા વખત સુધી ઘોર તપાદિ કરીને પુણ્યની પોટલી જે સંચિત કરી રાખી હોય છે, તે

પણ ક્રોધાવેશમાં કોઇને શાપ વગેરે દઇને વ્યર્થ ગુમાવે છે. સારાંશ નહિ મોક્ષ અને નહિ વિષયોપભોગ એ પ્રમાણે ત્હેમને સર્વથા હાનિજ થાય છે. માટે આપ પૂર્ણ શાન્તિ રાખીને કાર્ય કરો આપના ગુરૂની હમારી સાથે મુલાકાત થઇ હતી, તે વખતે ત્હેમણે હમને કહ્યું હતું કે, આ મ્હારી સ્થિતિ કાનીફનાથ કરીને જે હમારા શિષ્ય છે, ત્હેમને સમજાવીને રાજાના કલ્યાણ પુર્વક કુવામાંથી હમારો ઉદ્ધાર કરાવજો. જેથી આચન્દ્રાર્ક આપની તથા રાજાની કીર્તિ આ જગતૂમાં કાયમ રહે. નહિ તો, શું એ રાજાને શાસન કરવાનું હમારામાં સામર્થ્ય ન હતું! અગર ત્હમારા ગુરૂ જે, આજ બાર વરસ તક લૌકિક દૃષ્ટિએ કુવામાં ડટાઇ રહેલા છે, ત્હેમનામાં એને શિક્ષા કરવાનું સામર્થ્ય શું નહિ હતું? પરંતુ સાધુઓનું એવું શીલ નથી હોતું, માટે હમે અગર ત્હેમણે કશું કર્યું નહિ. તેજ પ્રમાણે ત્હમે પણ દયા ક્ષમા શાન્તિનો સ્વીકાર કરો, અને ગુરૂને કુવામાંથી કાઢીને, રાજાનું પણ પરમ કલ્યાણ કરો. હવે હમે ગુરૂને તેડી લાવવાને જઇએ છીએ.

આ પ્રમાણે બન્નેનું સંભાષણ થયું અને આદેશ કરીને, અલખ જગાવતા બન્નેય જણા બે બાજુએ જતા રહ્યા આ સ્થળે એવી પણ શંકા ઉઠે કે, બન્ને યોગમાં વિશારદ હતા તથા પરચિત્ત પરીક્ષક હતા, તો ત્હેમને પોતાના ગુરૂની શુદ્ધિ કેમ ન સમજાઇ? તો એના સમાધાનમાં કહેવામાં આવે છે કે, એ સઘળા નવનાથ (નવયોગી) લીલા કરવાને અવતીર્ણ થયા હતા. એમણે કેટલાંક સ્થાન અને કાળમાં જેમ શોભાવહ થઈ પડે તેમ, અજ્ઞાની તેમજ જ્ઞાનીને યુક્ત એવું ચરિત્ર કર્યું છે. પરમાત્મા શ્રીરામની જાનકી માટેની શોધ અને શોક શું તાત્વિક દૃષ્ટિએ સત્ય છે? પરન્તુ તે શરીરમાં અને તે કાળમાં સામાન્ય જનતાના સમાનજ ત્હેમણે આચરણ કર્યું હતું આપ તેની લીલા પણ જોશો, તો ઉપરનો અર્થ અને તાત્વિક અર્થ જૂદાજ જોવામાં આવે છે; તેજ પ્રમાણે એ લોકો જો કે નવનાથ જ્ઞાની અને યોગ સંપન્ન હતા, તોપણ

ગુરૂશિષ્યાદિકોનું મહત્વ દેખાડીને લીલા કરી રહ્યા હતા, તેથી એમને પણ સામાન્ય લોકોનું કેટલીક વખત અનુકરણ કરવું પડયું હતું. इति अलम्.

॥ દોહા ॥ તિર્યારાજમેં ગોરખ ચલે, લિયા ગુરૂકા નામ ।
કાનીફા બંગાલે ચલે, સુનત ગુરૂ કો ઠામ ॥

ગોરક્ષનાથ પોતાના ગુરૂ મચ્છેન્દ્રનાથને લાવવાને માટે ત્હેમના સ્મરણપૂર્વક સ્ત્રીઓના રાજ્યમાં ગયા, અને કાનીફનાથ બંગાળ દેશમાં રાજા ગોપીચંદની નગરીમાં ગયા.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंद सरस्वती-
शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे कानीफगोरक्ष-
संवादोनाम चतुर्थोऽध्यायः ॥
॥ श्रीगुरुदत्तात्रयोपर्णमस्तु ॥
। इति शिवम् ।



# पंचमोऽध्यायः

चन्दनं शीतलं लोके चन्दनादपि चन्द्रमाः।
चन्द्रचन्दनयोर्मध्ये शीतला साधुसंगतिः ॥ सु. र. ॥

જાલંધરરૂપી ચન્દ્રમાનો ગોપીચન્દરાહુએ ગ્રાસ કરેલો જોઇને કાનીફ અને ત્હેમના સાતસો શિષ્યોરૂપી ચકોર તડફડાટ કરવા લાગ્યા અને તે સઘળા બંગાળા દેશમાં આવી પહોંચ્યા. જાનકીની શુદ્ધિ હનુમાનના મુખથી સમજાયા બાદ, શ્રીરામચન્દ્રને આનંદ થયો, અને તેઓ વાનરકટકસહિત સમુદ્ર કિનારાપર આવીને ઉતર્યા હતા, તેજ પ્રમાણે ગોરક્ષનાથે કાનીફને જાલંધરનાથનું ઠેકાણું કહ્યા બાદ, કાનીફનાથ પણ શિષ્યોની સાથે નીકળ્યા, તે રાજા ગોપીચન્દની રાજધાની જે કાંચનપુરી તેની બહાર રાજમાર્ગમાં આવીને ઉતર્યા. જ્યાં અનેક વૃક્ષ ગગન ચુંબન કરે છે, અને પુષ્પ ફુલાદિકોથી સુશોભિત છે, તથા જાઇ જુઇ મોગરા ચમેલી ચંપક ગુલદાવરી ઇત્યાદિ સુગંધીદાર પુષ્પોથી ખીલી રહેલી વેલીઓ પણ સ્થિત થઇ રહેલી છે તેમજ ભ્રમર, હંસ, શુક, કોકિલ ઇત્યાદિકોના મધુર શબ્દ પણ જ્યાં કર્ણને આનંદ ઉપજાવે છે, અને વચમાં, શરદૃઋતુનાં ગગનવત્ નિર્મલ જલ જેમાં ભરેલું છે, અને કમળો પણ ખીલ્યાં છે જેને વિષે, એવા પ્રકારનું સુન્દર સરોવર જ્યાં વીરાજી રહ્યું છે, ત્યાં તે સર્વ જોગી મા આનંદથી રહ્યા.

જગાયા અલખસે સબી બસ્તિ ગાજે ।
જહાં સિંગિકા ઘડિ ઘડિ નાદ બાજે ॥

શિષ્યોએ કાનીફનાથનું આસન, બગીચામાં જે સુન્દર મન્દિર હતું. ત્યાં બીછાવી દીધું અને કાનીફનાથ ત્યાં જાતીને બેઠા. અનુગામ શિષ્યો હાથ જોડીને, ત્હેમની પાસે ઉભા રહ્યા અને હવે ગુરૂની શી આજ્ઞા થાય છે તેની વાટ જોઇ રહ્યા. મુખથી વારંવાર 'અલખ અલખ' કહે છે અને ઘડીએ ઘડીએ શીંગી વગાડે છે તેના નાદથી સઘળી વસ્તી

ગાજી રહી છે. લોકો વિચાર કરે છે કે આ અવાજ શેનો છે, અને ક્યાંથી આવે છે ? શિષ્યોના મનમાં તો એમ કે ગુરૂની આજ્ઞા થાય તો નગરીને પણ ઉંધી કરી નાંખીએ. રાજા પોતાને મહાન્ ધનુર્ધારી સમજતો હશે, ત્હેણે હમારા જોગીઓનું સામર્થ્ય ક્યાં જોયું છે ? બીજા કેટલાક કહે છે, જ્ઞાની જન કોઇ પણ કાર્ય ખુબ વિચારથી અને ધીરજતાથી કરે છે રાજનીતિમાં કહ્યું છે કે, સામ, દામ, ભેદ, દંડ ઇત્યાદિ ઉપાયોથીજ કાર્ય કરવું, તે પ્રમાણે આપણે પણ કરવું ઉચિત છે. કેટલાક કહેવા લાગ્યા, જેવું કર્મ ત્હેનેજ તે ફળરૂપ થવાનું. રાજાએ જાલંધર ગુરૂનો ઘાત કરીને મૃત્યુનેજ આમંત્રણ દીધું છે, એમ હમે સમજીએ છીએ. સારાંશ, શિષ્યો સઘળાજ કોપાયમાન થયા હતા, અને ત્હેમના મનમાં રાજાને યોગ્ય દંડ કરવો તથા મળવો જોઇએ, એવી ઇચ્છા હતી. એટલામાં:—

બુલાયે નિકટ સાતસો જોગિયાકો કહો જાવો આદેશ મૈનાવતીકો।
કાન્ફર ગોપીચંદાયહાં બાંધલ્યાવો।અભીકેઅભીતુમસભીજલ્દીજાવો।

કાનીફનાથે સાતસો શિષ્યોને પાસે બોલાવીને કહ્યું કે, રાજાની માતા મૈનાવતી હમારી ગુરૂ બહેન છે; માટે પ્રથમ ત્હેની પાસે જઇને, હમારા આદેશ ત્હેને કહેજો તથા હમારા આગમનની ખબર ત્હેને આપજો. તેમજ રાજા ગોપીચંદ જ્યાં હોય, ત્યાં જઇને ત્હેને બાંધી પકડીને મ્હારી પાસે લઇ આવજો. ચાલો હમણાંને હમણાં જલદી જઇને આ કાર્ય તમે કરો. ગુરૂની આજ્ઞા લઇને, સર્વ શિષ્યો મુખથી અલખ જગાવતા, સીંગી વગાડતા, શહેરમાં થઇને ચાલ્યા, ત્યારે ત્હેમને જોઇને લોકોને પણ ભય ઉપજ્યો કે, આવડી બધી આ જોગીમંડળી ક્યાં જઇ રહી છે ? તેઓ પૂછતા પૂછતા રાજમન્દિરની પાસે આવી પહોચ્યાં, અને મૈનાવતીને શોધવા લાગ્યા. દ્વારપાલોએ મૈનાવતીનું મંદિર બતાવ્યું, ત્યારે ત્યાં જઇને તેઓ જોરશોરથી 'અલખ અલખ' પુકારવા લાગ્યા.

આણી તરફ મૈનાવતી તો પોતાના ગુરૂનાં દર્શનને ખાતર કંઠમાં પ્રાણુ ધારણુ કરીને સદા ગુરૂમૂર્તિનું ધ્યાન કરી પોતાના મન્દિરમાં ઉદાસ બનીને બેસી રહી હતી. એના કાન પર જ્યારે અલખધ્વનિ તથા સીંગીનો અવાજ આવ્યો, ત્યારે ત્હેણે દાસીઓને પૂછ્યું કે 'બહાર કોણુ આવીને અલખ જગાવે છે ?' દાસી જોવા ગઇ, ત્યારે ઘણુા જોગીઓ ત્હેના જોવામાં આવ્યા. તેઓએ ત્હેમને પૂછ્યું કે, આપ કોણુ છો ? કયાંથી આવ્યા છો ? જોગીઓએ કહ્યું, માઇ મૈનાવતી કયાં છે, ત્હેમને બોલાવો. ઝટ દાસીઓએ મૈનાવતીને કહ્યું કે ઘણુા જોગી લોકો બહાર આવીને ઉભા રહ્યા છે, અને આપને પૂછે છે તથા બોલાવે છે. ત્યારે તો મૈનાવતી આનંદભેર ઉઠી કે જોગીઓને મુખેથી કાંઇ ગુરૂનો પત્તો મળી આવે. મહેલની બારીમાંથી નજર કરતાં એ સઘળા જોગીઓ સીંગી, પુંગી વગાડતા અને અલખ પુકારતા ઉભા થઇ રહેલા ત્હેના જોવામાં આવ્યા બાદ, ત્હેણે તે જોગીઓને પૂછ્યું કે. આપ કોણુ છો, અને શા માટે આવ્યા છો ? જોગી બોલ્યા, મૈનાવતી માઇ ત્હમારૂંજ નામ ?' મૈનાવતીએ કહ્યું, 'હા'. ત્યારે તેઓ બોલ્યા, 'માઇ ! કાનીફનાથે આપને આદેશ કહ્યા છે.' મૈનાવતી બોલી, 'તેઓ કયાં છે ?' શિષ્યોએ કહ્યું. 'નગરની બહાર રાજબાગમાં ઉતર્યા છે; કેમકે એમની સાથે પુષ્કળ સિપાઇ, પ્યાદા, હાથી ઘોડા શિષ્યાદિ પરિવાર છે.' આટલું સાંભળીને મૈનાવતીને ગુરૂનું સ્મરણુ થયું, અને રોવા લાગી. તેઓને એણે પૂછ્યું, 'મહારાજ ! મ્હારા ગુરૂ જાલંધરનાથને આપે દીઠા હોય કોઇપણુ સ્થળે તો કહેશો. આજ બાર વર્ષ થયાં એમનાં દર્શન થતાં નથી, તથા કયાં છે તેનો પત્તો લાગતો નથી. એમને માટે મ્હારા પ્રાણુ હૃદયપ્રદેશમાંથી કંઠમાં આવીને સ્થિત થયા છે. જો એઓશ્રી જલદી નહિ મળી આવે, તો આ શરીર છુટી જશે. આપ પૃથ્વી ઉપર સર્વત્ર વિચરો છો, તો કયાંઇ મળ્યા હોવાનો સંભવ છે, માટે આપને પૂછ્યું; કૃપણુનું સર્વ નષ્ટ થતાં તે જેમ

ભ્રમિષ્ટ થાય છે, તેવીજ મ્હારી સ્થિતિ થએલી છે' આટલું સાંભળીને જોગીઓએ કહ્યું, 'માઇ! તમારા ગુરૂ જાલંધરનાથનાં દર્શન તમને જલદીજ થશે, અને હમે કરાવીશું એમ નિશ્ચયાત્મક સમજજો. પરન્તુ માઇ! :—

॥સાખી॥હમારે ગુરૂકા હુકુમહે ઐસો માઈબાંધ લ્યાવો ગોપીચંદાજૂં
કહાં હૈ ગોપીચંદા જલ્દ બતાવો માઈ સજ્જનકો દુખદાઈજૂં॥

સજ્જનોને દુઃખ દેનારા તમારા પુત્ર ગોપીચંદ કયાં છે? તે બતાવો. ત્હેને બાંધીને પોતાની પાસે લાવવાનો હમારા ગુરૂ કાનીફનાથનો હમને હુકમ થયો છે. આટલું સાંભળીને મૈનાવતી ગભરાઇ ગઇ કે મ્હારા છોકરાએ એવો શો અપરાધ કર્યો છે, કે જેને માટે કાનીફનાથે પોતાન શિષ્યો ત્હેને બાંધી લાવવા કહ્યું? કશી સમજ એને પડી નહિ. ત્યારબાદ મૈનાવતી ત્યાંથી પોતાના પુત્રના મહેલમાં ગઇ, તો રાજા ગોપીચંદ પોતાની સ્ત્રીઓ સહિત પલંગ ઉપર બેઠેલો ત્હેની નજરે પડયો. મૈનાવતી આવતાં વારને સઘળી રાણીઓ ઉઠીને પોત પોતાના મંદિરમાં ચાલી ગઇ, અને રાજા પણ ઉઠીને માતાને પૂછવા લાગ્યો કે, 'તમારૂં શા કારણથી આગમન થયું?' મૈનાવતી બોલી, 'હેપુત્ર! જે પ્રમાણે સાપના મુખમાં ગએલો દેડકો, ત્યાંથી નાસી છુટવાનો પ્રયત્ન ન કરતાં, બીજા કીડાઓને ખાવાને બહાર જીભ કાઢે છે, તેજ પ્રમાણે મૃત્યુએ વશીભૂત કરેલા લોકોપણ અન્ય વિષય સુખોની લાલસા સાધારણ કરે છે. એ કેટલું બધું આશ્ચર્ય? તમારી પણ સ્થિતિ એવીજ થએલી છે. અરે! જેટલો કાળ જાય છે, તેટલામાં તું મૃત્યુની સમીપ ગમન કરે છે. એમ સમજજે; પરન્તુ તે વાતનો ત્હને બીલકુલ ખ્યાલ નથી. માયાજાળમાં ત્હારૂ મન ફસ્યું છે અને તેનું પરિણામ દુઃખાવહ છે, માટે જ્યાંસુધી કાળ દૂર છે, ત્યાં સુધીમાં કંઇક ઇલાજ કર. આપણી નગરીની બહાર, બગીચામાં કાનીફનાથ આવીને ઉતર્યા છે, ત્હેમના દર્શન માટે તું પ્રથમ જા અને સ્ત્રી વગેરે

વિષયોની આસક્તિ હવે છોડી દે. કોણ જાણે ત્હેં એમનો શો અપરાધ કર્યો છે ? એમણે પોતાના શિષ્યોને ત્હને બાંધીને પકડી લઇ જવાને માટે મોકલ્યા છે. અને તેઓ બહાર ઉભા થઇ રહ્યા છે. આટલું સાંભળતાંજ રાજા ભયગ્રસ્ત થયો. કેમકે, જે કાંઇ અપરાધ એણે કર્યો હતો, તે માતા જાણતી ન હતી પણ એનું મન તો જાણતું હતુંજ. એટલામાં બહાર જે જોગીઓ ઉભા થઇ રહ્યા હતા, તેઓ અંદર ઘુસ્યા અને 'અલખ અલખ' કરતા રાજાના મહેલ પર્યંત આવી પહોંચ્યા. તથા પૂછવા લાગ્યા કે રાજા ગોપીચંદ કયાંછે ? એમનો અવાજ સાંભળીને મૈનાવતી આગળ આવીને કહેવા લાગી, 'મ્હારો પુત્ર અહિંયાંછે.' એને જોઇને ક્રોધથી પ્રદીપ્ત થયા, અને તેઓએ દોરીથી ગોપીચંદને પકડીને બાંધી દીધો. આસપાસ દાસ દાસી, સિપાઇ વગેરે હતા, પરંતુ જોગીઓને જોઇને આગળ આવવા ત્હેમની હિમ્મત ન ચાલી. સઘળાજ પોતપોતાના પ્રાણને ખાતર નાશી ગયા. પોતાના પુત્રની આ પ્રકારની અવસ્થા જોઇને મૈનાવતીને ઘણુંજ દુ:ખ થયું અને ત્હેણે તેઓની પ્રાર્થના કીધી, હે જોગિરાજ ! મ્હારા પુત્રને હાથે જો કે અપરાધ થયો હશે, અને તે ખાતર ગુરૂની આજ્ઞા થઇ હશે, તોપણ એ રાજા હોવાથી એને એવી હાલતમાં લઇ જવો એ યોગ્ય નથી. માટે આપ મ્હારા તરફ જુઓ અને એને બંધનમાંથી નિર્મુક્ત કરશો, તો એ આપની સાથે આનંદથી કાનીફનાથની પાસે આવશે.

મૈનાવતીની વિનીતતા અને પ્રાર્થના સાંભળીને, ત્હેમણે રાજાને બંધમુક્ત કર્યો, અને પોતાની સાથે ચાલવા કહ્યું. પછી રાજાએ મંત્રીને બોલાવીને કાનીફનાથને ભેટ ધરવા ઉત્તમ વસ્ત્રાલંકાર સાથે લેવા કહ્યું અને હાથી ઘોડા વગેરે રાજસ્વારીનો સરંજામ તૈયાર કરવા કહ્યું, કે કાનીફનાથને ત્યાંથી પોતાની નગરીમાં થઇને રાજમંદિરમાં લઇ અવાય. મંત્રીએ બધીજ તૈયારી કીધી અને રાજા પણ જવા નીકળ્યો, ત્યારે માઇ મૈનાવતીએ કહ્યું, હે પુત્ર ! ત્હારે હાથે જે કાંઇ અપરાધ થયો હોય,

અને એ ક્રોધાયમાન થાય, તોપણ ત્હારે કાંઇ પણ ઉત્તર ન આપવો. શાંતિ । સ્વીકાર કરીને અપ રાધની ક્ષમા માગી લેવી. જેમ માતાના અંતરમાં મમતા હોવા છતાં ઉપરથી પુત્રને ક્રોધ દેખાડે છે, કિંવા ફણુસના ઉપર કંટક બહુ હોવા છતાં, તેનું અંતર કોમલ રસયુક્ત હોય છે, તેવીજ યોગીશ્વરની રીત હોય છે. ત્હેમનું અંતર નવનીતથી પણ નાજુક, ચંદ્રનાં કરતાં પણ શીતલ અને પાણીથી પણ પાતળું અને નિર્મલ હોય છે. માતાનું આવું વચન સાંભળીને ત્હેને પ્રણામ કરીને, મંત્રી તથા ગ્રામસ્થ શ્રીમંત લોકોને સાથે લઇને જોગીયોની સાથે રાજા ગોપીચંદ નીકળ્યો. બંદી ભાટજનો જે પ્રમાણે રાજાની આગળ હાથ જોડીને ઉભા રહે છે અને બોલે છે, તે પ્રમાણે રાજા પોતે હાથ જોડીને યોગીઓની મધ્યમાં પગે ચાલીને જઇ રહ્યો છે, અને પાછળ પાછળ સઘળાજ લોકો તથા હાથી ઘોડા સ્વાર સીપાઇઓ ચાલી રહ્યા છે; આ પ્રમાણે કાનીફનાથ જ્યાં ઉતર્યા હતા, ત્યાં આવી પહોંચ્યા. કાનીફનાથને જોઇને રાજા તો ભયભીત થયો, કેમકે ત્હેમની મૂર્તિ ભવ્ય તેજઃપુંજ હતી. રાજાનું શરીર કંપિત થતું હતું એવી અવસ્થામાં ત્હેણે કાનીફનાથને દંડવત્ સાષ્ટાંગ પ્રણામ કીધા. જેણે કાંઇ પાપ કર્યું હોય છે, તે પુરૂષ જો સભામાં આવે, તો ત્હેની દૃષ્ટિ નીચી નમે છે, મુખ નિસ્તેજ, ભાષણ અસ્પષ્ટ, શરીરને કંપ તથા પરસેવો, મંદમંદગતિ એવાં લક્ષણ ત્હેનામાં હોય છે. રાજાની પણ એવી અવસ્થા હોવાથી, કાનીફનાથે ત્હેના પાપને સત્ય જાણ્યું. રાજાએ ઉઠીને ઉત્તમ વસ્ત્રાલંકાર અને ફલ વગેરે જે આણ્યાં હતાં, તે સર્વેનું ત્હેમને નજરાણું કર્યું. અને પોતે હાથ જોડીને ત્હેમની સ્તુતિ કરવા લાગ્યો.

गंगेवाघविनाशिनी जनमनःसंतोषसच्चन्द्रिका ।
तीक्ष्णांशोरपि सत्प्रभेव जगदज्ञानान्धकारापहा ।
छायेवाखिलतापनाशनकरी स्वर्धेनुवत्कामदा ।
पुण्यैरेवहि लभ्यते सुकृतिभिः सत्संगतिर्दुर्लभा ॥

હે યોગિરાજ ! મ્હારૂં મહદ્‌ભાગ્ય કે આપનાં દર્શન અને સંગતિનો લાભ થયો. આપ સરખા મહાનુભાવ પુરૂષોની સંગતિ ગંગાસમાન પાપનો નાશ કરનારી છે. ગંગામાં તો એક જન્મનું પાપ નાશ કરવાનું સામર્થ્ય, પરંતુ સત્સંગતિ તો સંચિત ક્રિયમાણાદિ અનેક જન્મોનાં કર્મોનો નાશ કરે છે, માટે ગંગા કરતાં પણ તેને વિશેષ સમજવી. તથા ચન્દ્રની ચન્દ્રિકાની પેઠે લોકોનાં મનને આનંદ આપનારી અને સૂર્ય પ્રભાવત્ અજ્ઞાન અન્ધકારનો નાશ કરી દેવામાં સમર્થ હોય છે. વૃક્ષની છાયા તાપ શમન કરે છે, તેજ પ્રમાણે સત્સંગતિ આધ્યાત્મિકાદિ અખિલતાપોને દૂર કરી દે છે, અને કામધેનુ સમાન (મોક્ષાદિ) સકલ કામના પૂર્ણ કરે છે. આ પ્રકારની સંગતિ પુણ્ય-સંચય વિના શી રીતે પ્રાપ્ત થઇ શકે ? મહારાજ ! હું આપને શરણે આવ્યો છું, માટે મ્હારા ઉપર આપ કૃપા કરો, અને નગરીમાં પધારો, એટલી પ્રાર્થના છે.

કાનીફનાથે ક્રોધથી પૂછ્યું, 'કમરે ? તું કોણ છે ? ત્હારૂં નામ શું ? ક્યાં રહે છે ? તે બધું કહી દે. ગોપીચંદ જો તુંજ હશે, તો એક પલકમાં ત્હને ખાક કરી દઉં છું. બોલ, કોણ છે ? રાજાએ કહ્યું, 'મહારાજ ! મ્હારૂં નામ ગોપીચંદજ છે. આપ સર્વજ્ઞ છો માટે મ્હારૂં સર્વ કાંઇ કૃત્ય જાણતાજ હશો. હું તો પાતકી ઘાતકી છું, પરંતુ આપ મહંત હોઇ, તે બધાની ક્ષમા કરશો, એવી આશા છે.'

કાનીફનાથે પૂછ્યું, 'રાજન ! મ્હારા ગુરૂ જાલંધરનાથ ત્હારી નગરીમાં રહેતા હતા, તે સ્વસ્તિ ક્ષેમકુશળ છે ?' રાજા તો નિરૂત્તર થયો. ત્હેણે કહ્યું કે, જો આપ આ શરીરની રક્ષા કરતા હો, તો આપને સત્ય હકીકત કહી દઉં.' કાનીફે કહ્યું, 'જે કાંઇ હોય, તે સત્ય કહો, પછી જોઈ લેવાશે.' પછી રાજાએ કહ્યું કે, 'રાજ્યમદમાં અંધ થઇને સ્ત્રીઓના વચનથી, આપના ગુરૂ જાલંધરનાથને મ્હેં ખાડામાં કાઢી દેવડાવ્યા છે, જેને અત્યારે બાર વર્ષ થવા આવ્યાં.'

કાનીફનાથ બોલ્યા, 'હે અધમ! ગોપીચંદ એવું તારૂં નામ કોણે રાખ્યું? બૃજવાસી ગોપીઓને ચંદ્રવત્ આલ્હાદ દેનારા જે શ્રી કૃષ્ણ, ત્હેમના જેવું નામ ધારણ કરીને, ત્હેં આવું નીચ કૃત્ય કર્યું, તેથી ત્હને એ નામ શોભતું નથી. નામના અર્થપ્રમાણે, જો મનુષ્યનામાં ગુણ હોય, તોજ તે નામ ત્હેને શોભે છે.

**विद्याधरो यथा मूर्खो जन्मान्धस्तु दिवाकरः ।**
**लक्ष्मीधरो दरिद्रश्च नाम तेषां निरर्थकम् ॥**

મૂઢનું નામ વિદ્યાધર, જન્માન્ધ મનુષ્યનું નામ દિવાકર (સૂર્ય), દરિદ્રીનું નામ લક્ષ્મીધર, કિંવા પાગલને મહાત્મા, મદ્યને અમૃત, વિધવાને સાવિત્રી નામ જેમ શોભતું નથી, તેજ પ્રમાણે ગોપીચંદ એ ત્હારૂં નામ નિરર્થક છે.

કોઈ મનુષ્યનું નામ ત્હેના માબાપે '*ઠણઠણપાલ' રાખ્યું હતું, અને લોકો ત્હેને તેથી ચીડવતા પણ હતા, અને એથી ત્હેને દુઃખ પણ થતું હતું. એક દિવસ તે મનુષ્ય કોઈ ગામ જવાને નીકળ્યો, અને રસ્તામાં ભૂલો પડવાથી, ત્હેણે કોઈ છાણા વેચનારીને પૂછ્યું કે ભાઈ! ત્હમારૂં શું નામ છે? ત્હેણે કહ્યું, મ્હારૂં નામ લક્ષ્મી. પછી ત્હેણે પૂછ્યું, ફલાણા ગામનો રસ્તો ક્યાં છે? વચમાં બે માર્ગ જોવામાં આવ્યા તેથી મ્હને શંકા ઉત્પન્ન થઈ, માટે કહો; નહિ તો નાહક મ્હને ફેરો પડશે. ત્હેણે કહ્યું, આ રસ્તેથી સીધાજ જવાનું છે, હું પણ ત્યાં છાણા વેચવાને જઈ રહી છું. ત્હેણે બતાવેલે માર્ગે તે જવા લાગ્યો. અને શહેરની પાસે પહોંચતાં ઘણા લોકોની ઠઠ ત્હેના જોવામાં આવી. 'આ મંડળી ક્યાં જઈ રહી હશે? તેનો ખુલાસો કરવા ત્હેણે એક મનુષ્યને પૂછ્યું, કે 'ભાઈ! શું નામ આપનું? ક્યાં રહો છો? શું કરો છો? ત્યારે ત્હેણે કહ્યું કે, 'હું અહિંયાં બે વરસથી ભીખ માંગીને રહું છું. મ્હારૂં નામ ધનપાળ છે.' ત્યારબાદ ત્હેણે પૂછ્યું કે, આ જે

* ઠણઠણપાલના અર્થ ભીખારી એવો થાય છે.

ઠઠ જામી છે, તે શેની? એ લોક ક્યાં જાય છે? ધનપાળે કહ્યું, 'અહિંયાના નગરશેઠ, જે એક મોટા ધર્માત્મા ગૃહસ્થ હતા, અને જેમનું નામ અમરચંદ હતું, તે મરી ગયા છે, માટે એ બધા લોકો એમને શ્મશાનમાં પહોંચાડવાને જઇ રહ્યા છે.' આટલું સાંભળીને તે આગળ ગયો અને વિચાર કરવા લાગ્યો કે:—

॥ દોહા ॥ લછમી બેચત ગોબરી, ભિછા માંગત ધનપાલ ।
અમરચંદ તો મર ગયા, ખરા બિચારા ઠણુઠણુપાલ ॥

મ્હારા નામને માટે જે મ્હને ઉદ્વેગ થતો હતો કે મ્હારાં માબાપે મ્હારૂં આવું શું નામ પાડયું? પરંતુ લક્ષ્મી નામ ધારણ કરીને છાણાં વેચવાં, ધનપાલ થઇને ભીખ માંગવી, અમરચંદ નામ ધારણ કરીને મરણ પામવું, તેના કરતાં મ્હારૂં નામ 'ઠણુઠણુપાલ' સારૂં છે. કેમકે, નામના જેવો ગુણ તો મ્હારામાં છે; પાસે કાંઇ નથી અર્થાત્ ભીખારી છું. મ્હારૂં નામ સાંભળતાંજ લોકો ગુણ તો જાણે! અને એ બધા તો નામથી વિપરીત ગુણવાળા છે. સારાંશ, ગુણ હોવા વગર તેવું નામ ધારણ કરવું નકામું છે. અસ્તુ!

કાનીફનાથ બોલ્યા, 'હે રાજા! ત્હારો બાપ ત્રિલોકચંદ કેવો પુણ્યશીલ હતો? ત્હેના ઉદરથી તું પાપરૂપી પુત્ર કેમ ઉત્પન્ન થયો, તે સમજાતું નથી. સૂર્યથી શનૈશ્ચરની ઉત્પત્તિ, અથવા ભાગીરથીને કિનારે અગર બેટમાં નિર્મલ પાણીમાં જેમ મોળ* નામનું ઘાસ ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે એ નિર્મલ રાજવંશમાં ત્હારી ઉત્પત્તિ થઇ છે. વિવેકનીતિનો ત્યાગ કરીને, વિષયાસક્તિથી સ્ત્રી વાક્યપર ભરોસો રાખીને, ત્હેં જે હમારા ગુરૂ જાલંધરનાથને ખાડામાં દાટી દીધા, એ કેટલું અધર્મ કર્મ કર્યું?

॥ દોહા ॥ જલકી શોભા કમલ હૈ દલકી શોભા પીલ ।
. ધનકી શોભા ધર્મ હૈ કુલકી શોભા શીલ ॥

---

* 'મોળ'ની સાવરણી બને છે.

કમળના વગર જલની શોભા નથી, અને હાથી વિના સૈન્યની શોભા નથી. પાસે ધન પુષ્કળ હોય, પરન્તુ ધર્મદાન ક્રિયા વગર તેની શોભા નથી, તેજ પ્રમાણે ઉત્તમકુળમાં જન્મ્યા છતાં શીલ (સદાચાર) વગર તેની શોભા નથી. એટલા માટેજ કહ્યું છે કેઃ—

न कुलं कुलमित्याहुराचारः कुलमुच्यते ।
आचाररहितो राजन् नेहनामुत्र नन्दति ॥

જ્ઞાની પુરૂષ કુળને કુળ કહેતા નથી, પરન્તુ આચારને કુળ કહે છે. અર્થાત્ જેના આચાર ઉત્તમ, ત્હેને ઉત્તમ કુળમાં જન્મેલો જાણવો. અને દુરાચારથી દુષ્કુળમાં જન્મેલો જાણવો. આચારશૂન્ય પુરૂષ, હે રાજા ! આ લોક અગર પરલોકમાં સુખી થતો નથી. માટે, રાજકુળમાં ઉત્પન્ન થઇને, ગોપીચંદ નામ ધારણ કરી ત્હેં જે આ દુરાચાર કર્યો, તેથી કુળને કલંક લાગ્યું છે. પરન્તુ, હું ત્હને પૂછું છું કે, કોના ભરોસા ઉપર ત્હેં આ કર્મ કર્યું ? એના પરિણામમાંથી કોણ ત્હારી રક્ષા કરશે ? આયુષ્ય પૂર્ણ થયાબાદ, રાજ્યવૈભવાદિ સર્વ પરિવાર અહીંનાં અહીંજ રહી જશે, અને કરેલાં કર્મને સારૂ ત્હને રૌરવ કુંભીપાકાદિ નરકવાસ 'યાવચ્ચંદ્ર દિવાકરૌ' પ્રાપ્ત થશે. કેમકે, ત્હેં અહર્નિશ યોગીશ્વરનો ઘાત કર્યો છે.

## ૫૯. રાગ—ધનાશ્રી, તાલ—ધુમાળી.

છોટીસી જીનગાની ઉપર કયા મગરૂરી કરનારે ।
ક્યા લે આયા, કયા લે જાયગા, ક્યોં કર ગાફલ ફિરનારે ।
અપને ખાતર મહેલ બનાયા, સબહી છોડકર જાનારે ।
કહે કાનીફા સુનો ગોપીચંદ, ગુરૂચરનામૃત લેનારે ॥૧॥

રાજા ! પરમાત્માએ ત્હને આટલી અલ્પ રાજ્યસંપત્તિ દીધી છે, તેના ઉપર તું કેટલી મગરૂરી કરે છે ? તો પછી ત્રણે લોકનું ઐશ્વર્ય જેની પાસે છે, એવા ભગવાને કેટલી મગરૂરી કરવી જોઇએ ? પરન્તુ

તે કરતા નથી. તું ત્હારી સાથે શું લઇને આવ્યો છે, અને શું લઇને જવાનો છે ? ત્હારે કાજે સુંદર મ્હેલ બનાવરાવ્યો છે, તેમજ બારસેં રાણીઓ પણ કીધી છે, બાગબગીચા, હાથીઘોડા, પાલખી મ્યાના રથ વગેરે રાખીને મોજશોખ ઉડાવે છે, પરન્તુ જેણે ત્હને એ સર્વ બક્ષ્યું છે, ત્હેનું કદી તું સ્મરણ કરે છે ? નહિ. ગાફેલ થઇને આ સંસારમાં મ્હારા સમાન જ્ઞાની, શૂરવીર, રૂપવાન, ઐશ્વર્યવાન્ બીજો કોઇ નથી, એવો ગર્વ કરીને ફરે છે; પરંતુ એક દિવસ એ બધાયનો ત્યાગ કરીને ત્હારે જવાનું છે, એવો વિચાર ત્હેં કદી કર્યો છે ? પરમાત્માની સાથે ત્હેં કૃતઘ્નતા કીધી છે, કેમકે ત્હેનું ધ્યાન સ્મરણ કરવામાં ત્હારી પ્રવૃત્તિ થતી નથી. આજસુધી સાધુસમાગમ કર્યો નહિ, અને તે દ્વારા ત્હારૂં સ્વરૂપ શું છે? પરમાત્માનું સ્વરૂપ શું છે? સંસારનું સ્વરૂપ શુ છે ? વિષયોનો સ્વભાવ કેવો હોય છે ? તે ત્હેં જાણી લીધું નહિ. અવિવેકથી, 'દેહજ હું છું' એવો નિશ્ચય કરીને, તેનાપર અહંભાવ તથા મમતા ત્હેં ધારણ કીધી છે, પરંતુ તેજ દુઃખનું મૂળ છે. જે શરીરને તું ત્હારૂં માને છે, તે વસ્તુતઃ કોનું છે તેનો નિર્ણય થઇ શકતો નથી. ખ્યાલ કર !

पित्रोः किं स्वं नु भार्यायाः स्वामिनोऽग्नेः श्वगृध्रयोः
किमात्मनः किं सुहृदामिति यो नावसीयते ॥

માતા આ શરીરને ગર્ભાશયમાં ધારણ કરે છે, પોષણ કરે છે અને તેનાથી ત્હેને શ્રમ થાય છે, માટે કોઇ પુરૂષ કહે છે કે આ દેહ માતાનો છે. પરંતુ માતા એકલીજ કેવી રીતે દેહને ધારણ કરી શકવાની હતી ? એથી વીર્યનિક્ષેપ કરનારા પિતાનું પણ એ શરીર થઈ શકે છે. આના ઉપર કોઇ કહે છે કે દેવ, બ્રાહ્મણ, અગ્નિની સાક્ષીથી જેનું પાણિગ્રહણ કીધું, અને જે પોતાના પ્રાણની પરવા કર્યા વગર સેવા કરે છે, તથા જેનાં સુખ અને સૌભાગ્ય આ દેહને વિષે સમાએલાં છે, એ પ્રમાણે જે આ દેહવડે આ લોક તથા પરલોકને

વશીભૂત કરી લે છે, તે સ્ત્રીનું આ શરીર છે, એમ કહેવામાં શું દોષ અગર હરકત છે ? તેજ પ્રમાણે આ શરીર, જેની પાસેથી દ્રવ્ય લઇને જેની સેવામાં અર્પણ કર્યું, તથા જેની આજ્ઞા વગર એ ક્યાંઇ પણ જઇ શકતું નથી, તે સ્વામી (માલીક)નું પણ થઇ શકે છે. કિંવા જે મિત્ર બન્ધુ હોય છે, ત્હેમનું પણ આ શરીર થઇ શકે છે. કેમકે, એમને આ શરીરથી સુખ થાય છે અને તેઓ એનાપર અનેક ઉપકાર પણ કરે છે, એ દૃષ્ટિએ તે એમનું પણ છે. અગર આ શરીર પડયા બાદ, ગીધ વગેરે પક્ષી અને શિયાળ કુતરાં વગેરે તેને ખાય છે, માટે તે તેઓનું પણ હોય, એમ લાગે છે. (કેટલીક જ્ઞાતિમાં, પારસી કોમમાં ખાસ કરીને, મુડદાંને ડાટતા નથી અગર અગ્નિદાહ કરતા નથી, તેને અનુરૂપ આ વર્ણન સમજવું ) કોઇ કહે છે કે જીવ આ શરીરમાં રહે છે, અને એનાવડે કર્મ કરીને ત્હેને સુખદુઃખનું ફળ એ શરીરમાંજ ભોગવવું પડે છે, માટે તેનું છે. કેટલાક જ્ઞાની કહે છે કે પિતા માતા પુત્ર ભાર્યા મિત્રાદિ સઘળા એનું મમત્વ છોડીને એને ફુંકી મુકે છે, માટે એ અગ્નિનુંજ છે. સારાંશ, આ દેહ કોનો છે એનો નિશ્ચયાત્મક નિર્ણય થઈ શકતો નથી, તોપણ જે આઠ જણા વિભાગી કહ્યા છે, ત્હેમને છોડીને, 'એ મ્હારૂંજ છે, એનો ભોક્તા હુંજ છું' એ પ્રકારનું અભિમાન વ્યર્થ મૂર્ખતાથીજ કરવામાં આવે છે. અંહિયાં હુંજ એક વિશિષ્ટ ભોક્તા છું અને એ મ્હારૂં છે, એવી મમતા કરવાથીજ અધઃપાત થાય છે. બીજાની વસ્તુઉપર કરેલું મમત્વ અને સ્વત્વ (માલકી) બંધનપ્રદ થાય છે માટે પોતાની વસ્તુ (બ્રહ્મરૂપ આત્મા) સંપાદન કરવા સારૂ મહાત્મા પુરૂષનો સંગ કરવો જોઇએ; તેજ આત્મવસ્તુ ક્યાં છે, તે બતાવી આપવાને સમર્થ થાય છે. એ વસ્તુનો લાભ આ જન્મમાંજ થાય છે માટે, મનુષ્ય જન્મ ધારણ કરી, જેણે તે ઉદ્યમ ન કર્યો હોય અને વિષયાસક્તતાથી દુરાચાર કરીને અમોઘ આયુષ્ય બરબાદ કરી દીધું હોય, ત્હેના જેવો મૂઢ બીજો કોણ ? કોઇ એક આદમીએ એક વખત કોઇ જગોએ બેઠેલા કૂતરાને પૂછ્યું, ભાઈ !

त्वत्तः कोऽधम इत्युदीरितवते श्वोवाच हासान्वितं।
मत्तो मौर्ख्यममेध्यमांध्यमशुभं यः सेवते सोऽधिकः।
शौर्यं भक्तिरकृत्रिमा धृतिरिति श्रीमान् गुणो योऽस्ति मे।
मूर्खांदेष गुणः प्रयत्ननिचयैरन्विष्य नो लभ्यते ॥

ત્હારાથી જગતમાં અધમ કોણ. ત્યારે કૂતરાએ હસીને કહ્યું કે, જે મૂઢત્વ ધારણ કરે છે, અને અપવિત્ર શરીરને માટે જેનામાં અભિમાન હોય છે, તેમજ જેને વિચાર ચક્ષુ ન હોવાથી, અંધત્વ પ્રાપ્ત થયું છે, અને જે અશુભ કર્મ કરે છે, ત્હેને અધમ સમજવો, આટલું સાંભળીને, તે આદમીએ પુછ્યું કે, મૂઢ પુરૂષના કરતાં ત્હારામાં શો ગુણ અધિક છે ? જેનાથી ત્હને શ્રેષ્ઠ સમજી શકાય. કૂતરાએ કહ્યું, સાંભળો ! મ્હારામાં શૂરત્વ, નિષ્કપટ પ્રભુ (ધની)ની ભક્તિ, તથા ધૃતિ (અલ્પ સંતોષ) કે જે ગુણો પ્રયત્નપૂર્વક લાંબા કાળ સુધી શોધવા છતાં, મૂર્ખના વિષે જોવામાં આવશે નહિ; એ પ્રકારના ગુણો મ્હારામાં નિવાસ કરતા હોવાથી મ્હારી શ્રેષ્ઠતા જાણવી. તે સાંભળીને એને આશ્ચર્ય તો લાગ્યું, પરન્તુ વિચાર કરતાં તે કથન એને સત્યજ ભાસ્યું. કેવી રીતે ? તે જુઓ !

મનુષ્યમાં અજ્ઞત્વ હોવાથીજ અપવિત્ર શરીરને માટે અભિમાન અને તે ખાતર મમતા ત્હેને ઉત્પન્ન થાય છે. નેત્ર છે, પરન્તુ વિવેક દૃષ્ટિ નથી, એથી આંધળાની માફક ડગલે ડગલે એનું પતન થાય છે અને વસ્તુનું યથાર્થ સ્વરૂપ જણાતું નથી. તથા અશુભ-અકલ્યાણ કરનારાં દુઃખદ-કર્મોને વિષે પ્રવૃત્તિ થાય છે. તેજ પ્રમાણે કૂતરાની પેઠે મનુષ્યમાં શૌર્ય પણ ક્યાં છે ? કૂતરો પોતાની ગલીમાં ચોરોને બીલકુલ આવવા દેતો નથી અને મનુષ્ય તો કામક્રોધાદિ જે ચોરો છે, ત્હેમને પોતાના શરીરરૂપી ઘરને વિષે યથેષ્ટ સંચાર કરવા દે છે; પરંતુ પોતાનું વાસ્તવિક શૌર્ય, પુરૂષાર્થપણું પ્રગટ કરીને તેઓને દૂર હાંકી કાઢતા નથી. એટલુંજ નહિ પણ, તેમનાથી ભયભીત થઇને તેમને સ્વાધીન થઇ જાય

છે. કૂતરો પોતાના શેઠના ઉપર વિશેષ પ્રેમ કરે છે અને પોતાનું શરીર તેના પગમાં આળોટી દે છે. પરંતુ મનુષ્ય પોતાના પતિ (પાલન કરનારા શેઠ) જે ચતુર્ભુજ પરમાત્મા ત્હેમના ઉપર પ્રેમ કરતો નથી, ત્હેમની ભક્તિ કરતો નથી અને ત્હેમના ચરણોને વિષે સાષ્ટાંગ નમનરૂપથી પોતાનું શરીર કદી અર્પણ કરતો નથી. કદાચ મંદિરે જવાનું થાય, તો જે પ્રમાણે રસ્તે ચાલનારા લોક એક બીજાને 'ભાઇ સાહેબ, સાહેબજી' વગેરે કહીને. એક હાથે નમન, રામરામ, સલામ, બંદગી વગેરે કરે છે, તે પ્રમાણે નમન કરે છે. અર્થાત્ રસ્તે ચાલનારાઓમાં સલામ કરવાને સારૂ જેટલો પ્રેમ હોય છે, તેટલોજ આમાં હોય છે. તો પછી, પરમાત્મા પણ 'ભાઇ સાહેબ, આવો' કરીને ત્હેમના નમસ્કાર પણ તેવાજ પ્રેમથી સ્વીકારે તેમાં શી નવાઇ ? '**ये यथा मां प्रपद्यन्ते**' એ ગીતોક્તિ પ્રસિદ્ધજ છે. એ સિવાય કૂતરામાં એક બીજો ગુણ અલ્પસંતુષ્ટતાનો છે. યજમાને એકાદ ટુકડો રોટલી અગર ભાખરીનો આપ્યો હોય, તો પણ તેટલાથી તે સંતુષ્ટ થઇને ત્હેનો ઉપકાર ભૂલતો નથી, અને સદા ત્હેના દ્વાર પાસે પડ્યો રહે છે. મનુષ્યમાં ક્યાં એવો ગુણ છે ! ત્હેને તો ગમે તેટલો વૈભવ મળવા છતાં સંતોષજ હોતો નથી અને પ્રભુના ઉપકારની પણ ત્હેને બુઝ નથી હોતી. સારાંશ. આ પ્રકારની મૂઢતાથી મનુષ્ય યુક્ત હોય. તો તે કૂતરાથીયે વધારે નપત્તર થાય તેમાં શી શંકા કે નવાઇ ? કેમકે, એ મૂઢ પશુને જે સમજ છે તે એ જ્ઞાની મનુષ્યને નથી. આ પ્રમાણે વિચારવડે તે મનુષ્યે જાણી લીધું અને દેહનું અભિમાન તથા મમતા છોડી દીધાં. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કેઃ—

**मांसासृक्पूयविण्मूत्रस्नायुमज्जास्थिसंहतौ ।**<br>
**देहे चेत्प्रीतिमान्मूढो भविता नरकेऽपि सः ॥**<br>
**स्वदेहाशुचिगन्धेन न विरज्येत यः पुमान् ।**<br>
**विरागकारणं तस्य किमन्यदुपदिश्यते ॥**

માંસ, રક્ત, પૂય, વિષ્ઠા મૂત્ર, સ્નાયુ, હાડકાં વગેરેના સમૂહરૂપ જે આ શરીર છે, તેનાપર જો મૂઢ પ્રીતિ અને આસક્તિ કરતો હોય તો ત્હેને નરકનાઉપર પણ થશે. કેમકે, શરીરને વિષે જે જે પદાર્થો છે તે તે પદાર્થોજ નરકમાં છે, બીજા નથી. જે પુરૂષને પોતાના અપવિત્ર દેહની દુર્ગન્ધિથી ત્રાસ ઉત્પન્ન થતો નથી તથા વિરક્તતા ઉપજતી નથી, તે મૂઢને વૈરાગ્યને માટે બીજો શો ઉપદેશ કરવો? એના ઉપર એક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છે:—

એક ગુરૂ હંમેશાં પોતાના શિષ્યને વિષયનો વૈરાગ્ય ઉત્પન્ન થાય, એ હેતુથી વિષયોના દોષોનું ત્હેની આગળ ઉદ્ઘાટન કર્યા કરતા હતા, તોપણ ત્હેનો દેહાદિ વિષય સંબંધી 'અહંમમ' ભાવ કમી થયો ન હતો. એક દિવસ શિષ્યે સ્વાભાવિક પ્રશ્ન કર્યો કે, હે ગુરો! આ જગત્માં સહુથી અમંગલ તથા અપવિત્ર પદાર્થ કયો? ત્યારે ગુરૂએ કહ્યું, એનો ઉત્તર વિચાર કરીને આપવામાં આવશે. કર્મધર્મ સંયોગે તે દિવસે, એક ગૃહસ્થે ત્હેમને પોતાને ઘેર જમવા નોતર્યા હતા, અને ઉત્તમ પ્રકારના નાના વિધ મિષ્ટાન્ન પણ તૈયાર કર્યાં હતાં. બે પ્રહર થયા બાદ એ ત્હેમને બોલાવી લાવ્યો અને શિષ્યસમેત ભોજન આપ્યું. ત્યાર-બાદ બન્ને પોતાના સ્થાનપર ચાલ્યા આવ્યા. સાયંકાળના વખતે, ગામ બહાર દિશા કરવાને શિષ્યસમેત ગુરૂજી દૂર અરણ્યમાં ગયા, અને દિશા કર્યા બાદ, ત્હેમને ત્યાં આગળ પ્રાતઃકાળમાં શિષ્યે પૂછેલ પ્રશ્નનું સ્મરણ થઈ આવ્યું. ત્યારે ત્હેમણે શિષ્યને પાસે બોલાવીને કહ્યું, ત્હેં સ્હવારમાં 'સર્વથી અપવિત્ર તથા અમંગલ પદાર્થ આ જગત્માં કયો?' એવો પ્રશ્ન કર્યો હતો, તો આ વિષ્ઠાના જેવો બીજો કોઈ અપવિત્ર પદાર્થ નથી. શિષ્યે કહ્યું, 'બરાબર! એમાં અત્યંત દુર્ગન્ધ તથા અપવિત્રપણું હોવાથી, એનો સ્પર્શ કરતાંવારને સચૈલ સ્નાન કરવું પડે છે.' તે સાંભળીને ગુરૂ બોલ્યા, હે શિષ્ય! હવે તુંજ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરી જોજેશ, તો ત્હારાજ ખ્યાલમાં એ વાત આવશે કે, એ વિષ્ઠા

શેની બનેલી છે ? જે અન્ન અત્યંત સુગંધીદાર તથા સુન્દર હતું, અને જેનું નૈવેદ્ય પ્રથમ દેવતાને ધરાવવામાં આવતું હતું, તથા જેની સ્થિતિ શુદ્ધ દેવગૃહમાં થઇ હતી, તેમજ કેસર વગેરે સુવાસિક પદાર્થોથી જેનું અંગ પરિપૂર્ણ હતું, તેજ પ્રમાણે ખાતી વખતે સઘળાજ લોકો જેની સ્તુતિ કરતા હતા, કે 'ભાઇ! જુઓ કેવી મજા પડે છે?' તેજ અન્ન આ શરીરમાં દાખલ થઇને થોડોક કાળ નિવાસ કરતાં, તેના સંસર્ગથી એ મિષ્ટાન્નને આ પ્રકારનુંરૂપ અને દુર્ગન્ધિ તથા નિર્જન પ્રદેશમાં સ્થિતિ, સર્વ લોકોની નિન્દા તથા કૃમિયુક્ત સ્થિતિ પ્રાપ્ત થએલી છે. સ્નાન કર્યા વગર જેને કોઇ સ્પર્શીપણ શકતું નહતું, તેનો જો હવે સ્પર્શ થાય, તો સ્નાન કર્યેજ છૂટકો. તો હવે ખ્યાલ કર કે આ પ્રકારના દુર્ગુણ પ્રાપ્ત કરાવવામાં સમર્થ જે આ શરીર, તે કેટલું અમંગલ અને અપવિત્ર હશે! ભગવાન્ શ્રીવ્યાસજી કહે છે કેઃ-

> चन्दनागरुकर्पूरप्रमुखा अपि शोभनाः॥
> मलं भवन्ति यत्स्पर्शात्तत्कथं शोभनं वपुः॥
> भक्ष्यभोज्यादयः सर्वे पदार्थाश्चातिशोभनाः।
> मलं भवन्ति यत्स्पर्शात्तत्कथं शोभनं वपुः॥
> अतीवधवलाः शुद्धाः पटा यत्संगमेन तु।
> भवन्ति मलिना वर्ष्म कथंतच्छोभनं भवेत्॥

અત્યન્ત સુન્દર જે ભક્ષ્ય ભોજ્યાદિ ચતુર્વિધ પદાર્થ, તે જેના સ્પર્શથી મલરૂપ બને છે, તે શરીર શોભનરૂપ કેવી રીતે હોઇ શકે! શું એ વાત નિત્ય અનુભવાતી નથી? કે ધોબીની પાસે ધોવડાવીને અસ્ત્રી કરાવીને સ્વચ્છ કરાવીને આણેલાં કપડાં, શરીરના સંબંધથી થોડાજ સમયમાં પરસેવાથી મલિન તેમજ દુર્ગન્ધયુક્ત થઇ જાય છે? અસ્તુ! આખરે તે ગુરૂએ પોતાના શિષ્યને કહ્યું કે, આ શરીરનેજ તું સર્વથી અપવિત્ર અને નરકવત્ દુઃખદ સમજીને તેની આસક્તિ તથા અહંભાવ

છોડી દેશે, તોજ ત્હને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થશે. આ પ્રમાણે યુક્તિથી કરેલા ઉપદેશવડે, તે શિષ્યને દેહવિરક્તિ ઉત્પન્ન થઇ અને ત્હેણે તે સંબંધી 'અહંમમ' ભાવનો પરિત્યાગ કર્યો ત્યારબાદ ત્હેને ગુરૂએ કહેલું તત્ત્વજ્ઞાન પ્રકાશિત થયું. અને થોડાજ દિવસમાં ત્હેને આનંદ સ્થિતિ પ્રાપ્ત થઇ.

કાનીફનાથ પણ રાજા ગોપીચંદને કહેવા લાગ્યા, ત્હેં આ કૃત્ય-દેહના અહંકારથી કર્યું છે, પરંતુ દેહ કોનો છે અને કોની સાથે ગયો છે? એનો ત્હેં કાંઇપણ વિચાર ન કર્યો. હવે ત્હારાં કરેલાં કર્મોનું ફળ ભોગવવાને તૈયાર થા. કાનીફનાથનાં આ પ્રકારનાં વચન સાંભળીને, રાજા દીનવદન થઇ, અશ્રુપાત કરતો કરતો કહેવા લાગ્યો, "મહારાજ! હું તો મૂઢ પામર હોવાથી, જાલંધરનાથને કપટી ઢોંગી જાણીને મ્હેં કૂવામાં દાટી દીધા, પરન્તુ હવે આ ચરણ વિના મ્હારો રક્ષક કોઇ નથી, તેથી આપને શરણે આવ્યો છું."

## પદ—રાગ હમીર, તાલત્રિતાલા.

સરન આયેકી લાજ તુમકો ।।ટેક।। કામી ક્રોધી પતિત ઉધ્ધારે કીન્હે સબકે કાજ ।।૧।। દીનાનાથ અનાથ કે સાંઇ ભક્ત વત્સલ મહારાજ ।। ૨ ।। દ્વાર પડારહુકે ગુનગાઉ સાહેબ ગરિબનવાજ ।। ૩ ।।

શરણાગતની લાજ આપસમાન સમર્થ પુરૂષોનેજ હોય છે. તેઓ ગુણદોષાદિકોનો વિચાર કરતા નથી. કામી હો, ક્રોધી હો કે લોભી હો, પરન્તુ ત્હેમની ઉપર કૃપા કરીને સકલ કામના પૂર્ણ કરે છે. પરમાત્મામાં જેવી ભક્તવત્સલતા હોય છે, તેવીજ મહાત્મા પુરૂષોમાં પણ હોય છે. આપ મ્હારા પ્રભુ છો અને હું આપનો બંદો. ગુલામ છું, આ સકલ રાજ્યાદિ વૈભવ મ્હેં આપના ચરણમાંજ અર્પણ

કર્યો છે; અને આપ એને જે કાંઇ શરીર રક્ષાર્થે રોટી લંગોટી દેશો તે લઇને આપના દ્વારપરજ સદા કુતરાની જેમ પડયો પાથર્યો પડી રહીશ, અને આપનાં ગુણગાન મુક્તકંઠે કર્યાં કરીશ. માટે, આપ આ શરીરવડે જે અપરાધ થયો હોય, તેની ક્ષમા કરો, અને દયા લાવીને સાધુની છલનાથી ઉત્પન્ન થએલા પાપમથી[1] મ્હારી રક્ષા કરો; નહિ તો, તે મ્હારો ગ્રાસ કરીને જન્મ જન્માન્તરમાં સંતાપશે. તારવું કે મારવું એ આપનાજ હાથમાં છે.

**माता यदि विषं दद्याद्विक्रीणाति पिता सुतम् ।**
**राजा हरति सर्वस्वं तत्र का परिदेवना ॥**

માતાજ પોતાનાં બાળકને વિષપીવડાવે, અગર પિતાજ પુત્રને ધનને લઇને વેચીદે, કિંવા રાજાએજ સર્વસ્વ હરીલીધું હોય, તો પછી કેવી રીતે અને કોણ રક્ષા કરી શકે તેમ છે? અને તેને માટે પછી શોક પણ કેવો? તેજ પ્રમાણે, સંસારભય અને બંધનમાંથી નિર્મુક્ત કરનારા આપજ જો મ્હને મૃત્યુભય દેખાડીને સંસારચક્રને વિષે ભમાવશો, તો પછી મ્હારે ક્યાં જવું અને કોની પ્રાર્થના કરવી? '**सन्तोऽर्वाग्बिभ्यतोऽरणम्.**' પ્રાણીઓના પ્રાણ રક્ષણ કરવાની શક્તિ અન્નમાં હોય છે, કિંવા ધર્મદ્વારા સંપાદન કરેલી સંપત્તિ આ લોક પરલોકમાં કલ્યાણકારક થઇ પડે છે, તેજ પ્રમાણે સંસારના ભયમાંથી ઉગારવાને સન્ત મહાત્માજ સમર્થ નીવડે છે. મહદ્‌ભાગ્યે મ્હારી આપની સાથે મુલાકાત થઇ છે, તો ત્રિવિધતાપ અને પાપમાંથી આપ મ્હારો છૂટકો કરો.

આણી તરફ, મૈનાવતી માઇએ કાનીફનાથના આગમન વિષે સાંભળ્યું હતું, તેથી એમના દર્શન કરવાની એને ઇચ્છા થઇ અને એટલા ખાતર તે નીકળી. એમની પાસે જવાથી ગુરની બાળપણ

[1] **पिबति 'भक्षयति' कर्तारं पापं.** કરનારાનો ગ્રાસ (કાળીઓ) કરે છે, માટે એનું નામ પાપ છે.

લાગે, અને પોતાનો પુત્ર ગોપીચંદ ત્હેમની પાસે ગયો છે, તો ત્હેની પણ શી સ્થિતિ છે, તથા શો અપરાધ કર્યો છે, તેપણ સમજાય. દાસીઓ સમેત મૈનાવતી નગર બહાર બગીચામાં ઉતરેલા કાનીફનાથની પાસે આવી અને ત્હેણે આદેશ કર્યા. કાનીફે પણ આદેશ કહીને પૂછ્યું, 'માઈ! ત્હમારૂં નામ?' મૈનાવતીએ કહ્યું, 'આ શરીરની મૈનાવતી સંજ્ઞા છે.' કાનીફે કહ્યું, 'મૈનાવતી તુંજ છે? આ ગોપીચંદ રાજા શું ત્હારોજ પુત્ર થાય કે?' મૈનાવતી બોલી 'હા, મહારાજ! કાનીફ બોલ્યા, 'ત્હમારા પુત્રનાં પરાક્રમ જાણ્યાં કે નહિ? હમારા ગુરૂને એણે ખાડામાં ડાટી દીધા છે.' ત્યારબાદ મૈનાવતીએ પૂછ્યું, ત્હમારા ગુરૂ કોણ અને એમને ખાડામાં ક્યારે ડાટી દીધા? તે બધી સત્ય હકીકત કહો'-કાનીફનાથ કહેવા લાગ્યા, 'માઇ મૈનાવતી! મ્હારા ગુરૂનું નામ જાલંધરનાથ છે. એમને ઢોંગી કપટી સમજીને આ ત્હમારા પુત્રે ખાડામાં ડાટી દીધા અને ઉપર લાદ, માટી વગેરે ભરી દીધાં; એ વાતને બાર વરસ થયાં છે. તે સાંભળતાંજ મૈનાવતી રડવા લાગી અને બોલી ઉઠી:–'મહારાજ! એજ મ્હારા ગુરૂ છે. જેમના દર્શનને માટે હું બહુ વ્યાકુળ થઇ છું અને જ્યાં ત્યાં શોધતી ફરૂં છું, પણ ક્યાંઇ પત્તો લાગ્યો નથી; ત્હેમને માટે મ્હારા પ્રાણ કંઠમાં આવીને રહ્યા છે. મહારાજ! આ વાત મ્હને વિદિત ન હતી.' એટલું કહી પાસે જે પોતાનો પુત્ર ઉભો થઇ રહ્યો હતો, ત્હેના તરફ ક્રોધ દૃષ્ટિથી જોઇને ત્હેને કહેવા લાગી, હે કુલાંગાર! મ્હારા પેટેથી તું ઉત્પન્ન થયો અને ત્હેં આવું નીચ કામ કર્યું? એના કરતાં તો હું પુત્ર રહિત અવસ્થામાં રહી હત તો બેહેત્તર હતું, અગર જન્મતાંવારને ત્હારૂ મરણ નીપજ્યું હત, કે ગર્ભપાત થયો હત તો ઉત્તમ થઇ પડત. જે હાથે ત્હેં એ કર્મ કર્યું, તે બળી કેમ નહિ ગયા? સદ્‌ગુરૂ, દેવ વગેરેની પૂજા તથા દાનધર્માદિ સત્કર્મ હાથવડે કરવાને બદલે ત્હેં એ નીચ કર્મ કર્યું અને કુળને કલંક લગાડ્યું. મ્હને શંકા આવી

હતી, પણ ખાતરી ન્હોતી થતી કે ત્હેં આવું કર્મ કર્યું હશે! આજે કાનીફનાથને મ્હોંડેથી એ વાતનો ખુલ્લાસો થયો. ધિક્કાર છે ત્હારા રાજ્ય વૈભવને અને સ્ત્રી પુત્રાદિ પરિવાર સહિત ત્હને! જન્મસાર્થક કરવાને બદલે નરકનું સાધન ત્હેં કર્યું. હવે કાનીફનાથ આ અપરાધને માટે ત્હને શાપ દઈને ખાક કરી દેશે તો તેમાં શું આશ્ચર્ય? હસતાં હસતાં કરેલાં કર્મનું પરિણામ મનુષ્યને રડતાં રડતાં ભોગવવું પડે છે. ચાલ્યો જા ગમે ત્યાં અંહીથી ત્હારૂં કાળું મ્હોં કરીને.'

આ પ્રકારનું માતાનું સાંભળીને રાજા રડવા લાગ્યો, તથા શરીર પણ એનું કાંપતું હતું, એવી અવસ્થામાં માતાને નમસ્કાર કરીને ગદ્‌ગદ્ વાણીથી એ કહેવા લાગ્યો, 'હે માતા! કામી પુરૂષ શું કરી શકતો નથી? આપે મ્હને અત્યાર સુધી બહુ બહુ જ્ઞાનોપદેશ કર્યો, પરન્તુ મ્હારૂં ચિત્ત વિષય લંપટ હોવાથી, મ્હેં તેનો તિરસ્કાર કર્યો અને સ્ત્રીઓએ જે કહ્યું તે સાચું માન્યું અને જાલંધરનાથ યોગીને કૂવામાં ડાટી દીધા. કામ ન હોય તો ક્રોધ ઉપજતોજ નથી અને ક્ષોભ પણ મ્હોંડું બતાવતો નથી. પરંતુ જેનામાં કામ હોય છે, ત્હેનામાં સકલ દુષ્ટવિકારોનો નિવાસ હોય છેજ. દુર્લભ નરદેહની પ્રાપ્તિ થઈ, તો જેમને શરણે જઈ જ્ઞાન સંપન્ન થઈને જન્મ સાફલ્ય કરવું જોઇતું હતું, તેને બદલે મ્હેં ત્હેમનો ઘાત કર્યો. પણ હવે તેનો શો ઇલાજ? માટે મ્હારા અપરાધની તું ક્ષમા કર, તથા કાનીફનાથ પાસે પણ ક્ષમા કરાવરાવ, અને જાલંધરનાથને જલદીથી કૂવામાંથી બહાર કાઢવાની કાંઇક તજવીજ કરો. એક તરફ કાનીફનો અને બીજી તરફ માતાનો ક્રોધરૂપી દાવાગ્નિ જે પ્રદીપ્ત થયો હતો, તેવી જ્વાલાથી રાજારૂપી કુરંગ[1] (હરણ) દગ્ધ થવા લાગ્યું અને તેની વ્યથા અસહ્ય થઈ પડી.

---

૧ કુત્સિત વિષયામાં જેને રંગ છે, એવો વિષયાસક્ત પુરૂષ, કુ-રંગ સમજવો.

પછી મૈનાવતી માઇ શાન્ત થઇ અને પુત્રને માટે કાનીફનાથની પોતે જાતે પ્રર્થના કરવા લાગી. મહારાજ! આ પુત્ર મ્હારો નથી આપનો છે, એમ સમજો અને જે કાંઇ ઉચિત લાગે તે કરો. એવું બોલીને રાજાના હાથ પકડીને કાનીફના ચરણ પર ત્હેણે છોડી દીધા, અને કહેવા લાગી કેઃ—

**चन्द्रः क्षयी[1] प्रकृतिवक्रतनुर्जडात्मा दोषाकरः स्फुरति मित्रविपत्तिकाले। मूर्ध्ना तथापि विधृतः परमेश्वरेण नैवाश्रितेषु महतां गुणदोष शंका ॥**

ચન્દ્ર ક્ષય રોગી છે, તથા જેનું શરીર સદા (એક પોર્ણિમા વિના) વક્ર હોય છે, અને જે જડ[2] રૂપ છે. તેજ પ્રમાણે જે દોષાકર[3] (દોષોની ખાણ) છે, અને મિત્રની[4] વિપત્તિના વખતમાં જે આનંદથી પોતાનો ઉદય[5] (ઉત્કર્ષ) કરીલે છે. ચંદ્રને વિષે જો કે એવા બહુ બહુ દોષો છે, તો પણ તેનો કાંઇપણ વિચાર ન કરતાં પરમાત્મા મહાદેવે ત્હેને પોતાના મસ્તક ઉપર ધારણ કર્યો અને આશ્રય આપીને જગત્‌માં

---

૧. દક્ષ પ્રજાપતિની સત્તાવીસ અશ્વિન્યાદિ નક્ષત્રરૂપ કન્યા ચન્દ્રને દીધી હતી, પરંતુ તેઓમાંથી એક રોહિણી ઉપરજ ત્હેનો અધિક પ્રેમ હતો. ત્યારે દુઃખી થઈને તેઓએ એ વૃત્ત પોતાના પિતાને કહ્યું. પછી દક્ષ એકાદ બે વખત સામોપચારથી, સઘળીનેજ સમાન ગણીને વર્તવું જોઇએ, એ પ્રમાણે ઉપદેશ કર્યો, પરંતુ તે વાત ચન્દ્રે ન સાંભળી. તેથી દક્ષે ક્રોધથી રાજ્યક્ષ્મા (ક્ષય)ને નિર્માણ કરીને, ચન્દ્રનો ગ્રાસ કરવાને માટે કહ્યું. રાજયક્ષ્માએ ગ્રાસ કર્યા બાદ, ઔષધિ વનસ્પતિ સૂકાઇ ગઇ, યજ્ઞાદિ કર્મ બંધ થઇ ગયાં, ત્યારે દેવો બ્રહ્મદેવની પાસે જઈને વૃત્તાન્ત કહેવા ગયા. બ્રહ્મદેવે દક્ષની પાસે તેઓને મોકલી આપ્યા, અને દેવતા પ્રાર્થના પરથી દક્ષે કહ્યું કે, મ્હારૂં વચન મિથ્યા નહિ થાય, પણ માસમાં એક પક્ષ વૃદ્ધિ અને એક પક્ષ ક્ષય થશે. ૨ સંસ્કૃતમાં ड અને लનો ભેદ નથી, માટે જલસ્વરૂપ સમજવું. ચંદ્રમંડલ જલમય છે એવું વર્ણન છે. ૩ દોષાકર રાત્રિનો કર્તા. ૪ સૂર્યના અસ્તસમયે પ્રકાશવું તે.

તેણી વિશેષ પ્રતિજ્ઞા કીધી. સારાંશ, મહાત્મા પુરૂષોને ગુણદોષાદિકોની શંકા હોતી નથી. કેમકે, તેઓ જેને આશ્રય આપે છે, ત્હેને આપસમાન સદ્‌ગુણસંપન્ન કરી દે છે. માટે આપ એના પર કૃપા કરો, એવી મ્હારી પ્રાર્થના તથા ઇચ્છા છે.

રાજા પણ પ્રાર્થના કરવા લાગ્યો, 'મહારાજ! અમૃતપાન થયા બાદ રોગોનાં નામ પણ પાસે રહેતાં નથી, કિંવા લક્ષ્મી પ્રસન્ન થયા બાદ દરિદ્ર દૃગ્ગોચર થતો નથી, અથવા અગ્નિમાં જે જાય છે, તે અગ્નિરૂપ થઇને સ્થિત થાય છે, યદ્વા લોખંડ સ્પર્શમણીને સ્પર્શતાં વારને સુવર્ણરૂપ થઇને ભૂષણીભુત થાય છે, યા નાની અને મલિન નદીઓ ગંગાને મળીને તદ્રૂપ બની જાય છે, વા ચંદનસંગતિથી લીંબડાનાં ઝાડપણ ચંદનરૂપ થાય છે, તે પ્રમાણે સાધુઓના ચરણનો આશ્રય કરનારા પણ સાધુરૂપ થાય છે. માટે મ્હારા અપરાધને ક્ષમા કરીને આપ મ્હને આપનાસમાન કરો, એટલી અભ્યર્થના છે. લૌકિકમાં અને પુરાણાદિકકોમાં પણ એવું વર્ણન સાંભળીએ છીએ કે, ચન્દન મનુષ્યનો તાપ દૂર કરી દે છે, તોપણ તેના કરતાં પણ ચંદ્રમાનામાં ગુણવિશેષ છે. ચન્દનનો લેપ શરીરને જ્યાં સુધી તે સૂકાયું નહિ હોય ત્યાં સુધીજ, અને શરીરના જે ભાગને લગાડ્યો હોય તેજ ભાગને ઠંડક કરી દે છે, પરંતુ ચંદ્ર તો પોતાની ચંદ્રિકા વડે અખિલ અંગને શાન્ત કરી દે છે. તેમ છતાં, એ બન્નેના કરતાં પણ સત્સંગતિ અધિક અને નિત્ય શાંતિ દાયિની છે. કેમકે ચંદ્ર અને ચન્દનથી માનસિક તાપ દૂર થતા નથી, પરન્તુ સાધુ તો પોતાની સંગતિથી આધ્યાત્મિકાદિ અંતર્બાહ્ય તાપોને શમન કરી દે છે. એથી કરીને આપની સંગતિ કરનારા મ્હને જો વિપરીત ફળ પ્રાપ્ત થાય, તો ત્રૈલોકયમાં આપની અપકીર્તિ થશે.

આ પ્રકારની મૈનાવતીની અને રાજાની પ્રાર્થના સાંભળીને કાનીફનો ક્રોધ રૂપી અનલ શાન્ત થયો, અને જે પ્રમાણે તરસ્યા ચાતક

પક્ષીપર મેઘ વૃષ્ટિ કરીને ત્હેને આનંદિત કરે છે, તેજ પ્રમાણે કાનીફ-નાથે ત્હેનાઉપર દયામૃતની ભરેલી દૃષ્ટિનો વર્ષાવ કર્યો. પ્રસન્ન ચિત્તથી ત્હેણે રાજાને અભય આપ્યું અને કહ્યું કે, હવે ત્હારે શોક કરવો નહિ: મૈનાવતી ત્હારી માતા અને મ્હારી ગુરૂ બ્હેન હોવાથી, ત્હેના તરફ મ્હારે કાંઇક જોવું જોઇએ; નહિ તો આ સમયે બીજું કોઈ જો હત, તો ત્હેને તો હું ખાક કરી દેત. અસ્તુ ! પછી મૈનાવતીને કહ્યું, માઈ ! હવે તમે તમારાસ્થાનપર ચાલ્યાં જાઓ; જે તમારો પુત્ર હતો તે હવે મ્હારો પણ થયો, માટે એને કશો ભય નથી. હવે હું યુકિતથી જાલંધરનાથને કુવામાંથી કાઢીશ અને તમને દર્શન કરાવીશ. આટલું સાંભળીને મૈનાવતી આદેશ કરીને ત્યાંથી પોતાને મંદિર ચાલી ગઈ. રાજાને એ વાતનું ઘણું આશ્ચર્ય લાગ્યું કે જાલંધરનાથને કુવામાં ડાટી દીધાને લગભગ બાર વરસ થવા આવ્યાં, તોપણ એ હજી સુધી જીવતા કેમ રહ્યા હશે? જીવતો જો હશે, તો એમનો મ્હારા ઉપર કેટલો બધો ક્રોધ થશે ? પરન્તુ કાનીફનાથનું અભય છે, તેથી કોઇ પ્રકારની ચિન્તા ન કરવી. બાદ કાનીફનાથે રાજાને પૂછ્યું, ‘હવે આગળ તમારી શી ઇચ્છા છે ?’

રાજાએ કહ્યું. હવે આપજ આ શરીરનાં માતા, પિતા, બન્ધુ, મિત્ર, આપ્ત, ઇષ્ટ. સદ્ગુરૂ વગેરે સઘળુંજ છો, તેથી ‘જેમાં મ્હારૂં હિત હોય એવું આપ કરો’ એવી પ્રાર્થના કરવાની કાંઇ આવશ્યકતા રહેતી નથી. પ્રથમ મ્હારી નગરી તથા રાજમન્દિરને આપ પાવન કરો. રાજાની પ્રાર્થના સાંભળી અને કાનીફનાથે હા કહી. પછી, રાજાએ ત્હેને પાલખીમાં બેસાડીને, હાથી ઘોડા સ્વાર સિપાઇ સમેત મંગલવાદ્ય (વાજાં) વગાડતાં, મંત્રી સહિત પોતે જેમની આગળ પૈદલ ચાલતો હતો, એવી રીતે ત્હેમનું સરઘસ નગરીમાં થઇને પસાર થવા માંડયું. રસ્તાપર થઇને જતી વખતે ભાલદાર, ચોપદાર, બંદીભાટ જનો એમના યશોગાન ગાતા હતા, તથા લોકો દર્શન કરીને ફુલનો વરસાદ વરસાવતા હતા; એવા ઠાઠમાં ત્હેમને રાજમન્દિર પર્યન્ત લાવવામાં આવ્યા. ત્યાર

બાદ ત્યાંથી રાજસભામાં પોતાના સિંહાસનઉપર હેમને બેસાડીને હેમનું પૂજન કરવામાં આવ્યું, તથા અનેક વસ્ત્રાલંકાર હેમને સમર્પણ કર્યાં અને ગોપીચંદે પ્રાર્થના કીધી કે, જાલંધરનાથને કુવામાંથી આપ જલદી કાઢો. કાનીફનાથે કહ્યું, એમનો ક્રોધ અનિવાર થશે, માટે ક્રોધના શમન પૂર્વક એમને બહાર કાઢવાની તજવીજ કરવી યોગ્ય છે. પ્રથમ, એક કામ કરો કે, હમારા સ્વરૂપ સમાન ચાર પુતળાં સોનાં, રૂપાં, તાંબા અને લોખંડનાં કારીગર લોકો પાસે બનાવરાવી લાવો; ત્યારબાદ જ્યાં હેં એમને ડાટી દીધા છે, ત્યાં જઇને કૂવો ખોદી કાઢીશું. ભસ્મમાં આચ્છાદિત કરેલા અગ્નિસમાન એમનું તેજ અને ક્રોધાગ્નિ આવૃત છે, એથી એમને એકાએક પ્રગટ કરવાથી હારા શરીરને અપાય થાય તેમ છે; એટલા માટે પૂતળાંઓની આહુતિ સમર્પણ કરીને તેને શાન્ત કરીશું, તો એમની કૃપાથી તું અજરામરત્વને પ્રાપ્ત થઇશ.

કાનીફનાથનું વચન સાંભળીને રાજાએ મંત્રીને બોલાવીને પોતાના સ્વરૂપનાં આબેહૂબ ચાર ધાતુઓનાં ચાર પૂતળાં બનાવી લાવવાની વરદી આપી, અને મંત્રીએ પણ તાબડતોબ કારીગર લોકોને બોલાવીને સુવર્ણાદિનાં પૂતળાં તૈયાર કરી લાવવાનો હુકમ કરી દીધો. ત્યારબાદ સર્વ મંડળી પોતપોતાના સ્થાનપર ચાલી ગઇ. કાનીફનાથ તથા હેમના સાતસો શિષ્યો તથા હેમની સાથે સઘળાજ માણસોને સારાં સ્થાનમાં ઉતારો આપીને, પોતાના લોકો મારફત હેમના સર્વના ખાવા પીવાનો બન્દોબસ્ત રાજાએ ઉત્તમ પ્રકારે કરાવી દીધો. સારાંશ, રાજાએ જો કે અપરાધ કર્યો હતો અને કાનીફનાથે ઉપરઉપરથી ખુબ ક્રોધ દેખાડયો હતો, તોપણ આખરે [illegible] થઇને રાજાના પરમ કલ્યાણપૂર્વક જાલંધરનાથને કૂવામાંથી બહાર કાઢવાને માટે ચાર ધાતુઓનાં ચાર પૂતળાં બનાવવાની યુક્તિ શોધી કાઢી, અને હેનું રક્ષણ કીધું. મહાત્મા પુરૂષોમાં ક્રોધનો આવિર્ભાવ થાય છે, પરન્તુ તે અલ્પ

કાળીજ ટકે છે. વસ્તુતઃ તેઓ પોતાની સંગતિથી તથા ઉપદેશ દ્વારા આશ્રિત જનોના પાપતાપદૈન્ય દૂર કરી દે છે.

**इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंद सरस्वती-शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे कानीफकथित सुवर्णादि राजप्रतिमानिर्माणं नाम पंचमोऽध्यायः ॥**

**॥ श्रीगुरुदत्तात्रयोपर्णमस्तु ॥**

**। इति शिवम् ।**

---

## षष्ठोऽध्यायः

---

**मृतिः शरीरसंत्यागो जातसाक्षात्कृतिर्मुनिः ।**
**शरीरं त्यक्तवान्पूर्वं मृतस्य मरणं किमु ॥ हे० मा० ॥**

સુવર્ણાદિ ધાતુઓનાં ચારે પૂતળાં કારીગરલોકો તૈયાર કરી લાવ્યા બાદ મન્ત્રીએ રાજાને નિવેદન કર્યું કે, 'પૂતળાં તૈયાર થયાં છે,' હવે આગળ શું હુકમ છે? રાજાએ કહ્યું, કાનીફનાથને ખબર કરું છું અને પછી તેઓશ્રી જેમ કહેશે, તે પ્રમાણે કરવાનું. ત્યારબાદ રાજા કાનીફનાથની પાસે જઈને કહેવા લાગ્યો, 'મહારાજ! આપની આજ્ઞાનુસાર મ્હારાં સ્વરૂપનાં બરાબર સુવર્ણાદિ ચાર પૂતળાં તૈયાર થયાં છે. માટે આગળ જે કરવાનું હોય તેની આજ્ઞા આપવામાં આવે તો સારૂ થાય! હવે મહારાજને જલદી કૂવામાંથી બહાર કાઢવાની તજવીજ કરો. રાજાનું વચન સાંભળીને કાનીફે કહ્યું, કાલે શુભ નક્ષત્રવાર યોગ છે, તેથી એમને કાઢવાનો ઉદ્યમ કરીશું. બીજે દિવસે પ્રાતઃકાળમાં

કાનીફનાથે રાજાને કહ્યું, 'હવે જે જગાએ હેં એમને ડાટી દીધા છે ત્યાં ચાલો.' ત્યારબાદ, કાનીફનાથ અને હેમના શિષ્યો તથા રાજા ગોપીચન્દ અને મન્ત્રી તથા બીજા પણ કેટલાક લોક તે સ્થાનપર જવાને નીકળ્યા. ત્યાં પહોંચ્યા બાદ રાજાએ કાનીફને જ્યાં આગળ જાલંધરનાથને ડાટી દીધા હતા તે કૂવો દેખાડયો અને તેનાપર દશ હાથ પર્યન્ત જે લાદ માટીનો ઢગ ઉંચો થઇ ગયો હતો, તેને લોકોએ દૂર ખસેડી દીધો. જમીન સાફ થયાં બાદ કાનીફે કહ્યું, રાજા! હવે તું હાથમાં કોદાળી લઇને જાતે ખોદવા લાગ અને અંદરથી 'કોણ છે?' એમ પૂછવામાં આવે એટલે ત્યાંથી હઠી જઇ ઝટ એક પૂતળું ગોઠવી દેજે અને તેની પાછળ તું ઉભો રહીને પછી આદેશ કરીને હારૂં નામ કહેજે. હું હારી પાસેજ છું. ડરવું નહિ; ધૈર્યાવલંબન કરીને કાર્ય કરવું. એમ કહીને, હેના કપાળને વિભૂતિપણ અભિમંત્રણ કરીને કાનીફે લગાડી, કે જેથી શરીરને કાંઇ અપાય ન થાય. કાનીફ-નાથે જો કે રાજાને અભય આપ્યું હતુ, વિભૂતિ લગાડીને પાસે ઉભા રહ્યા હતા, તોપણ પાપકર્મ એવું હોય છે કે કરનારાને તે ભય ઉપજાવે છેજ. અસ્તુ! રાજાએ પ્રથમ મન્ત્રીને એક લોખંડનું પૂતળું લઇને ઉભા રહેવાનું કહ્યું અને પોતે હાથમાં કોદાળી લઇને ખોદવા લાગ્યો. ખોદવાનો અવાજ સાંભળતાંજ અંદરથી જાલંધરનાથે પૂછ્યું, 'અરે કોણ ખોદે છે?' સાંભળતાંવારને રાજાએ મંત્રીના હાથમાંહેનું પૂતળું લીધું, અને તે કુવા ઉપર જ્યા આગળ એ ખોદતો હતો, ત્યાં આગળ ઉભું કરી દીધું તથા કાનીફ વચનાનુસાર તે પૂતળાંની પાછળ ઉભો રહીને કહેવા લાગ્યો, 'સાંઇ! આદેશ, આદેશ.' જાલંધરે પૂછ્યું 'કોણ આદેશ બોલે છે?'

**અદત વચન ગોપીચંદ મૈ નાથ ચેલા। જલબલ ભસમ હોરે ખાક વાકી ઉજાલા ॥**

રાજાએ કહ્યું, 'હે નાથ! હું આપનો ચેલો ગોપીચંદ છું. સાંભળતાં વારને જાલંધરનાથે કહ્યું, હે અધમ! ત્હારી કાયા બળીને ખાખ થઇ જજો. એટલું કહેતાં વારને જમીનમાંથી અગ્નિજ્વાળા નીકળી અને લોખંડનું પૂતળું ખાક થઇ ગયું. લોકોપણ તેનાથી ચકિત થયા, અને રાજા તો ભયભીત થઇને રોવા લાગ્યો. કાનીફે કહ્યું, રાજા! ડરવું નહિ. બીજું પૂતળું મંગાવ અને પહેલાંની માફક કોદાળી લઇને ખોદવા લાગ. જ્યારે પૂછે, ત્યારે તાંબાનું પૂતળું ત્યાં આગળ ઉભું કરી દઇને, તેની પાછળ ત્હારે આવી જવું અને આદેશ કહેવા. રાજાએ મન્ત્રીને પાસે બેલાવીને, તાંબાનું પૂતળું લઇને ઉભા રહેવા કહ્યું અને પોતે ખોદવા લાગ્યો. અવાજ સાંભળતાંજ જાલંધરનાથે પૂછ્યું, 'અરે કોણ ખોદે છે?'

તબી તાંબેકા પૂતલા જલ્દ લાયા। ખડાકર પીછે નાથ આદેશ ગાયા।

આગે કોન હૈ ગોપીચંદાભિધાની અબી ખાક હો ચૌંચલી સિદ્ધબાની ॥

રાજા ત્યાંથી ઝટ આઘો ખસી ગયો, અને આગળ તાંબાનું પૂતળું ધરીને પછીથી આદેશ કહ્યા. જાલંધરે પુછ્યું, 'આગળ કોણ આવીને આદેશ બોલે છે?' રાજાએ કહ્યું, 'ગોપીચંદ નામ ધારણ કરનારો હું આપનો સેવક આદેશ કરૂં છું.' તે સાંભળી નાથજીએ કહ્યું, 'બળીને ભસ્મ થઇ જા!' તેજ ક્ષણે પૃથ્વીમાંથી અગ્નિજ્વાળા નીકળી, અને વનમાં દાવાગ્નિથી જેમ વૃક્ષ સળગી ઉઠે છે, તે પ્રમાણે તાંબાનું પૂતળું પણ ખાક થઇ ગયું. તે વખતે રાજાની સ્થિતિ કેવી થઇ હશે? તેનું તો માત્ર અનુમાનજ કરી શકાય. સકલ શરીર કંપયુકત, નેત્ર અશ્રુપૂર્ણ, કંઠ ગદ્‌ગદ્‌ એવી અવસ્થામાં કાનીફ નાથના ચરણમાં ત્હેણે પડતું નાખી દંડવત્‌ પ્રણામ કરીને કહેવા લાગ્યો, મહારાજ! :—

## પદ- રાગ કાલંગડા, તાલ દાદરા.

દયાવંત દયા કરો કાનનમેં જાઉં નિરાધાર દીનભયા કહાં સુખ પાઉં ॥ ટેક ॥ ખાઈમેં આવાજ હોત નાથ રોષ ભારી પુતલેકી ખાકભઈ કૌનસુઝે તારી ॥ ૧ ॥ રાજભોગ કૌન કરે રાનીસંગ પ્યારા તન મન ધન આસ રહી કાલ કરકે ઘેરા ॥ ૨ ॥ નાથચરણુ અભયદિયા સેવક મૈ તેરા । એકબાર કહો હમકો ગોપીચંદમેરા ॥ ૩ ॥

આપ દયાવંત છો, મ્હારા ઉપર કૃપા કરો. કેમકે નિરાધાર થએલા મ્હને આપ વગર કોણુ આશ્રય અગર સુખ પ્રાપ્ત કરાવી શકે તેમ છે? કૂવામાંથી નાથનો જે રોષયુકત ધ્વનિ નીકળે છે, તેનાથી લોખંડના જેવી કઠણુ ધાતુનું પૂતળું પણુ બળીને ખાક થઇ ગયું, તો મ્હારી કોમળ કાયા સળગી જાય તેમાં શો શક? અત્યારે મ્હને કાળે ઘેરી લીધો હોય એમ લાગે છે, માટે રાજ્યભોગ સ્ત્રી-પુત્રાદિ પરિવારનો પરિત્યાગ કરીને અરણ્યમાં જઇને તપ કરવાની મ્હારી ઇચ્છા છે. આપે મ્હને અભય આપ્યું છે કે ત્હને કાંઇ ભય નથી, તો એ વચન સત્ય કરો. મહાત્મા પુરૂષોનાં મ્હોંડામાંથી એકાએક વાણી નીકળતી નથી, અને નીકળે છે તો તે જુઠી પડતી નથી, અગર પાછી ફરતી પણુ નથી. હાથીના દાંત જે પ્રમાણે બહારના જુદા અને અંદરના જુદા હોય છે, તેવુંજ અસત્ પુરૂષોનું વચન હોય છે. ગાય પોતાનાં વાછરડાંને લાત મારે અગર માતા બાળક ઉપર ક્રોધાગ્નિ વરસાવે, તો તેની રક્ષા બીજા કોનાથી થઇ શકવાની હતી? તેજ પ્રમાણે આપ માતાવત્ દયાળુ અને પિતાવત્ રક્ષક છો અને હું તો બાળક (મૂઢ)જ છું. માટે મ્હારી રક્ષા કરો. રાજાનું આ પ્રકારનું વચન સાંભળીને, કાનીફે ત્હેનું સમાધાન કીધું અને કહ્યું કે, 'હે રાજા! ત્હારી રક્ષા માટેજ મ્હેં આ યુક્તિ શોધી કાઢી છે, હવે ત્રીજું જે રૂપાનું પૂતળું છે, ત્હેને આગળ કરીને આરોગ્ય

બોલજે અને ડરીશ નહિ. બન્ને પૂતળાં સળગી ગયા બાદ, લ્હારૂં કામ સફળ થશે. પછી, રાજાએ પહેલાંની માફક ખોદવા માંડયું, અને રૂપાનું પૂતળું પાસે લઇને મન્ત્રી ઉભો થઇ રહ્યો. અવાજ થતાંજ અંદરથી નાથ પૂછવા લાગ્યા, 'અરે કોણ ખોદયાં કરે છે?' રાજાએ ઝટ બાજુ ઉપર ખસી જઈ, રૂપાનું પૂતળું ત્યાં આગળ ધરી દીધું અને પોતે ત્હેની પાછળ ઉભો રહી આદેશ પુકારવા લાગ્યો. ત્યારે જાલંધર નાથ પૂછવા લાગ્યા કેઃ—

અખાડી ખડા કૌન હૈ તૂ ગહવારા કહે કાનિફા ગૌડ બંગાલ પ્યારા।
મુઝે ડારીયે ખાડેમેં બર્સબારા કહેનાથજી ખાક હો દેહતેરા ॥

અરે! આગળ આવીને વારંવાર કોણ મ્હને આદેશ કરી રહ્યું છે? રાજાએ કહ્યું, ગૌડ બંગાળ દેશનો પ્યારો રાજા ગોપીચંદ હું આપને આદેશ કરી રહ્યો છું. જાલંધરનાથ બોલ્યાઃ—'અરે ગમાર! બાર વરસ સુધી ખાડામાં પૂરી રાખનારો તુંજ છે, માટે ત્હારી કાયા બળીને ભસ્મ થઇ જાઓ. આટલું કહેતામાંજ અગ્નિજ્વાળા જમીનમાંથી નીકળી અને તેનાથી રૂપાનું પૂતળું પણ સળગી ગયું ત્યારે કાનીફે મંત્રી પાસે સુવર્ણનું પૂતળું મંગાવરાવ્યું અને રાજાને કહ્યું કે, પહેલાંની પેઠે ખોદ અને આ પૂતળાંને તે જગ્યાએ રાખીને આદેશ બોલજે; ભયભીત થઇશ નહિ. ક્ષત્રિય જાતિ શૂરવીર અને ધૈર્યવાન્ હોય છે, એમ હોવા છતાં આટલો ડરે શું કરવા? રાજાએ ખોદવાનો પ્રારંભ કરતાંજ, અંદરથી ધ્વનિ નીકળ્યો, 'કોણ ખોદે છે?' રાજા એક તરફ થઇને

તબી હેમકી મૂર્તિ સંગીત લ્યાઈ। જુરેહાથ આદેશ બાની સુનાઈ।
ખડા કૌન બંગાલ હૈનાથ ચેલા। તેરી ખાક હોરે દિનાનાથ બોલા॥

સુવર્ણનું પૂતળું તે જગ્યાપર ઉભું કરીને પાછળથી રાજાએ આદેશ વાણી પુકારતાં જાલંધર પૂછવા લાગ્યા 'અરે! કોણ ઉભું રહીને આદેશ બોલે છે?' રાજાએ કહ્યું, 'બંગાળ નૃપતી આપનો દાસ

ગોપીચંદ હું છું.' આટલું સાંભાળતાંજ જોગીરાજ બોલ્યા, મહાઅધર્મી, અનીતિમાન તું છે; તેથીજ ત્હેં મ્હને સ્ત્રીઓના વચનથી કૂવામાં નાંખી દેવડાવ્યો. ત્હારી કાયા ખાક થઇ જશે જા. તેજ વખતે, પહેલાંની માફક જમીનમાંથી અગ્નિજ્વાળા નીકળી અને સુવર્ણનું પૂતળું બળીને ભસ્મ થઇ ગયું. રાજાએ વિચાર કર્યો કે, હવે તો આ શરીર ખાક થઇ જવાની પાળી આવી ચૂકી. સિદ્ધ કાનીફનાથે કહ્યું, 'હે રાજા હવે આગળ થઇને તું આદેશ બોલીશ, તો ત્હારી ઇચ્છા સફળ થશે. કાનીફનુંવચન સાંભળીને:—

કરકમલ હિ જોરે ભૂપ આદેશ બોલા। અજબ કવન હૈરે કૂપસેનાથ બોલા । મહિપતિ દિન ગોપીચંદ મૈ પિંડ કાચા । અમર પ્રભુ હુવા તૂં યોં ચલી સિષ્ય બાચા ॥

રાજાએ હાથ જોડીને પૂર્વોક્ત સ્થળમાં ઉભા રહીને આદેશ કહ્યા. ત્યારે કૂવામાંથી નાથ બોલ્યા, અરે વારંવાર આગળ આવીને આદેશ કોણ બોલે છે ? રાજાએ કહ્યું, 'મહારાજ પૃથ્વીપતિ ત્રિલોકચંદ તથા મૈનાવતીનો પુત્ર જે ગોપીચંદ તે હુંજ છું. કાચના જેવા તુચ્છ એવા આ શરીરપિંડઉપર અહંમમ ભાવ રાખીને જેણે આપની આવી દશા કીધી, તે અધમ પાપી હું છું. મ્હારા ઉપર આપ કૃપા કરશો. જાલંધરનાથ બોલયા, રાજા હજી સુધી તું જીવતો છે ? રાજાએ કહ્યું, આપની કૃપાથી સજીવ છું'. આવું સાંભળીને, ત્હેમણે વિચાર કર્યો કે, મ્હારા ક્રોધાનલથી જગત પણ ખાક થઇ જાય છતાં ત્રિલોકચંદનો પુત્ર બચ્યો એ કેવી આશ્ચર્યજનક વાત! તક્ષકના ડંશથી પ્રાણીનું બચવું અગર ગરૂડના મુખમાંથી સર્પનું છૂટી જવું કિંવા સર્પના મુખમાંથી ઉંદરનું ઉગરવું અથવા કાળની દાઢમાંથી મનુષ્યે છૂટી જઇને જીવતા રહેવું, એ જેવું છે તેજ પ્રમાણે ગોપીચંદ મ્હારા કોપાગ્નિમાંથી બચી ગયો. પરમાત્માનો અથવા બીજા કોઇ મહાત્માનો એના ભાગ્યોદયથી એને આશ્રય મળ્યો હોય, તો એમાં શો સંદેહ ? હવે જો એ

બન્યો છે, તો એને અમર બનાવવોજ ઊચિત છે. પછી, ત્હેમણે રાજાને કહ્યું, હે ગોપીચંદ ! હવે જો તું જીવતો રહ્યો છે, તો ત્હારી કાયા અજરામર થઈ છે, એમજ સમજજો. સિદ્ધની આવી વાણી નીકળતાં તથા સાંભળતાં વારને બધાજ લોકો જયજયકાર કરવા લાગ્યા. પછી લોકોએ ધીરે ધીરે કુવામાંથી લાદમાટી કાઢી નાંખી અને જોવા લાગ્યા તો જેમનું આસન અદ્ધરનું અદ્ધર છે, નીચે પાણી દેખાય છે પરંતુ તેનો અથવા લાદમાટીનો જેમના શરીરને સ્પર્શ સરખો થયો નથી એવા બાલસૂર્યવત્ કાન્તિયુક્ત જાલંધરની મૂર્તિ નજરે પડી. ચકોર પક્ષી પૌર્ણિમાના ચંદ્રને જે પ્રમાણે આલ્હાદયુક્ત આંખ્યોએ નીહાળે છે, અથવા દિવ્ય રત્નની ચારે મેર ઝવેરી લોકો જેમ ભેગા થઈને તેને નિહાળે છે, તેજ પ્રમાણે કાનીફના સાતસેં શિષ્યો અને બીજા પણ નગરવાસી લોકો જાલંધરને જોઈ રહ્યા અને નમન કરીને પુષ્પની વૃષ્ટિ પણ કરવા લાગ્યા. ત્યારબાદ યોગીરાજ પોતાની મેળેજ આપોઆપ નિરાધારમાર્ગે કુવાની ઉપર આવીને બેઠા. ત્યારે તો રાજા, પ્રથમ ત્હેમના ચરણમાં જઈને પડયો, અને અપરાધની ક્ષમા માંગવા લાગ્યો. જાલંધરે ત્હેને ઉઠાડ્યો અને એના મસ્તકઉપર પોતાનો વરદ હાથ મૂકીને મુખેથી કહ્યું, 'રાજા ! હવે તું મૃત્યુના મુખમાંથી છૂટયો છે, એમ સમજજે. યાવચ્ચન્દ્રદિવાકરૌ તૂં જીવતો રહીશ. ત્યારબાદ કાનીફ વગેરે સકલ યોગીઓ પાસે આવીને આદેશ કરવા લાગ્યા, અને અલખ અલખ પોકારવા લાગ્યા તથા સીંગી પુંગીનો નાદ કરી રહ્યા. રાજા ગોપીચંદનાં સ્વરૂપનાં બનાવેલાં ચારે પૂતળાં જાળંધરનાથે સળગાવી દીધાં, અને ત્યારબાદ અજરામરતા પ્રાપ્ત કરાવી દીધી, તેજ પ્રમાણે મનુષ્યને જ્યારે સદ્‌ગુરૂનાં ઉપદેશથી યથાર્થ જ્ઞાન થઈને, ત્હેનાં સ્થૂલ, સૂક્ષ્મ કારણ, મહાકારણ એ ચારે દેહ ભસ્મ થઈ જાય, યાને બાધિત થઈ જાય, ત્યારેજ તેને અજરામરત્વ પ્રાપ્ત થાય, એવો એમાં ભાવ સમજવો. અસ્તુ ! જાલંધરનાથને પોતાની અનન્ય ઉપાસક બેઠી

(શિષ્યા) મૈનાવતીનું સ્મરણ થયું, અને તે ક્યાં છે? એને બોલાવો એમ કહ્યું.

ત્યારે રાજાએ ઝટ લોકોને મોકલ્યા અને જાલંધરનું વૃત્તાન્ત માતાને સમજાવીને ત્હેને લઇ આવવાનું કહ્યું. લોકોને મ્હોંડેથી, પોતાના ગુરુની હકીકત જાણીને, મૈનાવતી હર્ષિત થઇ, અને પૂજોપચાર સહિત ત્હેમનું દર્શન પૂજન કરવા દાસીઓ સમેત નીકળી. જાલંધરનાથ જ્યાં આગળ બેઠા હતા, ત્યાં આગળ મૈનાવતીએ આવીને ત્હેમને આદેશ કહી પ્રણિપાત કર્યા, અને ત્હેમની પૂજા તથા સ્તુતિ પણ કીધી. મૈનાવતી બોલી, 'હે ગુરુરાજ! મ્હારા દુર્દૈવને લીધે લાંબા સમય સુધી આપનાં દર્શન પૂજન ન થઇ શક્યાં.

॥દોહા॥ નમું જગદીશ હંસ અનાદિ જો પરિપૂર્ણ।
સદ્‌ગુરૂ તૂહિ પરમહંસ તોડા બંધન તૂર્ણ॥ ૧ ॥
નમન કરૂં ચતુરક્ષર તુઝે જો મન પ્રબોધચન્દ્ર।
જાલંધર ગુરૂનાથ અગાધજ્ઞાનીસુરનરઈન્દ્ર॥ ૨ ॥
વર્ણાતીત તુ હંસ હૈ માનસસર રહિવાસી।
વિવેકચંચૂ સેવત હૈ મુક્તિમોતી અવિનાશી॥ ૩ ॥
સાવધ હોકર સોહંહંસ સ્મરત નિત્ય નિર્ધાર।
વિગત ભ્રમ તિન દાસનકો કરત સત્ય ઉરધાર॥ ૪ ॥

હે ગુરો! અનાદિ, સર્વવ્યાપી, હંસરૂપ જે પરમાત્મા, તે તુજ પરમહંસરૂપે અવતીર્ણ થઇને, મ્હારો ભવબંધ શીઘ્ર તોડયો. હંસનાશિર, પક્ષ તથા પુચ્છવત્ પ્રિય[1] આ ત્હારૂં શિર છે, અને મોદ[2] પ્રમોદ,[3]

૧ અભીષ્ટ વસ્તુને જોવાથી થતો આનંદ. ૨. અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિથી થનારો આનંદ. ૩ અભીષ્ટ વસ્તુ ભોગવવાથી જે આનંદ થાય છે તે.

એ ત્હારી બન્ને પાંખો તથા બ્રહ્મ ત્હારૂં પુચ્છ[1] છે. લૌકિકહંસ શુભ્રવર્ણનો હોય છે, પરંતુ તું તો વર્ણાતીત હોવાથી, પરમહંસરૂપ છે. પ્રફુલ્લ સુવર્ણકમલોમાં હંસક્રીડાવત્ શિષ્યોના પ્રેમપ્રફુલ્લ હૃત્કમલને વિષે ત્હારી ક્રીડા થાય છે. હંસની માનસ (સરોવર)માં વસતી અને માનસાતીત થએલા એવા ત્હારી શુદ્ધ સત્વપ્રધાન માનસ (મન)માં વસતી. હંસ આકાશમાં, અને તું ચિદાકાશમાં ઉડે છે. લૌકિક હંસ દૂધ પાણીને જૂદાં પાડીને દૂધ પીએ છે, પાણી છોડે છે અને મોતી ખાય છે, તે પ્રમાણે, પણ ચિજ્જડને વિવેકચંચુવડે ભિન્ન કરીને અસારજડનો ત્યાગ કરીને સારભૂતચિદ્રસનું પાન કરે છે; તથા ચૈતન્યસમુદ્રને વિષે વૈરાગ્યરૂપ દ્વીપમાં ઉત્પન્ન થએલા મુક્તિમોતીને ખાય છે. સર્વભૂતોમાં સમ, ઓંકારરૂપ, મનને પ્રબોધ કરીને ચંદ્રની પેઠે શાન્ત કરનારા તથા અગાધ જ્ઞાનસંપન્ન એવા સુર નર મુનિઓમાં શ્રેષ્ઠ અને ચતુરક્ષર નામધારી (જાલંધર એ ચાર વર્ણ છે) એવા લક્ષણ સંપન્ન પરમહંસરૂપ ત્હારા ચરણકમળને મ્હારા અનન્ત સાષ્ટાંગ નમસ્કાર હોજો.

જન્મમરણાત્મક સંસારયન્ત્રમાંથી છુટવાની ઇચ્છા કરનારા લોકો ત્હારા ચરણનો આશ્રય કરે છે, અને અભેદરૂપથી ત્હને નમન તથા સાવધાનતાથી 'હંસ સોહં' ઇત્યાદિ અજપામન્ત્ર જપે છે, તેઓને તું ભેદરહિત કરી દે છે. સારાંશ, જ્યાંસુધી ભ્રમ પાસે હોય છે, ત્યાંસુધીજ જન્મમરણ ત્હેનો આશ્રય કરીને દુઃખ દે છે. હે સદ્ગુરો! બારવરસ રૂપી અન્ધકારમય રાત્રીમાં હું બહુ વ્યાકુળ થતી હતી, પરંતુ આજે ગુરૂનાથ સૂર્યનો ઉદય થવાથી અત્યન્ત આનંદ થયો છે. આંધળાની લાકડી કોઇ છીનવી લે, અગર કંજુસની ઠેલી કહીં ખોવાઇ જાય, કિંવા ચન્દ્રના અસ્તથી ચકોરપક્ષી, અથવા જીવન વગર મચ્છ જે

---

[1] આત્માજ બ્રહ્મરૂપ છે, તેમાં નિરંતરજે સર્વોત્તમ પ્રકારે સ્થિતિ, તેજ પુચ્છ જાણવું. '**ब्रह्मपुच्छं प्रतिष्ठा**' પુચ્છના સમાન સકલ કોશોને આધારભૂત બ્રહ્મજ છે, એ પ્રમાણે શ્રુતિમાં વર્ણવેલું છે.

પ્રમાણે દુઃખી થાય છે, તેજ ન્યાયાનુસાર મ્હારી આસ્થા થઇ ગઇ હતી-પરન્તુ આજે આપનાં દર્શન તથા પૂજન, નમન, સ્તવન વગેરે દ્વારા સર્વેન્દ્રિયવૃત્તિઓ શાન્ત થઈ. વધારે શું કહું ?

## પદ-રાગ પરજ, તાલત્રિતાલા.

માઝી દેવપુજા દેવપુજા । પાય તુઝે ગુરૂરાજા ॥ ટેક ॥ ગુરૂચરણાચી માતી તેચિ માઝી ભાગીરથી ॥૧॥ ગુરૂચરણાચા બિંદુ । તોચિ માઝા ક્ષીરસિંધુ ॥ ૨ ॥ ગુરૂચરણાચે ધ્યાન । તેચિ માઝે ગંગાસ્નાન ॥ ૩ ॥ શિવદિન કેસરીપાયીં સદ્દગુરૂ વાંચુનિ દૈવત નાહીં ॥ ૪ ॥

હે ગુરો ! મોક્ષેચ્છુને ગુરૂજ એક ઉપાસ્ય છે. અગર જો કે ઇશ્વર અખિલ પ્રપંચનું કારણ હોવાથી, સંસારનું તેમજ મોક્ષનું પણ કારણ થાય છે, "યાને રજોગુણ તમોગુણ તથા તેઓની વૃત્તિઓ જે કામમોહાદિ તેનાવડે સંસારબંધન હેતુ, અને પ્રકાશરૂપ સત્વગુણથી મોક્ષનું પણ કારણ થાય છે", તોપણ ગુરૂ તો બ્રહ્માત્મૈકયજ્ઞાન દેનારા હોય છે, તેથી કેવળ મોક્ષનાંજ કારણ થાય છે. એથી કરીને **'नास्ति तत्त्वं गुरोः परम्'** એવું જે શ્રુતિસ્મૃતિ તથા પુરાણોમાં વર્ણવેલું છે, કે ગુરૂથી પર બીજું કોઇ તત્ત્વ નથી તે યથાર્થજ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જેમના ઉપદેશથી સંસારપ્રાપ્તિ થતી હોય, તો તે ગુરૂ શેના ? નહિજ એમ સમજવું. એટલા માટે, હે સદ્દગુરો ! આપના ચરણની પૂજા તેજ મ્હારી દેવપૂજા છે, અને આપના ચરણની માટી (રજ) તેજ મ્હારી ભાગીરથી છે. તથા આપના ચરણોદકનું એક બિંદુ તેજ મ્હારો ક્ષીરસિન્ધુ; અને આપના ચરણનું ધ્યાન તેજ મ્હારૂં ગંગાસ્નાન છે. સારાંશ, સદ્દગુરૂના સિવાય અન્ય દૈવત યા તીર્થ વગેરે કશું હું સમજતી નથી, મૈનાવતીએ કહ્યું; મ્હારા

પુત્રથી અપરાધ થયો છે, તેની ક્ષમા કરો, અને મ્હારો પુત્ર નથી, આપનોજ છે એમ સમજજો, અને એને કૃતાર્થ કરજો એવી મ્હારી પ્રાર્થના છે. આજ સુધી તો મ્હેં એને બહુબહુ બોધ કીધો, પરંતુ તે સઘળો વ્યર્થ ગયો; તથાપિ દૈવયોગથી આજે આપની મુલાકાત થઇ છે, તો એને નિર્મલ જ્ઞાનનો ઉપદેશ કરીને પૂર્ણ કામ કરો. કેમકેઃ—

॥ઓવી॥ સકલ ગુરૂરત્નૈકપદક । તિસમેં વરિષ્ઠ તૂ મધ્યનાયક ।
દ્વાદશ ગુરૂકા ગુરૂત્વદેખ । સમાયા તુમારે સ્વરૂપમેં ॥૧॥

હે ગુરો ! ત્રિલોકીમાં જે દ્વાદશ ગુરૂ છે, તે સર્વનું ગુરૂત્વ ત્હમારા સ્વરૂપમાં સમાએલું છે; એથી કરીને અનેક રત્નાદિકોથી જડિત કરેલા પદક (અલંકાર)ની મધ્યમાં જેમ એકાદ રત્ન શ્રેષ્ઠ હોય છે, તેજ પ્રમાણે સર્વ ગુરૂઓમાં આપ શ્રેષ્ઠ છો. અર્થાત્ શિષ્ય ગમે તેવો હોય, તોપણ ત્હેને સ્વરૂપ દર્શન કરાવીને પરમાનંદનો લાભ કરાવી દેવામાં આપ સમર્થ છો.

હવે પ્રસંગોપાત્ત ગુરૂ પણ જેટલા પ્રકારના શાસ્ત્રમાં વર્ણવેલા છે, તે બતાવીશું. જેમ કર્યાથી આજકાલ લોકોને અને કેવળ શુષ્ક કર્મઠ અને શાસ્ત્રજ્ઞાનીને 'ફલાણાએ ફલાણાના માથાઉપર હાથ મૂકતાં, તે જ્ઞાની થયો' એ વાત જે ખોટી લાગે છે તેની સત્યતા પ્રતીત થશે. પરન્તુ એવા ગુરૂ દુર્મિલ છે એ વાત તો નિર્વિવાદ છે. ભારતના આદિ પર્વમાં ધૌમ્યના ઉપાખ્યાનમાં જોવાથી માલુમ પડશે કે એમના ત્રણે શિષ્યો કેવા મૂઢ હતા, પરન્તુ એમની સેવાને લીધે પ્રસન્નતાથી આશીર્વાદ પૂર્વક ધૌમ્યે પોતાનો કૃપાહસ્ત ત્હેમને માથે મૂકતાં, તેઓ કેવા જ્ઞાની થઇ ગયા ! અસ્તુ !

ગુરૂ બાર પ્રકારના કહ્યા છે. ૧ ધાતુર્વાદી. ૨ ચંદન. ૩ વિચા. ૪ અનુગ્રહ. ૫ પરીસ. ૬ કચ્છપ. ૭ ચન્દ્ર. ૮ દર્પણ. ૯ છાયાનિધિ. ૧૦ નાદનિધિ. ૧૧ ક્રૌંચપક્ષિણી અને ૧૨ સૂર્યકાંતકાપાસ એવા ગુ.

મના નામ છે અને નામાનુસારજ ગુણ છે; જેની વિવૃતિ નીચે દર્શાવેલી છે. (૧) શિષ્યોને પ્રથમ તીર્થાટનાદિ નાનાં પ્રકારનાં સાધનો કરાવીને આખરે જે જ્ઞાન પ્રાપ્ત કરાવી દે છે, ત્હેને ધાતુર્વાદી ગુરૂ કહે છે. ધાતુ કઠણુ હોય છે, તેથી તેનાં પાત્ર બનાવવાને એરણના ઉપર કણુ-સારા લોકો તેને ખૂબ ઠોકે છે, ત્યારે તેનું પાત્ર વસ્તુ ગ્રહણુ કરવાને યોગ્ય થાય છે. તે પ્રમાણે જે શિષ્ય ધાતુસમાન કઠણુ હોય છે, ત્હેનાં અંતરનું કાઠિન્ય દૂર કરીને વસ્તુ (જ્ઞાન) ગ્રહણુ કરવાને યોગ્ય (પાત્ર) કરવા સારૂ ત્હેને તીર્થોદિ સાધનોને ઉપદેશ કરીને ભ્રમણુ કરાવે છે અને સાધન તત્પર કરી દે છે, તે ધાતુર્વાદિ પ્રથમ ગુરૂ છે. (૨) મલયગિરિચંદન, પોતાની આસપાસ નિવાસ કરનારાં સઘળાંજ વૃક્ષોને સુગંધિત કરી છે, પરન્તુ વાંસને નહિ. કેમકે વાંસમા ઘણી લંબાઇ હોવાની સાથે ઠેકાણે ઠેકાણે ગાંઠા અને વચમાં પોલાપણું હોય છે. તેજ પ્રમાણે મહાત્મા ગુરૂના સમાગમથી સઘળાજ તરી જાય છે, પરન્તુ જેમનામાં અહંકાર બહુ લાંબો પહોળો થઇ ગએલો હોય છે, અને ભીતરમાં કપટની ગાંઠો ભરેલી છે, અને જે પોલા (આ કાને સાંભળીને પેલે કાને કાઢી નાખે છે, ગ્રહણુ કરતા નથી એવા) હોય છે, તે પુરૂષો તરતા નથી; પરન્તુ ઉપરોક્ત દોષશુન્ય, જે પુરૂષો પોતાના અનન્ય ભક્ત હોય છે, તેઓને જે તારે છે અને અભકતોને નહિ, ત્હેને બીજો ચંદન ગુરુ સમજવો.

(૩) સારાસાર વિચાર પદ્ધતિથી શિષ્યોને શ્રવણુ કરાવીને, પિપીલિકાન્યાયાનુસાર જે આખરે સાક્ષાત્કાર કરાવે છે, ત્હેને ત્રીજો વિચાર ગુરૂ કહ્યો છે. વૃક્ષના અગ્રભાગ ઉપર આવેલા મધુર ફળનો સ્વાદ ચાખવાને કીડીને ધીમે ધીમે વૃક્ષ ઉપર ચઢવું પડે છે અને તે રફતે રફતે ચાલી જતાં, ત્યાં આગળ પહોંચે છે પણ ખરી. તેજ પ્રમાણે આ જગતમાં સાર શું છે અને અસાર શું છે? ઇત્યાદિ પ્રકારના વિચારમાં શિષ્ય જો પ્રવૃત્ત થાય, તો અસારનો ત્યાગ કરતાં કરતાં, આખરે

ત્હેને સારભૂત વસ્તુ (બ્રહ્મ)નો લાભ થાય છે, એકદમ નહિ; એને પિપીલિકા માર્ગ કહે છે.

(૪) જેનું સામર્થ્ય એવું હોય છે કે, શિષ્યને અનુગ્રહ કરે છે, (ઉપદેશ આપે છે) તો તેનાથી ત્હેનું જ્ઞાન વધતું જાય છે, અને વગર આયાસે તે આત્મલાભ પ્રાપ્ત કરે છે. એવા ગુરૂનું નામ 'અનુગ્રહગુરૂ' છે.

(૫) લોખંડને સ્પર્શમણિના સ્પર્શથી સુવર્ણત્વ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે જેના હસ્તસ્પર્શથી સાધકને દિવ્યજ્ઞાન થાય છે, તે 'પરીસ' (સ્પર્શમણિ) ગુરૂ છે.

(૬) કૂર્મિણી (કાચબી) પોતાના બચ્ચાનું કૃપાદૃષ્ટિથીજ સંરક્ષણ કરે છે, તે પ્રમાણે જેની કૃપાદૃષ્ટિ થતાં મનુષ્યનામાં જ્ઞાન ઉત્પન્ન થઈ સંસાર ભયથી ત્હેની રક્ષા થાય છે; એવા સામર્થ્યવાનનું નામ કૂર્મગુરૂ.

(૭) ચન્દ્રકાન્તમણિને ચન્દ્રોદય થતાંજ આર્દ્રતા પ્રાપ્ત થાય છે, અને તેમાંહેથી પાણી પણ ઝરે છે; તે પ્રમાણે જેના હૃદયમાં દયાનો ઉદય થતાં દૂરના પણ શિષ્યો જ્ઞાનસંપન્ન થઇને આનંદરસ પરિપૂર્ણ થાય છે, તે સાતમો 'ચન્દ્ર' ગુરૂ જાણવો. ચન્દ્ર અને ચન્દ્રકાન્ત એ બન્ને વચ્ચે કેટલો અંતર છે તે સર્વ કોઇ જાણે છેજ.

(૮) આરસીના દર્શનથી મનુષ્યને જે પ્રમાણે સ્વરૂપનું જ્ઞાન અને સાક્ષાત્કાર થાય છે, તે પ્રમાણે જેના દર્શનમાત્રથી વગર પ્રયાસે સ્વ (આત્માના) સ્વરૂપનું જ્ઞાન થાય છે, ત્હેને 'દર્પણ' ગુરૂ જાણવો. આના ઉપર એક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છેઃ—

પૂર્વે દ્વારપર યુગમાં કોઈ ચિત્રકાર ચિત્રકળામાં અત્યન્ત નિપુણ હતો, અને તેને લીધે ત્હેણે કીર્તિ, માન, દ્રવ્ય વગેરેની ખુબ કમાણી કરી હતી. એક વખત ફરતાં ફરતાં તે દ્વારકામાં આવી પહોંચ્યો, અને ત્હેણે શ્રીકૃષ્ણની મુલાકાત લઇને ત્હેમના સ્વરૂપાનુરૂપ ચિત્ર કાઢવાનો પોતાનો હેતુ ત્હેમને જણાવ્યો. ભગવાને કહ્યું, ઠીક! મ્હારૂં

રૂપ બરાબર જોઈ લ્યો અને તે પ્રમાણે આબેહુબ છબી ચિતરી લાવો. મ્હને જો ત્હમારી કળા પસંદ પડશે, તો ત્હેમને હું સારૂં ઇનામ આપીને પ્રસન્ન કરી દઇશ. ચિત્રકારે કહ્યું, એક માસમાં આપની છબી પૂરી કરીને લઇ આવીશ. ત્યારબાદ ત્હેને રહેવાને માટે સ્થાન તથા ખાનપાનનો બન્દોબસ્ત કરી આપવામાં આવ્યો. એક માસ પર્યન્ત મહેનત કરીને તે ચિત્રકારે કુશળતાથી કૃષ્ણનું જેવું રૂપ હતું, તેવીજ આબેહુબ છબી પટના ઉપર ચીતરી, અને તેને લઇને સભામાં આવ્યો. પરમાત્મા માયાવી હોવાથી, ત્હેણે ચિત્રકારને જે રૂપ પૂર્વે દેખાડયું હતું તેના કરતાં ભિન્ન સ્વરૂપ તે વખતે ધારણ કીધું અને ત્હેને કહ્યું કે, કયાં છે મ્હારી છબી ? ચિત્રકારે કહ્યું, 'આ રહી મ્હારી પાસે.' કૃષ્ણે પૂછયું, બરાબર કાઢી છે ? ચિત્રકારે તે વખતનું કૃષ્ણનું રૂપ અને પહેલાનું રૂપ એ બન્નેમાં જમીન આસમાનનો ફરક જોયો અને કહ્યું કે, થોડીક ન્યૂનતા છે, તે આઠ દિવસમાં દુરસ્ત કરીને લઇ આવીશ. ત્હેણે એ વખતનું સ્વરૂપ ખ્યાલમાં આણ્યું, અને તે મુજબ કાઢી લાવવાનો મનસુબો કર્યો. પરન્તુ વિચારમાં પડી ગયો ખરો કે, મ્હારા હાથે આવી ભૂલ કેમ થઇ ? કોઇપણ સ્થળે મ્હારી નજર ચૂક થતી નથી અને અંહીજ થઈ તે કોણ જાણે શાથી ? પરન્તુ એ ગરીબ બીચારા લૌકિક ચિત્ર કાઢનારાને કયાંથી એ વાતની ખબર હોય કે, જગદ્રૂપી ચિત્ર કાઢીને દેખાડનારા એજ જાતે અપૂર્વ કુશલ ચિત્રકાર છે. ચિત્રને કોઇ મનુષ્ય કોઇ રંગથી પટ, દિવાલ ઇત્યાદિ આધાર ઉપર કાઢે છે, પરંતુ એમણે તો જગદ્રૂપચિત્રને અલૌકિકજ ચીતર્યું છે, યોગવાસિષ્ઠમાં કહ્યું છે કેઃ—

अकर्तृकमरंगं च गगने चित्रमुत्थितम् ।
अद्रष्टृकं स्वानुभवमनिद्रं स्वप्नदर्शनम् ॥

એ દૃશ્યચિત્ર કર્તા રહિત, રંગ રહિત તથા આધારશૂન્ય આકાશને વિષે ઉત્પન્ન થએલું છે એમ સમજવું. તથા દ્રષ્ટાવિરહિત અને

સ્વપ્નદર્શન સમાન પ્રતીત થાય છે. યાને બ્રહ્મરૂપ આત્મા નિષ્ક્રિય હોવાથી, કર્તાશૂન્ય કહ્યો છે; આત્માઅદ્વિતીય હોવાથી, ત્હેનાથી બીજા રંજક દ્રવ્યનો અભાવ છે, માટે રંગરહિત; મૂર્તિમન્ત આધારનો અભાવ, માટે ગગન (ચિદાકાશ)માં ઉત્થિત થયું એમ કહ્યું છે; તેમજ દ્રષ્ટાથી ભિન્ન દૃસ્ય નથી, માટે દ્રષ્ટારહિત સમજો. દ્રષ્ટા પોતાથી ભિન્ન દૃસ્યને જુએ છે, પરન્તુ જ્યાં દ્રષ્ટા દૃસ્યનો અભેદ હોય ત્યાં કોણ કોને જોવાનું હતું ? લૌકિકસ્વપ્ન નિદ્રાને વિષે થાય છે, પરંતુ આતો જાગ્રતિને વિષે જણાય છે. સારાંશ, આ પ્રકારનું એ જગદ્રૂપીચિત્ર, જે અલૌકિક કારીગરે અલૌકિક રીતે પોતાના અલૌકિક સ્વરૂપમાં દેખાડી આપ્યું છે, તેજ કૃષ્ણજી સમજવા. આ વર્ણન તાત્વિક છે, પરન્તુ આપણે તો, **'तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम्'** એ ગીતાના વચનાનુસાર, પરમાત્માનેજ જગત્ચિત્રકર્તા સમજવા. પરમાત્માનો એ અભિપ્રાય છે કે, "માયાવડે આ પ્રપંચનો કર્તા હુંજ છું, એવી માયામોહિત લોકોને કર્તૃત્વથી મ્હારી પ્રતીતિ થવા છતાં વસ્તુતઃ હું ગુણરહિત છું, તેથી તું મ્હને પરમાત્માને કર્તૃત્વાદિ ધર્મશૂન્ય માનજે. માયાજ મ્હારા સત્તાપ્રકાશથી યુક્ત થઇને આ ચરાચરને ઉત્પન્ન કરે છે, કે જે પ્રમાણે સૂર્યના સંનિધાન માત્રથી, પ્રકાશબલથી સકલ પ્રાણીઓની પ્રવૃત્તિ થાય છે." વિશેષ ખુલાસો ગીતાદિવેદાન્ત ગ્રંથોમાં જોઇ લેવો. અસ્તુ !

તે ચિત્રકારે કૃષ્ણના સ્વરૂપનું બરાબર ચિત્ર ફરી પાછું કાઢ્યું અને ત્હેમની પાસે ગયો; તે વખતે તો કૃષ્ણે ઓરજ રૂપ ધારણ કર્યું હતું. ચિત્રકાર તે જોઇને લજવાઇ ગયો અને કાંઇપણ બોલી શક્યો નહિ. ભગવાને પૂછ્યું, "કેમરે ! બરાબર છબી કાઢી છે ? દેખાડ તો ખરો.' ત્હેણે કહ્યું, થોડીક ખામી છે, તે ચાર દિવસમાં પૂરી કરીને લઇ આવીશ.' જન્મોજન્મ વીતી જાય છે, તોપણ જેમની મૂર્તિ, એકાન્તમાં બેસીને સહસ્રમનવડે પણ યોગીલોકો કાઢવાને સમર્થ

નીવડતા નથી, ત્હેમની મૂર્તિ એ સામાન્ય ચિત્રકાર કેવી રીતે બરાબર ચીતરી શકવાનો હતો? ઠીક! ત્હેણે ઘેર જઇને કૃષ્ણની મૂર્તિ જેવી જોઇ હતી તેવીજ ફરી પાછી ચીતરી, અને સભામાં લઇ ગયો. તે વખતે કૃષ્ણ કાંઇક જૂદાજ રૂપમાં ત્હેના જોવામાં આવ્યા. આ પ્રમાણે જ્યારે દશ વીશ વખત થયું, ત્યારે તો એ શરમીંદા પડીને કોઇને પણ કશું પૂછ્યા વગર દ્વારકાથી પોતાને ઘેર પાછો ચાલ્યો ગયો. ચાલતાં ચાલતાં થાકયો ત્યારે રસ્તામાં એક વડના ઝાડનીચે સાધુઓની ઝુંપડી હતી ત્યાં વિશ્રાન્તિ લેવાને માટે થોભ્યો. જલપાન કરીને બેઠો, ત્યારે સાધુએ ત્હેને 'તું કોણ છે, કયાંથી આવ્યો, કયાં જાય છે? વગેરે હકીકત પૂછી, અને ત્હેણે હું ચિત્રકાર છું, દ્વારકામાં ગયો હતો અને ત્યાંથી પાછો ઘેર જાઉં છું એ પ્રમાણે કહ્યું. સાધુએ પૂછ્યું, ત્હારૂં મુખ મ્લાન હોવાની સાથે મનમાં કાંઇક અશાન્તતા જણાય છે, તેનું શું કારણ છે? ગુપ્ત ન હોય તો કહે. ચિત્રકારે કહ્યું, 'મહારાજ! આપની પાસે ગુપ્ત હોય, તોપણ કહેવામાં શી હરકત છે? દ્વારકામાં શ્રીકૃષ્ણની પાસે ગયો હતો, કે એમની છબી આબેહુબ કાઢીને એમને બતાવું અને કાંઇક દ્રવ્ય સંપાદન કરૂં; કેમકે આપની કૃપાથી ચિત્રકળામાં મ્હારી પ્રવિણતા છે, અને ઘણા દેશોના રાજાઓની પાસે જઇને, મ્હેં કીર્તિ અને ધન પણ સંપાદન કર્યાં છે; પરન્તુ દ્વારકામાં તો 'ન ધન કે ન કીર્તિ મળી,' તેથી ખિન્નતા પ્રાપ્ત થઇ છે. જેટલી જેટલી વખત મ્હેં કૃષ્ણનું જેવું જેવું રૂપ દીઠું અને છબી કાઢીને ત્હેમની પાસે ગયો, તેટલી તેટલી વખત તેનાથી કાંઇક જૂદુંજ સ્વરૂપ મ્હારા જોવામાં આવતું અને હું વિસ્મયમાં પડી જતો. એક પણ વખત મ્હારાથી એમના સ્વરુપાનુસાર છબી કાઢીને એમને દેખાડી શકાઇ નહિ. છબી કાઢતી વખતે જે રુપ જોતો, તે છબી કાઢી બાદ ન હતું. એવું હરદમ થતું હોવાથી હું દુઃખિત તથા લજ્જિત થયો છું અને ત્યાંથી થાકયો આવ્યો છું.

તે સાંભળીને સાધુએ કહ્યું, અરે ! શ્રીકૃષ્ણ તો મહામાયાવી છે ! ત્હેમની છબી તું કેવી રીતે કાઢી શકવાનો હતો ? ઘડીમાં, પળમાં, અનેક આકાર ધારણ કરવાને સમર્થ, એવા કૃષ્ણની છબી બરાબર કાઢી શકે, એવો કારીગર આ ભૂમીપર કોઇપણ નથી. અસ્તુ ! પરન્તુ હવે હું ત્હને એક વાત કહું, તે પ્રમાણે જો તું ચાલીશ, તો તેઓશ્રી પણ ચકિત થઇને પ્રસન્ન થઇ ત્હને ઇનામ પણ આપશે. ચિત્રકારે કહ્યું, મહારાજ ! એવી યુક્તિ જો આપ મ્હને બતાવશો, તો આપનો અનંત ઉપકાર થશે. સાધુએ કહ્યું, બીજું કાંઇ નહિ; એક આરસી વસ્ત્રમાં લપેટીને તું ત્યાં લઈ જજે, અને કહેજે કે, મ્હેં આપના રૂપને અનુસરીને બરાબર છબી કાઢી છે. જ્યારે તેઓ ત્હને કહે કે, 'ક્યાં છે, દેખાડ,' ત્યારે તું લપેટેલું વસ્ત્ર કાઢીને ત્હેમની આગળ આરસી ધરીને બતાવજે; ત્હેમણે ગમે તેટલોયે રુપમાં ફેરફાર કર્યો હશે, તોપણ તેમાં જેવું હશે તેવુંજ દેખાશે. આ પ્રમાણે મન્ત્રોપદેશ મળતાંજ તે ચિત્રકાર પાછો દ્વારકામાં ચાલ્યો ગયો અને ત્હેણે એક મોટી આરસી વસ્ત્રમાં લપેટીને બગલમાં રાખી, અને શ્રીકૃષ્ણની પાસે સભામાં જઇ પહોંચ્યો. ભગવાને પૂછ્યું, 'કેમ આવ્યો છે ?' ત્હેણે કહ્યું, 'આપની છબી લઇને આવ્યો છું.' કૃષ્ણે કહ્યું, 'ક્યાં છે ? દેખાડ.' એટલું કહેતામાં તો કૃષ્ણ પોતે ક્ષણ ક્ષણમાં નવાં નવાં રૂપ ધારણ કરવા લગ્યાં. ચિત્રકારે ઝટ આરસી ઉપરનું વસ્ત્ર દૂર કરીને તેને આગળ ધરી દીધી, એટલે તેમાં એમનું જેવું રૂપ હતું, તેવુંજ જણાવા લાગ્યું. આવું જોઇને કૃષ્ણે પૂછ્યું, 'કેમરે ! આ યુક્તિ ત્હને કોણે દેખાડી તે સત્ય કહે; કોઇ પણ ગુરૂએ ત્હને મંત્રોપદેશ કર્યા વગર ત્હારી આ જાતની અક્કલ એમાં ચાલે એમ નથી. ચિત્રકારે કબુલ કીધું કે, હું ખિન્ન થઇને જતો હતો, એવામાં રસ્તામાં એક સાધુની સહજ મુલાકાત થઇ ગઇ, અને મ્હેં ત્હેને મ્હારૂં દુઃખ નિવેદન કર્યું, ત્યારે તેણે મ્હને આ ઇલાજ દેખાડ્યો. પછી શ્રીકૃષ્ણે પ્રસન્ન થઇને ત્હેને ઇનામ આપ્યું, અને તે પણ આનંદિત

થઇને ત્યાંથી ચાલ્યો ગયો. સારાંશ, પરમાત્માના તાત્વિક સ્વરૂપનો અનુભવ સદ્ગુરૂ વિના બીજો કોણ કરાવી શકે તેમ છે? આ શરીરરૂપ દ્વારકામાં સ્થિત થએલા કૃષ્ણ ( આનંદ સ્વરૂપ આત્મા ) ના યથાર્થ સ્વરૂપનું ચિત્ર, મહાવાક્યોત્પન્ન પ્રમાવૃત્તિમાં થાય છે, અને તેની ઉત્પત્તિ કરી દેવામાં સદ્ગુરૂજ સમર્થ થાય છે. જે ગુરૂ પોતાના દર્શનથી વિના પ્રયાસે શિષ્યને સ્વરૂપદર્શનાનન્દ કરાવી દે છે, ત્હેને દર્પણવત્ સ્વરૂપ દર્શક સમજવા. અસ્તુ!

હવે સિંહાવલોકન કરો. આ પ્રમાણે આઠ ગુરૂના લક્ષણ કહ્યા અને હવે નવમાનું જુઓ.

(૯) છાયાનિધિ પક્ષી આકાશમાં નિવાસ કરે છે, ત્હેની છાયા જેના શિરપર પડે છે, તે પૃથ્વીપતિ થાય છે એવું વર્ણન છે. તે પ્રમાણે જેનું દર્શન દુર્લભ અને જે સદૈવ ચિદાકાશમાંજ રહે છે, એવા જ્ઞાનીનું દૈવયોગે દર્શન થઇને ત્હેની કૃપાછાયા જો મસ્તક ઉપર પડે તો દિવ્ય જ્ઞાનલાભપૂર્વક કૈવલ્ય પ્રાપ્તિ થાય છે. એવા સમર્થને 'છાયાનિધિ' ગુરૂ કહે છે.

(૧૦) નાદનિધિ નામનો એક મણિ થાય છે, તેના કાનપર જે ધાતુનો અવાજ જાય છે, ત્હેને એ જોયા વગરજ સુવર્ણત્વ પ્રાપ્ત કરાવી દે છે. તે પ્રમાણે મુમુક્ષુની કારૂણ્યવાણી કર્ણગોચર થતાં વારને જે પુરૂષ પોતાના સામર્થ્યથી ત્હેને ત્યાંને ત્યાંજ દિવ્યજ્ઞાન પ્રાપ્ત કરાવી દે છે, ત્હેને 'નાદનિધિ' ગુરૂ જાણવો.

(૧૧) ક્રૌંચ પક્ષિણી પોતાનાં બચ્ચાંને સમુદ્ર કિનારા ઉપર રાખીને ચારો લાવવા દૂર દેશમાં જતી રહે છે અને છ માસ પર્યન્ત બહારજ કાલ ક્રમણ કરે છે, તોપણ તેનાં બચ્ચાં આણી તરફ જીવતાં રહે છે. કારણ એ છે કે ક્ષણ ક્ષણમાં ઉંચું મ્હોડું કરીને તે બચ્ચાંઓને બોલાવે છે તથા મનમાં તેઓનું સ્મરણ કર્યા કરે છે, એવા સ્નેહને લીધે ત્હેનાં બચ્ચાં પુષ્ટ થાય છે. તેજ પ્રમાણે જે સમર્થ પુરૂષ ચિત્તને

વિષે જે પુરૂષને યાદ કરે છે ત્હેને સ્વસ્થાનમાંજ જ્ઞાનની સાથે સાથે રતિ, તુષ્ટિ, સંતુષ્ટિ પ્રાપ્ત થાય છે અને તે તરી જાય છે; આ પ્રકારના ગુરૂને માટે 'ક્રૌંચ પક્ષિણી' એ સંજ્ઞા છે.

(૧૨) સૂર્યના દર્શનથી સૂર્યકાન્ત મણિમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે અને સૂર્યની ઇચ્છા નહિ હોવા છતાં, તરત રૂને સળગાવી નાંખે છે. તેજ પ્રમાણે જેના ઉપર જે પુરૂષની દૃષ્ટિ પડે છે, તો ત્હેની ઇચ્છા ન હોય તોપણ તેનામાં જ્ઞાનાગ્નિ ઉત્પન્ન થઇને, દેહાત્મભાવને સળગાવી દઇને ત્હેને કૈવલ્ય લાભ કરાવી દે છે, તેવા સમર્થ પુરૂષને 'સૂર્યકાંતકાર્પાસ' કહે છે, એ પ્રમાણે દ્વાદશ ગુરૂઓનાં નામ અને ત્હેમનાં લક્ષણ કહ્યાં છે, જે ઉપરથી જગત્‌માં કેવા કેવા સમર્થ પુરૂષો હોય છે, તેનો ખ્યાલ આવી શકશે. સાંસારિક સદ્દવસ્તુનો લાભ પણ દૈવ સંયોગ વિના થતો નથી, તો એવા સદ્રૂપ બનેલા સદ્દગુરૂનો લાભ સદ્દસ્તુ પ્રાપ્ત્યર્થ દૈવાનુકૂલ્ય થયા વગર શી રીતે થઇ શકવાનો હતો! કસ્તુરી મૃગ ક્યાં દરેક વનમાં હોય છે! કામધેનુ ક્યાં ઘેર ઘેર હોય છે? કલ્પવૃક્ષ ક્યાં દરેક ઉદ્યાનને વિષે હોય છે? જેનાં ગંડ સ્થળને વિષે મોતી આવેલાં છે, એવા ગજરાજ ક્યાં દરેક પહાડમાંથી મળી આવે છે? સારાંશ, લૌકિક વસ્તુની દુર્મિલતાજ જ્યારે સ્પષ્ટ જણાઇ આવે છે, તો અલૌકિક વસ્તુ સુલભ શી રીતે થઇ શકવાની હતી? અસ્તુ!

મૈનાવતીનું ભાષણ સાંભળીને, જાલંધરનાથ બોલ્યા, 'માઇ મૈનાવતી! ત્હમારી ઇચ્છા પ્રમાણે ત્હમારા પુત્ર ગોપીચન્દને મ્હેં અજરામર કરી દીધો છે, એથી હવે એને કાળનો ભય કોઇ સમયે ર્‌હેશે નહિ. એથી અધિક ત્હમારી શી ઇચ્છા છે! તે કહો. મૈનાવતી બોલી, 'પુત્ર જો કે અજરામર થયો એ વાત ખરી, તોપણ એને શાશ્વતપદનો લાભ થયા વગર સ્વરૂપાનન્દ મળે તેમ નથી, અને જ્યાં સુધી તે નથી ત્યાં સુધી અજરામર થવા છતાં પણ વિષયસેવનજ કર્યા કરશે; એ

કારણને લીધે, ઇન્દ્રાદિ દેવતાના જેવું અજરામરત્વ શા કામનું ? સત્ય-જ્ઞાનાનંતાત્મક સ્વરૂપપદમાં સ્થિત કરો, તોજ એનો આપ સરખા ગુરૂની સાથે થએલો સંયોગ સફળ થયો છે, એમ હું સમજું. ત્યારબાદ ત્યાંથી મૈનાવતી ચાલી ગઈ અને ગોપીચંદે પ્રાર્થના કીધી કે, મહારાજ ! આ સકલ રાજ્યાદિ વૈભવ મ્હેં આપનાજ ચરણ કમલમાં સમર્પણ કર્યો છે, માટે આપ નગરીમાં પધારો અને પ્રજાજનોને દર્શન દઇને પાવન કરો. તથા રાજમંદિરને પણ આપના ચરણની રજથી પવિત્ર કરો. જાલંધર-નાથે હા કહી એટલે મંત્રીએ સ્વારીની સર્વ તૈયારી કીધી અને હાથી, ઘોડા, પાલખી, સ્વાર, સિપાઇ, મંગલવાદ્ય વગેરે ત્યાં લાવીને ખડાં કરી દીધાં. ત્યારબાદ રાજાએ જાલંધરનાથ તથા કાનીફનાથને શિબિકામાં આરૂઢ કરીને ભારે ઠાઠથી નગરીમાં ફેરવીને સભામાં આણ્યા. પછી, ત્હેમને ઉચ્ચાસનપર બેસાડીને, સર્વોપચારથી ત્હેમની પૂજા કીધી તથા અમૂલ્ય વસ્ત્રાલંકાર સમર્પણ કીધાં અને પુષ્કળ દાનધર્મ પણ કર્યો. નગરીમાં જ્યાં જુઓ ત્યાં આનંદજ આનંદ વર્તી રહ્યો હતો, અને જાલંધરનાથ તથા કાનીફનાથની સઘળાજ લોકો સ્તુતિ કર્યાં કરતા હતા. કે રાજાએ આટલો આટલો અપકાર કર્યો, તે છતાં એ સિધ્ધે તો એના ઉપર કૃપા કરીને એને અજરામર કરી દીધો અને એ રીતે પોતાની કીર્તિ અજરામર બનાવી દીધી. લોકોને મહાન્ આશ્ચર્ય એ લાગતું હતું કે બાર વરસ સુધી, એ સિદ્ધ કુવામાં ખાધા પીધા વગર જીવતા કેમ રહ્યા હશે ? એ લોકો તો ધારતા હતા કે એ મરી ગયાજ હશે. પરન્તુ એમને જ્ઞાનીઓની, યોગીઓની ગતિની શી ખબર ? મરણ યાને શરીરનો ત્યાગ એ તો પ્રસિદ્ધજ છે. જે જ્ઞાનીને આત્મસાક્ષાત્કાર યાને મરણશૂન્ય દેહાતીત આત્માનું દર્શન થએલું હોય છે, ત્હેણે તો લોક પ્રસિદ્ધ મૃત્યુ પ્રાપ્ત થયા પૂર્વેંજ શરીરનો ત્યાગ કરેલો હોય છે, તેથી મૃત થએલા દેહને ફરી પાછું મરણ શી રીતે પ્રાપ્ત થવાનું હતું ? નહિજ. એજ હેતુથી જ્ઞાનીને મરણ નથી એમ સમજવું. બીજું, યોગીલોક તો અનેક કાલ (યુગ યુગ) પર્યન્ત ત્રણે લોકને વિષે વિચરે

છે, એમ પુરાણુ વગેરેમાં તેમજ યોગાદિ શાસ્ત્રને વિષે પણુ વર્ણવેલું છે. સારાંશ, જાલંધરનાથ બાર વરસ જીવતા રહ્યા એમાં શી આશ્ચર્યની વાત છે? અથવા સંસારી દૃષ્ટિથી, એવા પુરૂષોનાં કર્મ આશ્ચર્યાવહ હોય છે, એમાં પણુ સંદેહ નથી. અસ્તુ! જાલંધરનાથની સ્તુતિ વગેરે કર્યાબાદ, રાજાએ ત્હેમને ઉત્તમ સ્થાનમાં નિવાસિત કીધા અને કાનીફ વગેરે જોગીઓ પણુ પોત પોતાના સ્થાનપર ચાલ્યા ગયા. રાજાના અન્તઃકરણુની પહેલાંની વિષયાસક્તિ દૂર થઇ ગઇ અને ત્હેમના મનમાં રાજ્યાદિ વૈભવ અને સ્ત્રિયાદિ પરિવારને માટે વિરક્તિ ઉત્પન્ન થઇ. અગર જો કે મ્હને ચિરંજીવ કરવામાં આવ્યો છે, પરન્તુ યોગદીક્ષા લીધા વગર પરમાનન્દનો લાભ મ્હને પ્રાપ્ત થશે નહિ, એવો નિશ્ચય કર્યો.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंद सरस्वती-
शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे गोपीचंद-
वैराग्योत्पत्तिर्नाम षष्ठोऽध्यायः ॥
॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥
। इति शिवम् ।



## सप्तमोऽध्यायः

**पीयते प्रेमपीयूषं स्निष्यते परमा कला ।**
**भुज्यते परमानन्दो योगिना न स भोगिना ॥अ. मा.॥**

જાલંધરનાથને ખાડામાં ડાટી દીધા છતાં ત્હેમને યત્કિંચિત્ પણ અપાય ન થયો, એ પ્રકારની એમની કરામત જોઇને, રાજાના અન્તઃકરણમાં રાજ્યાદિ વૈભવને માટે વિરક્તિ ઉત્પન્ન થઇ; એનું દેહાભિમાન ગળી ગયું, તથા મન પણ પશ્ચાત્તાપ યુક્ત થયું. મનુષ્યના હાથે અવિવેકથી દુરાચાર પણ થાય છે, પરંતુ તે ખાતર ત્હેને સત્ય અનુતાપ થયો હોય તો તેનાથી તેની શુદ્ધિ થાય છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે પાપકર્ત્તા પુરૂષ પોતાના પાપને લોકોમાં જાહેર કરે અને 'ધિક્કાર છે મ્હને પાપીને' એ પ્રમાણે પશ્ચાત્તાપ કરે, તો તેથી ત્હેની નિર્મુક્તતા થાય છે. લોકોમાં પોતાનું પાપ પ્રગટ કરવાથી અને મનથી તે દુષ્ટ કર્મને નિન્દવાથી જીવાત્મા, જીર્ણત્વચા સર્પને જેમ છોડી દે છે, તેજ પ્રમાણે અધર્મથી મુક્ત થાય છે. પરન્તુઃ—

**नैव कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः**

'ફરી કદી એવું પાપ કર્મ કરીશ નહિ.' એ પ્રકારે નિવૃત્તિરૂપ સંકલ્પ કરવો જોઇએ, તોજ તે પશ્ચાત્તાપવડે, તે પાપી કરેલાં કર્મોમાંથી છુટીને પવિત્ર થશે. પછી, તે પાપકર્મ ભલે પ્રકટ યા અપ્રકટ કર્યું હોય, તો કાંઈ હરકત નહિ; તેને દૂર કરવામાં ઉપરોક્ત પશ્ચાત્તાપ સમર્થ છે.

એક ચોરે એક વખત રાજાના ભંડારખાનામાં ચોરી કીધી, ત્યારે ત્હેને પકડવાને પાછળથી સિપાઈ લોકો દોડયા. ચોરે ત્હેમના હાથમાં ન સપડાઇ જવાય, તે ખાતર એવી યુક્તિ કીધી કે, રસ્તામાં એક નદી આવી ત્યાં આગળ શરીરને ભસ્મ લગાડી, અને ગળામાં

રૂદ્રાક્ષમાળા ધારણ કીધી, અને ચોરીની થેલી પગ નીચે પાણીમાં દબાવી રાખી, ને કંમર સુધી પાણીમાં પોતે પ્રાણાયામ કરતો ઉભો રહ્યો; એટલામાં પાછળથી સિપાઇઓ પણ ત્યાં આગળ આવી પહોંચ્યા. તેઓએ ચોરને સારૂ આસપાસ જોયું, પરન્તુ તે કાંઇ નજરે પડયો નહિ. ત્યારે તેઓમાંથી એકે પેલા સાધુ (ચોર) ને પૂછયું કે, મહારાજ! અંહી આગળથી કોઇ મનુષ્ય દોડી જતો ત્હમે દીઠો છે? એ તો આંખ મીચીને મૌનાવલંબન કરીને હાથ વડે નાક દબાવીને ઉભો થઇ રહ્યો હતો, પરન્તુ કશો જવાબ ન દીધો. બીજો બોલ્યો, "ભાઈ! એ સાધુ શું જાણે? એ ધ્યાનમાં નિમગ્ન છે માટે ચાલો આગળ, એને ખોળી કાઢીએ; આને નાહક શું કરવા સતાવો છો?" એટલું કહીને તેઓ સર્વ આગળ ચાલ્યા ગયા. તે વખતે ચોરને પશ્ચાત્તાપથી ઉપરતિ થઇ અને ત્હેણે મનમાં વિચાર કીધો કે, કેવળ સાધુના સોંગથીજ જો હું ચૌર્યકર્મના દંડમાંથી તેમજ બંધનમાંથી હમણાં નિર્મુકત થઇ શકયો, તો સત્ય સાધુત્વ મ્હારામાં પ્રાપ્ત થયા બાદ, તેથી ભવસમુદ્રના અનેક પાતકોમાંથી મ્હારો છૂટકારો થશે, એમાં શો સંદેહ? એ વિચારથી તે પાછો ગયો અને ત્હેણે તે ચોરેલી પોટલી રાજાની સન્મુખ ધરી દીધી તથા પોતે કરેલી ચોરી કબૂલ કીધી, તેમજ તે ખાતર પોતાને દંડ કરવાની પણ વિનંતી કીધી. ત્યારબાદ, શી સજા કરવી! એ પ્રમાણે રાજાએ સભ્યોને પૂછતાં, તેઓએ તે ચોરને કહ્યું કે. પશ્ચાત્તાપથી ત્હમારી શુદ્ધિ થએલી હોવાથી હવે રાજદંડની જરૂરીઆત રહી નથી. હવે ત્હમે જાઓ અને ફરીથી આવું કામ કરશો નહિ. પછી ત્હેને યથાર્થ અનુતાપ થયો અને વિરક્ત થઈને, તપાદિ કરીને તે સત્ય સાધુ બની ગયો. પશ્ચાત્તાપનો ધર્મ આ પ્રમાણે વૃત્તિને સુધારે છે. સારાંશ, ઉગ્રતપાદિથી અને ગાયત્ર્યાદિમંત્રજપથી તથા દાનવડે જે પ્રકારે પાપમાંથી નિર્મુકતતા થાય છે, તેજ પ્રકારે પશ્ચાત્તાપરૂપી પ્રાયશ્ચિત્તથી મનુષ્ય પુનિત થાય છે. અસ્તુ।

માતાએ પોતાને કરેલો ઉપદેશ રાજાએ સાંભળ્યો નહિ, અને સ્ત્રીઓનું વચન અસત્ય હોવા છતાં સત્ય માન્યું તથા જાલંધરનાથ સદ્ગુરૂને પણ કૂવામાં નાંખી દીધા, તે બદલ ત્હેને પૂર્ણ પશ્ચાત્તાપ થયો. સંસારરૂપી વૃક્ષનાં ફુલસ્થાનીય એવાં જે આ લોક પરલોકના ભોગ, તે સઘળા અનિત્ય છે અને એક મોક્ષરૂપી ફ્લજ સત્ય છે, એમ લાગવાથી તેનામાં વૈરાગ્ય બલનો પૂર્ણ આવિર્ભાવ થયો. ત્હેણે વિચાર કર્યો કે, જ્યાં અખિલ જગતજ મિથ્યા આભાસરૂપ છે, ત્યાં હું રાજા અને એ રંક ઈત્યાદિ ભાવ શી વીસાતમાં? દૈવયોગે મ્હારી જાલંધરનાથ સાથે મુલાકત થઇ છે, તો માતાની ઇચ્છાનુસાર શાશ્વત પદની પ્રાપ્તિ કરી લેવી જોઇએ. આજ લગી જેટલો વિષયોપભોગ કર્યો તેટલો પૂરતો છે; કેમકે એનાથી કદી મનની તૃપ્તિ અગર શાન્તિ થવાની નથી. માટે ગુરૂ પાસેથી યોગદીક્ષા ગ્રહણ કરવી. અને અખંડ આત્માનુસંધાન કરીને પરમાનંદ મેળવવો. ત્યારબાદ એણે જાલંધરનાથની પાસે આવીને પ્રાર્થના કીધી કે, હે ગુરો! આ પ્રપંચવ્યથામાંથી મ્હારો છૂટકો કરો. મૃગતૃષ્ણાસમાન વિરસ અને તુચ્છ વિષયોપભોગમાં હવે મ્હારી બીલકુલ રતિ નથી, એથી આપ મ્હને આપના સમાન યોગદીક્ષા દઈને સ્વરૂપાનન્દમાં સ્થિત કરી દેશો, તોજ મ્હારી ચિરંજીવના સફળ થશે. માતાની ઘણા દિવસથી ઇચ્છા હતી અને આપની મુલાકાત પણ થઇ હતી, તોપણ મ્હારૂં અન્તઃકરણ વિષયયુકત હોવાથી, રાગદ્વેષ અભિમાનાદિ દુર્વિકારોથી ભરેલું હતું, તેથીજ આપની પરિક્ષા મ્હારાથી થઇ શકી નહિ. પરન્તુ હવે તો આપનું સત્ય સ્વરૂપ સમજાયું છે, માટે તેના આનંદનો લાભ મ્હને પ્રાપ્ત કરાવી દો કે જે આનંદને લીધે આપ બાર વરસ સુધી કૂવામાં નિર્વિકાર સ્થિત થઇ રહ્યા હતા. આ પ્રકારની રાજાની પ્રાર્થના સાંભળીને જાલંધરનાથ બોલ્યાઃ—

કઠન જહર બેટા જોગ કૈસા પચેગા ।
બિકટ લહર વાકી ભોગમેં જા ભરેગા ।

સ્રિયાં દેખકે ધીર કૈસા ધરેગા ।
બિખય બિખ ચઢેગા ભોગમેં તુ મરેગા ॥

રાજા ! યોગ ઝેરથી પણ કડવું છે. એમ સમજજે. વિષ પણ કોઈ ખાઇ શકે, આકાશમાં પણ કોઇ પગે ચાલી શકે, સમુદ્રને બાહુથી તરી જવો પણ સુલભ છે, પરન્તુ યોગની રાહ અત્યંતવિકટ છે. યોગદીક્ષા લીધા પછી સ્રીઓને જોઇને ત્હારાથી ધૈર્યનું અવલંબન નહિ થઈ શકે અને ફરી પાછો તું વિષયભોગમાં જઇને પડીશ. માટે જન્માન્તરમાં કરેલા તપનું ફળ, 'જે ત્હને આ રાજ્યપદ મળ્યું છે, તેનો તું સુખેથી ઉપભોગ કર', એમ હું ત્હને કહું છું. અગ્નિને મુઠ્ઠીમાં પકડી શકાય, શરીર છોડીને પ્રાણ પણ રહી શકે, આકાશને વસ્રમાં બાંધી શકાય, પૃથ્વીનું તોલ પણ થઈ શકે, પરન્તુ વૈરાગ્યધારણ કરવો અત્યન્ત કઠણ સમજવો. ત્હારી કાયા અમર થઇ છે, તેથી વિરક્ત થઈ યોગી બનીને શું કરવા દુ:ખી થાય છે ? રાજાએ કહ્યું, રાજ્યભોગમાં આનંદ હત, તો વિશ્વામિત્ર વિરક્ત થઇને તપાદિ કરીને બ્રહ્મર્ષિ શું કરવા બનત ? તાવવાળા માણસને એલચી, કેશર, શર્કરા યુક્ત દૂધની જે પ્રમાણે રૂચિ થતી નથી, તે પ્રમાણે ત્રિવિધ તાપોથી સંતપ્ત થએલા મ્હને વિષયરસની મીઠાશ જણાતી નથી. એટલા માટે બ્રહ્માનંદરસનું પાન કરાવીને મ્હને શાન્ત કરો. આપ સાક્ષી હોવાથી, આ શરીરાદિ વિષયો ઉપર મ્હને મનમાં કેમ વૈરાગ્ય ઉપજ્યો છે, તે આપ જાણી શકો છો. પ્રસૂતિવૈરાગ્ય, અગર શ્મશાનવૈરાગ્ય કિંવા પુરાણકથા શ્રવણ સમયના વૈરાગ્યના જેવો મ્હારામાં ક્ષણિક વૈરાગ્ય સ્થિત થયો નથી. રાજાનું ભાષણ સાંભળીને, મૈનાવતીએ (જે પાસે બેઠી હતી) પણ જાલંધરનાથની પ્રાર્થના કીધી કે, મહારાજ ! પુત્રની જે યોગદીક્ષા ગ્રહણ કરવાની વૃત્તિ થઇ છે, તેમાં આપ એને નિરાશ કરશો નહિ મ્હારી પણ એવી ઇચ્છા હતી, કે આપની પાસે એને યોગદીક્ષા અપાવવી. અને જન્મમરણરૂપી સંસારચક્રમાં ધાંચીના

બળદની પેઠે જે ફરી રહ્યો છે, તેમાંથી એને છોડવવો. આ પ્રમાણે મૈનાવતીની પ્રાર્થના અને રાજાનો પણ તીવ્ર વૈરાગ્ય દીઠો, ત્યારે જાલંધરનાથે એને જોગી બનાવી દીધો.

॥સાખી॥ અંગમો ડારી કંથા સાધને હાતમેં દંડા દિયા ।
ખાંદેદિઇ મૃગછાલા ઉસકો ઉપદેશ તબહિ કીયા ॥
કાન ફાડકર ગોપીચંદકે તબહી મુદ્રા ડારી ।
સૈલી સિંગી ભસ્મ લગાયકે રાજા હુવા ભિખારી ॥

રાજાના સુંદર વસ્ત્રાલંકારને ઉતારીને ત્હેના ગળામાં કફની, સૈલી, સિંગી, કમલાક્ષાદિમાળાધારણ કરાવીને શરીરે વિભૂતિ ચર્ચિત કીધી. ખાંધપર મૃગચર્મ તથા ઝોળી, હાંથમાં દંડ પાવડી અને કાનોમાં કુંડલ ઘાલીને ત્હેને ઉપદેશ દીધો અને નાથ બનાવ્યો. તથા ત્હેના મસ્તક ઉપર કૃપાહસ્ત મૂકીને, તત્ક્ષણમાં બ્રહ્માનુભવ કરાવી દીધો; કે જે યોગમાર્ગાવલંબીને ઘણે લાંબે સમયે ઘણા કષ્ટથી પ્રાપ્ત થાય છે. એટલા માટેજ, '**गुरुदैवतभक्तानां सर्वेषां सुलभो जवात्**' ગુરૂના નિસ્સીમ ઉપાસક તથા દેવોપાસક જેઓ હોય છે, તેઓને બ્રહ્મસુખનો લાભ શીઘ્ર અને સુલભતાથી થાય છે, એમ શ્રી શંકરાચાર્યજીએ પણ વર્ણન કરેલું છે. રાજા ગોપીચંદ પણ તેજ અને જાલંધરનાથ પણ તેજ, (જેણે દ્વેષથી એમને ખાડામાં દાટી દીધા હતા) પરંતુ જ્યાં સુધી આવરણ નષ્ટ થયું ન હતું, ત્યાંસુધી ત્હેની એમનાપર સદ્રૂપબુદ્ધિ થઈ ન હતી, અને આત્માનુભવનો લાભ પણ થયો ન હતો પરંતુ ચિત્તમાલિન્ય નષ્ટથતાંજ બન્નેનો લાભ થયો. એને માટે ભાગવતના રાસપંચાધ્યાયીમાંહેનું થોડુંક દૃષ્ટાન્ત જુઓ:—

**अश्रुमुक्तं वियोगिन्या राधया मेलनाशया ।**
**तत्रैव मायया गुप्तः प्राप्तः प्रकटतां हरिः ॥**

અખિલ ગોપીઓને છોડીને જ્યારે રાધાને લઇને પરમાત્મા રાસમંડળમાં ગુપ્ત થયા, ત્યારે ત્હેને પણ અભિમાન થયું કે, પરમાત્મા

મ્હારે વશ થયા છે; જેમ હું કહીશ તેમ વર્તશે. એ હેતુથી ત્હેણે કૃષ્ણને કહ્યું કે, મ્હારાથી ચાલી શકાતું નથી માટે તમે મ્હને ઉંચકીને ખાંધપર લો. પરમાત્માએ એને તો 'ઠીક છે', એમ કહ્યું, પરંતુ ચેતી ગયા કે ગર્વાભિમાનાદિ દુષ્ટ વિકારોએ એને ઘેરી લીધી છે. નિર્વિકાર પરમાત્માથી વિકાર કેમ સહન થઇ શકે? નહિજ. પરમાત્મા ત્યાં નીચે બેઠા અને રાધા ખાંધપર ચઢવા લાગી. એટલામાં તે એકાએક અંતર્ધ્યાન થઇ ગયા. ત્યારબાદ રાધા બહુ કલ્પાન્ત કરવા લાગી, અને ત્હેણે એમની પ્રાપ્તિને માટે અશ્રુપાત પણ કર્યો; ત્યારે ત્યાંજ ગુપ્ત થઇ રહેલા પરમાત્મા પ્રકટ થયા અને એને ત્હેમનાં દર્શન અને પ્રાપ્તિથી આનંદ આનંદ થઇ ગયો. આ ચરિત્રમાં જે રહસ્ય છે, તે હવે દર્શાવવામાં આવે છે.

રાગદ્વેષ અભિમાનાદિ જે રજોગુણની વૃત્તિઓ છે, તે વૃત્તિઓ-વડે રાધાનાં કૃષ્ણનું અવલોકન કરવાનાં નેત્ર આચ્છાદિત થયાં, એજ ત્હેમના અન્તર્ધ્યાનનું નિમિત્ત થયું જાણવું. બીજું કારણ માનો, તો સ્વયંપ્રકાશ અને સર્વવ્યાપી પરમાત્મા શ્રીકૃષ્ણનુ અંતર્ધ્યાન થવું સંભવતું નથી. તેજપ્રકારે, મોક્ષેચ્છુનાં ગુરૂદર્શન કરવાનાં ચક્ષુને માનાદિ રજો-ગુણ વૃત્તિ આચ્છાદિત કરી દે છે, તેથી ત્હેણે દર્શન કરવા છતાં, આ સામાન્ય મનુષ્યજ છે એમ લાગે છે, પરન્તુ ત્હેમનામાંહેતું ગુરૂત્વ જણાતું નથી. તેજપ્રમાણે બ્રહ્મસાક્ષાત્કાર થવાને માટે, કારણીભૂત એવી જે અન્તઃકરણ વૃત્તિરૂપ ચક્ષુ, તેને પણ રાગાદિ રજોવૃત્તિ આવૃત કરે છે, તેથી બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી. માટે, રાધાએ જેમ શ્રીકૃષ્ણ દર્શનની આશાથી, અશ્રુ ત્યાગના નિમિત્તદ્વારા રજોગુણનું કાર્ય જે માનાદિ તેનો ત્યાગ કીધો, તેજ પ્રમાણે મુમુક્ષુએ પ્રથમ માનાદિ રજોવૃત્તિનો ત્યાગ કર્યો હોય, તોજ ત્હેને પૂર્વે જોએલા પુરૂષને વિષે ગુરૂત્વદર્શન થાય છે; અને ત્યારબાદ ત્હેમના ઉપદેશથી અન્તઃકરણ વૃત્તિરૂપી નેત્રને આત્મદર્શન થઇને આનંદ થાય છે, એ ભાવ સમજ

લેવો અને એનું પ્રત્યક્ષ ઉદાહરણ ગોપીચંદજ છે. રાજાએ શું પહેલાં જાલંધરને જોયા ન હતા ? પણ ત્હેમનું ગુરૂત્વ નજરે પડયું નહતું. પરન્તુ રાગાદિ માલિન્ય દૂર થતાં વારને એનેજ ત્હેમની સદ્‌ગુરૂતા દૃષ્ટિગોચર થઇ. અસ્તુ !

ત્યારબાદ, થોડા વખતમાં સાવધ થઇને રાજા જોવા લાગ્યો તો, જ્યાં ત્યાં આત્મા વિના (પોતાની જાત વિના) બીજી કોઇ વસ્તુ છેજ નહિ એ પ્રમાણે એને ભાસવા લાગ્યું. ત્યારે ઉઠીને ત્હેણે ગુરૂને હાથ જોડીને કહ્યું, હે સદ્‌ગુરો !

अज्ञानतिमिरान्धस्य ज्ञानांजनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥
अखंडं मंडलाकारं व्याप्तं येन चराचरम
तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः ॥

અજ્ઞાનરૂપી તિમિર (અંધકાર, નેત્રરોગ) વડે મ્હારાં ચક્ષુઓમાં જે અંધત્વ આવ્યું હતું, તેને આપે જ્ઞાનરૂપી અંજનશલાકાથી દૂર કરી દીધું, અને વસ્તુનું યથાર્થરૂપ જોવામાં મ્હને સમર્થ કીધો; એવા આપ સદ્‌ગુરૂને મ્હારા પ્રણામ છે. ગુરૂ એ શબ્દ આપના સ્વરૂપમાં સાર્થ થયો, એમ હું સમજું છું. गु યાને અંધકાર અને रू એટલે નિરોધ કરનાર. અવિદ્યારૂપી અંધકારનો જે નિરોધ કરી દે છે, ત્હેનેજ ગુરૂ કહે છે. જગત્‌માં ગુરૂઓ શું થોડા જોવામાં આવે છે ? પરન્તુ કેવળ વિત્તાપહારક (વિત્તનું અપહરણ કરનારા) ! હૃત્તાપહારક તો લક્ષાવધિમાં એકાદજ હોય છે. એથી કરીને વિત્તાપહારક 'ગુરૂ'માં 'गु-रू' એ શબ્દ શી રીતે યથાર્થ અર્થનોદર્શક થઇ શકે ? અંધકારનો નિરોધ કરવાને બદલે, અંધકારજ જેમનો નિરોધ કરે છે, તે નામધારી ગુરૂ. ઠીક ! રાજા કહે છે કે, જેણે આ ચરાચરને વ્યાપ્ત કરી દીધું છે, અને જે અખંડૈકરસ સૂર્યમંડલવત્ તેજસ્વી છે, તે તત્પદના લક્ષ્યાર્થ

(બ્રહ્મ)નો જેણે સાક્ષાત્કાર કરાવ્યો છે, એવા આપ જે મોક્ષ લક્ષ્મી-સંપન્ન ગુરૂ છો, ત્હેમને મ્હારા સાષ્ટાંગ નમસ્કાર છે. આ પ્રકારના ગુરૂ અત્યંત દુર્મિળ સમજવા, અને જો કદાચિત્ દૈવસંયોગવશથી મળે, તોપણ લોભની જન્મભુમિ એવા કલિકાળમાં કોને પ્રિય થઇ પડે તેમ છે? કેમકે, આજકાલ તો એવુંજ કહેનારા ઘણા મળે છે કે **"मोक्षे तु विषयो नास्ति सुखं न विषयैर्विना।"** વેદાન્ત પ્રતિપાદ્ય બ્રહ્માવસ્થાનરૂપ મોક્ષમાં સુખના સાધનભૂત વિષયો ક્યાં છે? નથીજ; અને વિષય વિના સુખ શી રીતે થઇ શકે? નહિજ. તેથી એમને તો આજકાલ એવાજ ગુરૂની વિશેષ આવશ્યકતા ભાસે છે કે, 'જે અખંડ (ભાંગ્યો તૂટ્યો નહિ એવો) અને મંડલ (વર્તુલ) રૂપ તથા જેની વ્યાપ્તિ અખિલ ચરાચરમાં છે, યાને જેના વગર વ્યવહાર ચાલતો નથી એવા તેજસ્વી (ચકચકિત) તત્ત્વનું પદ (રૂપીયા મળવાનું સ્થાન યા માર્ગ) દેખાડી દે.' પરન્તુ એવું પદ દેખાડી આપનારા યાને માર્ગોપદેશક અગર દર્શક દુર્મિળ નથી; જ્યાં ત્યાં જોવામાં આવે છે. માત્ર ઉપરોક્ત સદ્ગુરૂની જેટલી આવશ્યકતા છે, તેટલીજ દુર્મિલતા પણ તેની દૃષ્ટિગોચર થાય છે. અસ્તુ! ગોપીચંદ કહે છે, હે ગુરો! :—

**बहिरंतर्हरिं पश्यन्मायां पश्यन्जगन्मयीम्।**
**विस्मयं परमं यामि मार्कण्डेय इवात्मनि॥**

માર્કણ્ડેયની માફક, હું જગત્‌ના બાહ્યદેશમાં (સ્વસ્વરૂપમાં સ્થિત) તથા દેહાદિ જગત્‌માં સચ્ચિદાનંદ રૂપથી વર્તમાન હરિ (સર્વ દ્વૈતહરણશીલ અન્તરાત્માથી અભિન્ન એવા બ્રહ્મ) નું અવલોકન કરીને તથા સત્ અસત્ ઇત્યાદિ રૂપથી જેનું નિરૂપણ કરવું અશક્ય છે, એવી જગત્‌રૂપી માયાને જોઇને, અન્તઃકરણમાં અત્યન્ત આશ્ચર્યને પ્રાપ્ત થાઉં છું. એ સર્વ ઉપકાર આપનાજ છે. હવે પ્રસંગોપાત્ત માર્કણ્ડેયનું વૃત્તાન્ત નિરૂપણ કરવામાં આવે છે; કેમકે રાજાએ એના સમાન પોતાની સ્થિતિ વર્ણવી છે.

મૃકંડુ મહર્ષિના પુત્ર માર્કણ્ડેયે નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરીને અને રાગદ્વેષાદિ વિકારોનો ત્યાગ કરીને તપ, સ્વાધ્યાય અને ઇન્દ્રિય-દમન કરીને અધોક્ષજ પરમાત્માની આરાધના છ મન્વન્તરના કાલ સુધી કીધી એના તપથી ઇન્દ્રને પણ ભય ઉપજ્યો કે, એ શું મ્હારૂં પદ ગ્રહણ કરવા માંગે છે કે કેમ? એથી ત્હેણે મદન, વસન્ત, વાયુ, અપ્સરા ઇત્યાદિ પોતાની સેનાને તેના તપનો ભંગ કરવાને માટે મોકલી. પરંતુ કોઇથી પણ એનો પરાભવ થઇ શક્યો નહિ. ત્યારબાદ એના ઉપર અનુગ્રહ કરવાને માટે નરનારાયણરૂપથી હરિ પ્રકટ થયા. ત્હેમને જોતાંવારને માર્કણ્ડેયે ઉઠીને પ્રણામ કીધા અને આસનપર બેસાડીને ત્હેમની પૂજા અને સ્તુતિ કીધી. ત્યારે પરમાત્માએ '**वरं प्रतीच्छ भद्रं ते**' ત્હારૂં કલ્યાણ થાઓ; જે કાંઇ ઇચ્છા હોય તે વર માંગી લે એમ કહ્યું. તે સાંભળીને માર્કણ્ડેયે કહ્યું:—

**दृश्ये मायां यया लोकः सपालो वेद सद्भिदाम्।**

હે દેવ! બ્રહ્માદિલોકપાલો સમેત અખિલ જનોને સદ્વસ્તુમાં જેનાથી ભેદ ભાસે છે, તે ત્હમારી માયા જોવાની મ્હારી ઇચ્છા થઇ છે. હસતા હસતા ભગવાન્ બોલ્યા, "તથાસ્તુ!" મ્હારી માયા ત્હારા જોવામાં આવશે. પરન્તુ આશ્ચર્ય એ છે કે, બીજા કેટલાક પુરૂષો 'માયાથી છોડાવો, તેનું દર્શન કદી ના થાઓ', એવી પ્રાર્થના કરે છે, અને તું તો તે જોવાને ઇચ્છા કરે છે. અસ્તુ! "હવે હું જાઉં છું." આ પ્રમાણે કહીને પરમાત્મા ત્યાંથી બદરિકાશ્રમને વિષે ચાલ્યા ગયા.

માર્કણ્ડેયના મનમાં માયા જોવાની ઘણીજ ઉત્કંઠા લાગી રહી હતી. એક દિવસ તે નદીના કિનારા ઉપર સંધ્યા કરતા બેઠા હતાં, એટલામાં ઝંઝાવાત છૂટ્યો, આકાશમાં મેઘ તથા વીજળીનો ગડગડાટ અને ચમકાટ શરૂ થયો અને મૂશળધાર વૃષ્ટિ થવા લાગી. અલ્પાવકાશમાં ચારે સમુદ્રોએ ભૂમીનો ગ્રાસ કરી દીધેલો જોઇને માર્કણ્ડેય ખિન્ન તેમજ ભયભીત થયા. ભૂમી, આકાશ, નક્ષત્ર, સ્વર્ગલોક, દિશા

વગેરે સહિત ત્રૈલોક્ય ડુબી ગયાબાદ, એકલા માર્કણ્ડેય તે જળમાં ક્ષુધા, તૃષા, તરંગ મગરમચ્છાદિ જલજંતુઓનો ત્રાસ સહન કરતાં કરતાં લાંબા સમય સુધી ભ્રમણ કર્યા કરતા હતા. એક વખત ફરતાં ફરતાં પૃથ્વીનાં ઉચ્ચ પ્રદેશમાં ફલ પલ્લવાદિથી વિરાજીત એવું એક વટવૃક્ષ ત્હેમના જોવામાં આવ્યું; જેની એક શાખા ઉપર પાંદડાની મધ્યમાં શ્યામ વર્ણનું એક બાળક સુઇ રહ્યું હતું. જેણે પોતાના હાથવડે ચરણને ઝાલીને, અંગુઠો મ્હોંડામાં ઘાલ્યો છે અને તેનું પાન કરી રહ્યું છે. ત્હેને જોઇને એ વિસ્મિત થયા, અને શ્રમ પણ દૂર થયો. ત્હેને કાંઇક પૂછવા સારૂ તે આગળ ગયા, તો તેવામાં એકાએક બાળકના શ્વાસથી માખીની માફક, તે પેટમાં ચાલ્યા ગયા ત્યાં જોવા લાગ્યા તો પ્રલયની પૂર્વે જેવું બાહ્ય જગત્ હતું, તેવુંજ ત્હેમની નજરે પડયું; ત્યારે તો એમને પરમાવધિ આશ્ચર્ય લાગ્યું. તે હિમાલય પર્વત, ત્યાં નદીના કીનારાપરનો પોતાનો આશ્રમ, અને તેમાં નારાયણ સમેત મહર્ષિઓને જોઇને માર્કણ્ડેય વિસ્મય પામી રહ્યા છે, તેટલામાં તે બાળકના ઉચ્છ્વસની સાથેજ બ્હાર સમુદ્રોદકને વિષે આવીને પડયા. ત્યાં તે વટવૃક્ષ અને બાળક ત્હેમણે દીઠાં; તે બાળકે પણ એમને પ્રેમપૂર્વક જોયા, ત્યારે તો આનંદથી ત્હેને આલિંગન દેવાને જેવા તેઓ દોડયા, તેવુંજ તે બાળક અદૃશ્ય થઇ ગયું. ત્યારબાદ તે વટવૃક્ષ, ઉદક, જગત્નો પ્રલય નષ્ટ થયો અને માર્કંડેય પોતાના આશ્રમમાં પૂર્વવત્ સ્વસ્થ થઇને બેઠા. આ પ્રમાણે ઇશ્વરનિર્મિત યોગમાયાનો વૈભવ દીઠાબાદ, તે પ્રભુને શરણે ગયા, અને કહેવા લાગ્યા, 'હે અભયપ્રદ હરે! હું ત્હમારા ચરણને શરણે છું. 'ત્હમારૂં ભજન નહિ કરવાથી, વિદ્વાન્ લોકો પણ જ્ઞાનવત્ પ્રકાશમાન ત્હમારી માયાથી મોહ પામી જાય છે.' ત્યારબાદ ત્હેમનું મન ઇશ્વરકૃપાથી નિશ્ચલ થયું. સારાંશ, જે પ્રમાણે માર્કણ્ડેયે વટપત્રસ્થિત બાલ મુકુન્દરૂપ હરિને દીઠા, તેમજ ત્હેમના ઉદરમાં ગયાબાદ, પોતાના આશ્રમમાં નારાયણરૂપ હરિને દીઠા

તથા બાલમુકુન્દની બાહ્ય તેમજ અન્તરમાં જગદ્રૂપી માયાનું અવલોકન કર્યું; તેજ પ્રમાણે સદ્ગુરૂની કૃપાથી રાજા ગોપીચંદે જગદ્બાહ્ય અને જગદન્તર હરિ (બ્રહ્મ) ને જોયા તથા હેની જગદ્રૂપ માયાને પણ અવલોકી અને 'आश्चर्यवत्पश्यति' એ ગીતોક્તિ પ્રમાણે હેની સ્થિતિ થઈ. ગોપીચંદ કહે છે, હે ગુરો! આપની કૃપાથી હવે હું મૃત્યુંજય થયો છું:—

दृश्यं निपीय गरलं[1] पाचयित्वा तदात्मनि ।
मृत्युंजयपदं प्राप्तो हृष्यामि च हरो यथा ॥

જેમ સમુદ્રમથનમાંથી ઉત્પન્ન થએલું હાલાહલ નામના વિષનું જગદ્રક્ષાર્થ શંકરજીએ પાન કર્યું, અને તેને ઉદરમાં પચાવીને મૃત્યુંજય નામ ધારણ કરીને તેઓ આનંદિત થયા, તેજ પ્રમાણે આ દૃશ્યમાન્ જગદ્રૂપી વિષનું પાન કરીને (આત્માથી તેની સત્તા ભિન્ન નથી એવું જાણીને) તથા તે જગત્‌ને અન્તરાત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપમાં પરિપક્વ કરીને (ફરી ઉદિત થવાને અસમર્થ કરીને) મૃત્યુંજયપદ (જન્મમરણાત્મક સંસારને જીતનારા બ્રહ્મસ્વરૂપ) ને પ્રાપ્ત થઇને હું નિત્ય તૃપ્ત થયો છું. એથી મ્હારા આનંદનો શો પારાવાર? એ સર્વ આપના કૃપાહસ્તનો પ્રભાવ છે કે ક્ષણભરમાં મ્હને આપે એ અનુભવ કરાવી દીધો. રાજાનું વચન સાંભળીને જાલંધરનાથ બોલ્યા, એ તો ઠીક થયું, પરન્તુ હવે ત્હારે જોગીના નિયમાનુસાર ચાલવું જોઇએ. ભિક્ષાન્ન સેવન કરીને શરીર રક્ષા કરવી ઉચિત છે. કોઇપણ વસ્તુનો સંગ્રહ તથા એકજ સ્થાનમાં વિશેષ રહેવાનું અગર ભિક્ષા કરવાનું યુક્ત નથી. પ્રથમ, તું નગરીમાં ઘેરઘેર ભીખ માંગવા જા, ત્યારબાદ

---

૧ 'गरं विषं लाति अंगिकरोतीति गरलं' જગત્ વિષધર્મયુક્ત છે, અને વિષસેવી જેમ મરે છે, તેજ પ્રમાણે જગતનો સત્યત્વબુદ્ધિથી અંગિકાર કરનારો વારંવાર મરતોજ રહે છે એ ભાવ.

જે કહેવાનું હશે, તે કહીશ. ગુરૂના વચનાનુસાર રાજા ગોપીચંદ નગરીમાં ભિક્ષા માંગવાને સારૂ નીકળ્યો અને મુખથી 'અલખ નિરંજન' વગેરે પોકારવા લાગ્યો.

॥સાખી॥ છાંડદિયો નૃપ રાજસાજ તબ નિજતન ખાક લગાવે ।
ડાર ગલે કફની લે ઝોલી ઘરિઘરિ અલખ જગાવે ॥

કેટલું આશ્ચર્ય ? દેવતુલ્ય જેની સંપત્તિ, જેના પ્રતાપના શ્રવણમાત્રથી શત્રુઓના હાથના શસ્ત્રાસ્ત્ર છુટી જતાં હતાં, અને શત્રુમંડળમાં જેની લીલા ગજસમૂહમાં સિંહના જેવી હતી, તે રાજા ગોપીચંદ હાથમાં ભિક્ષાપાત્ર, ગળામાં ઝોળી કફની, સૈલી, સિંગી, માળા ધારણ કરીને બગલમાં તુંબડી કમંડળ વગેરે લટકાવીને ભીખ માંગવાને માટે અલખ પોકારતો ચાલ્યો જાય છે, અને નગરના લોકો તે જોઈ રહ્યા છે.

શરીર ઉપર કેશર કસ્તૂરી ચન્દનાદિના લેપને સ્થાને જેણે વિભૂતિ ચર્ચિત કીધી છે, એવાં રૂપ જોઇને કેટલાક ભાવિક લોકો રાજાનાં દર્શન કરવાને દોડે છે, અને નમન પણ કરે છે. બીજા કેટલાક રાજા વૈભવ છોડી દેવા માટે નિન્દા પણ કરે છે. પરન્તુ જાતસાક્ષાત્કાર યોગીની પાસે '**तुल्यनिन्दास्तुतिः**' એ ગીતાવચનાનુસાર બન્ને સમાનજ હોય છે. નગરલોક રાજાને ભિક્ષા આપે છે તેનો સ્વીકાર કરીને, આનંદથી રાજા ગુરૂના ચરણ પાસે ફરી હાજર થયો. ત્યારબાદ ગુરૂ બોલ્યા, 'હે રાજા ! હવે યોગપદવી જાગૃત રાખવા સારૂ ત્હારે બાર વરસ સુધી પૈદલ તીર્થયાત્રા કરવી જરૂરની છે. પરન્તુ જે પ્રમાણે ત્હેં નગરીમાં ભિક્ષા માંગી તે પ્રમાણે ત્હારી માતા મૈનાવતીના મન્દિરમાં જા અને અલખ પોકારીને ભિક્ષા માંગ. તીર્થયાત્રા માટે મ્હેં ત્હને આજ્ઞા કરી છે એમ કહી દેજે, અને ત્હેનો આશીર્વાદ ગ્રહણ કરજે. ત્યારબાદ તું ત્હારી બારસેં રાણીઓના મંદિરમાં જઇને ભિક્ષા માંગજે, અને પછી તીર્થયાત્રાને માટે નગરીમાંથી ચાલ્યો જજે. રાજાએ ગુરૂને

આજ્ઞા શિરસાવન્દ્ય કીધી અને 'અલખ અલખ' પોકારતો માતાના મંદિરમાં ગયો. દાસીઓ મારફત મૈનાવતીને ખબર મળી કે રાજાજી જોગી બનીને ભિક્ષા માંગવા આપણે મહેલ આવ્યા છે. તે સાંભળીને મૈનાવતી દોડી, અને ત્હેણે પુત્રને યોગીના રૂપમાં જોયો અને હર્ષિત થઇ. ત્હેણે તેની પાસે જઇને ત્હેનાં ઓવારણાં લીધાં અને ત્હેને કહ્યું કે, 'હવે તું સત્ય મ્હારો પુત્ર છે, એમ હું માનું છું. ॥સાખી॥

તુયહી ભેખસે અચલ બચેગા રાજા કાલકી ચોટ ન આવેજૂં ।
કાલ હમારા અબ કયા કરેગા માઇ વો તો હુવા મેરા ચેલાજૂં ॥

રાજા ! આજ યોગીના સ્વરૂપવડે ત્હારી અચલસ્થિતિ બની રહેશે; ત્હારી પાસે હવે કાળ બીલકુલ આવી શકશે નહિ. રાજાએ કહ્યું માઈ! હવે કાળ શું કરવાનો હતો ? એ તો મ્હારો ચેલો બની ગયો છે. અર્થાત્ જેમ શિષ્ય ગુરૂની આજ્ઞામાં, તેજ પ્રમાણે કાલની સત્તા બ્રહ્મસ્વરૂપ થએલા રાજાથી ભિન્ન નહિ હોવાથી ત્હેની આજ્ઞામાં શિષ્યવત્ રહે એમાં શું આશ્ચર્ય ? એજ રાજાનો ભાવ સમજવો. ત્યારબાદ મૈનાવતીએ પુત્રને ભિક્ષા આપી અને ગુરૂની શિક્ષાનુસાર વર્તવા કહ્યું. રાજાએ કહ્યું કે, મ્હને બાર વરસ સુધી તીર્થયાત્રા કરવાની આજ્ઞા થઇ છે, તે પ્રમાણે હું જવાનો છું, માટે આપનો પણ આશીર્વાદ હોવો જોઇએ. તથા રાણીઓને મંદિર પણ ભિક્ષા માંગવા માટે જવાનું કહ્યું છે. તે સાંભળીને મૈનાવતીએ કહ્યું:—

**सर्वाणि कल्मषहराणि च तीर्थवृन्दा-।**
**न्याशासु गच्छ न पुनर्भगिनीगृहे तु ॥**

હે પુત્ર ! સકલ પાપનાશક તીર્થોને સારૂ ભલે દશે દિશામાં જજે, પરન્તુ ત્હારી બ્હેન ચંપાવતીને ઘેર તું જઇશ નહિ; એ ઘણી ચતુર છે, ત્હારાપર એનો ઘણો પ્રેમ છે, માટે ત્યાં જવાથી એ કદાચ માયાજાળમાં ત્હને ફસાવી દે અથવા ત્હારૂં આ સ્વરૂપ જોઇને એને બહુ દુઃખ થતાં એ કાંઇક અનર્થ પણ કરે. આટલું સાંભળીને માતાને એણે

નમન કીધું અને મૈનાવતીએ આશીર્વાદ પણ આપ્યો. ત્યારબાદ રાજા અલખ જગાવતો રાણીઓના મન્દિર પાસે જઇને થોભ્યો અને 'માઇ ભિક્ષા લાવો' એમ જોરથી પોકારવા લાગ્યો. રાજાએ જોગ લીધો અને રાજવૈભવ છોડી દઇ નગરીમાં ભીખ માંગવા લાગ્યો એ વાત શું રાણીઓથી અજાણી રહી હતી ? કર્ણોપકર્ણ રાણીઓએ એ વાત સાંભળ્યા બાદ, તેઓ સઘળી એકઠી થઇને શોક કરતી કરતી કહેવા લાગી:-

## પદ-રાગ પિલુ, તાલ દીપચંદી.

કિન બૈરીને બૈર ફિયોરે । રાજનકો બૈરાગ દિયોરે ॥ટેક॥
પંચતત્ત્વકી બભુત લગાવે । કાનોમેં કુંડલ અલખ જગાવે ॥૧॥
ખાંદે ફાવરિયા હાથમેં ઝોલી । નિર્ગુણ ગલેબીચ માલા સૈલી ॥૨॥
કહત કબીરા સુનો મેરે ગુનિયા । ગોપીચંદ રાજા જોગ કમાયા ॥૩॥

જન્મજન્માન્તરનું વૈર સાધવાને માટે કોણ દુષ્ટે હમારા પતિને જોગ આપી દીધો ? સુન્દર વસ્ત્રાલંકારનો ત્યાગ કરીને એણે શરીરે ભસ્મ લગાડી છે, ગળામાં કફની તથા સૈલી સીંગી માળાને ધારણ કરીને હાથમાં ભિક્ષાપાત્ર લઇને એ ઘેર ઘેર અલખ જગાવતા ભિક્ષા માંગી રહ્યા છે. હે સખી ! જન્માન્તરમાં હમે કોઇ સ્ત્રી પુરૂષનો વિયોગ કરાવ્યો હશે, માટે પરમાત્માએ આ દુ:ખ આપ્યું હોય એમ લાગે છે. કિંવા હમે સાધુઓનું અપમાન, બ્રાહ્મણના દ્રવ્યનું અપહરણ, પરમેશ્વરની પૂજા તથા વ્રતાદિકોનો ભંગ એવાં અનન્ત પાપ કર્મ કર્યાં હશે, તેનું ફળજ આ મળ્યું હોય તો કોને ખબર ? આ પ્રમાણે માંહોમાંહ્ય વાત કરી રહી છે, એટલામાં ગોપીચંદ જે બહાર ઉભો હતો, ત્હેણે દાસીને કહ્યું કે, અંદર જઇને ખબર કરો કે જલદી ભિક્ષા લાવો. દાસીએ કહ્યું, હે પ્રભો !:—

॥ દોહા ॥ કરજોરે અરજી કરે ઠાડી એકહિ પાય ।
આપ ચલો રનિવાસમેં તો મોપેં કહી ન જાય ॥

તું બાંદી રનિવાસકી મત કર શોચ બિચાર ।
કહો મહેલમેં જાય કે તો યોગી ઠાડે દ્વાર ॥

મ્હારી આપને હાથ જોડીને એક અરજી છે, કે આ વાત રાણીઓને મ્હારાથી જાતે નહિ કહી શકાય, માટે આપ રાણીવાસમાં ચાલો, અને જે કાંઇ કહેવાનું હોય, તે કહો. આવવામાં શી હરકત છે? તે સાંભળીને રાજા બોલ્યો, હે દાસી! આ રાણીવાસમાં પહેરો ભરવાની ત્હારી નોકરી છે, તેથી જે કોઇ આવે તેની રાણીઓને ખબર કરવી એ ત્હારી ફરજ છે એથી કરીને કાંઇ વિચાર અંદેશો લાવ્યા વગર, મહેલમાં જઇને ખબર આપ કે દ્વારપર યોગી ઉભા છે, માટે ભિક્ષા લઇને ચાલો. ત્યારબાદ દાસી અંદર ગઇ અને ત્હેણે રાણીઓને કહ્યું કે, રાજા ગોપીચંદ જોગી બનીને આવ્યા છે અને ભીખ માંગે છે. જો આપને એમનાં દર્શન કરવાં હોય અને વાતચીત કરવી હોય તો જલદી ચાલો, પછી એવી તક મળવાની નથી, એઓશ્રી કહીં ચાલ્યા જશે. સાંભળતાવારને સઘળી રાણીઓ નીકળી અને જ્યાં મન્દિરની સન્મુખ, નીચે રસ્તાપર ગોપીચંદની સ્વારી ખડી હતી, ત્યાં આવી પહોંચી. સઘળીએજ રાજાને ઘેરી લીધો અને કહેવા લાગી કે, હે રાજન્! હમારે હાથે શું અપરાધ થયો કે, એકાએક સર્વનો પ્રેમ છોડીને આપે જોગ લીધો? સેવામાં કાંઇ ભૂલચૂક થઇ હોય, અથવા હમારી જીભ કાંઇક સખણી ન રહી હોય, કિંવા આપની આજ્ઞા માની ના હોય, તો તેટલા ખાતર ગુસ્સે થઇ પ્રપંચનો ત્યાગ કરીને જતા રહેવું આપને લાજમ નથી; અને જો હમને દંડ કર્યો હત, તો હમે તે ખુશીથી સહન કરત. નખથી થનારા કાર્યને માટે કુહાડની શી જરૂરીઆત? કીડી જે થોડાજ પાણીમાં મરે છે, તેને માટે સમુદ્રની યોજના કરવાનું શું પ્રયોજન? એકે કહ્યું, જો ત્હમારે જોગજ લેવો હતો, તો પછી હમારી સાથે આપે લગ્ન કર્યું શું કરવા? અને કર્યું તો હવે છોડીને કેમ ચાલ્યા જાઓ છો? દેવ, બ્રાહ્મણ, અગ્નિની

સાક્ષીથી હમારૂં પાણિગ્રહણ કરીને હમને દુઃખાગ્નિમાં ડૂબાડો છો, પરંતુ તેથી આપને પાપ ઘણુંજ લાગશે.

## પદ–રાગ ભૂપ, તાલ ત્રિતાલા.

તુમ કર્યોંજી ઐસો ાકર્યો સબ ભૂપભૂપાલા ॥ટેક॥
ત્યજ મન ભુવન ડારો સિંઘાસન કર્યોં તુમ જોગ લિયો ॥૧॥
કાલકે માનકે ભાન ભરે તુમ ઐસે કઠન ભયો ॥૨॥ કામિનિ-
સંગ સુરંગમ ત્યજો રંગ બિરંગ કિયો ॥૩॥ સુખકર સુંદર-
નથ વિશ્વંભર ભવભય ભૂલિ ગયો ॥૪॥

રાજ્યવૈભવાદિકને તથા સ્ત્રીપુત્રાદિ પરિવારને ત્યજીને આપે આ દુઃખદાયી જોગ શા માટે લીધો ? હમારા વગર આપને એક પળ પણ ચહેન પડતું ન હતું, તે આપ કાળના સમાન નિષ્ઠુર ચિત્ત થઇને, હમોને અત્યન્ત દુઃખ દેવા સારૂ તજીને ચાલ્યા જાઓ છો, એનું હમને આશ્ચર્ય લાગે છે. આપ હમારા બહિશ્વર પ્રાણ છો, તેથી જો ચાલ્યા જશો, તો હમારાં શરીર પડશે, અને આટલી સ્ત્રીહત્યા ત્હમારે શિર ચોંટશે. એનો કાંઇક વિચાર કર્યો છે ? એવી પરિસ્થિતમાં આપને જોગની સિદ્ધિ શી રીતે થઇ શકશે ? આપનું આ કુત્સિતરૂપ જોઇને હમને અસહ્ય વ્યથા થાય છે, તેથી આ ભેખ છોડીને પૂર્વવત્ સુંદર વસ્ત્રાદિ ધારણ કરો અને હમારી સાથે આપ રાજયભોગ કરો. તે સાંભળીને રાજા બોલ્યોઃ—

॥ દોહા ॥ રાની નજર દેખકે કર્યોં જુ બુલાવે બાત ।
રાજા થા તબ રાની હો અબ બોલુંગે માત ॥

જ્યારે હું રાજા હતો ત્યારે ત્હમે મ્હારી રાણીઓ હતી, પરંતુ હવે એ દૃષ્ટિ છોડી દો. કેમકે, હાલ હું જોગી થયોછું, જેથી ત્હમે સર્વ મ્હારી માતા થઇ ગઇ છો, માટે ત્હમારે રાજા નામથી મ્હને નહિ બોલાવવો અને હું પણ ત્હમને રાણી નહિ કહું, માત્ર ‘ માઇ ’

એટલુંજ કહીશ: કૃષ્ણ પક્ષની રાત્રિમાં જે પ્રમાણે અંધકાર વિશેષ હોવાથી, વસ્તુનું યથાર્થ સ્વરૂપ જણાતું નથી અને વિપરીત ભાવજ દેખાય છે, તે પ્રમાણે અજ્ઞાન રાત્રિને વિષે મ્હને 'દેહ સ્ત્રી પુત્ર વૈભવાદિ સત્ય છે,' એવી વિપરીત ભાવના ઉત્પન્ન થઇ હતી. અને તે વિષયો મ્હારામાં પ્રીતિ પણ ઉપજાવતા હતા. પરન્તુ પૂર્ણિમાની રાત્રીમાં પૂર્ણ ચન્દ્રોદય થવાથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ દેખાય છે, તેજ પ્રમાણે સદ્‌ગુરૂની કૃપાથી પૂર્ણ જ્ઞાનનો આવિર્ભાવ મ્હારામાં થઇ ગયો છે અને તેનાથી વિપરીતભાવના દૂર થઇ ગઈ; તેથી કરીને સ્ત્રીઆદિ વિષયો જો કે તેના તેજ છે, તોપણ મ્હને હવે તેઓના પ્રત્યે વૈરાગ્યજ ઉપજે છે, અને મૃગજલવત્ તુચ્છજ જણાય છે. જે પ્રમાણે મ્હારામાં મોહ હોવાથી મને ત્હમારા શરીર વિષે સુન્દરતા બુદ્ધિ થઇ હતી, તેજ પ્રમાણે ત્હમને પણ મારા આ શરીર પ્રત્યે રાજબુદ્ધિ તથા સુભગતા ઉપજી છે. વિચાર કરીને જોશો, તો આ શરીરમાં મળમૂત્રપૂય રક્તાદિ દુર્ગન્ધિયુક્ત પદાર્થોજ ભરેલા છે. લગ્ન સમયે શું લોકો ઘરને રંગ-રોગાનથી સુશોભિત કરતા નથી? પરન્તુ તેની શોભા અલ્પકાળ પર્યન્તજ. થોડા દિવસ પછી તેનું સત્ય સ્વરૂપ દેખાવા માંડે છે. તેજ પ્રમાણે આ શરીર, બહારની કાળી ગોરી પીળી લાલ ચામડીને લીધે સુંદર દેખાય છે, પરન્તુ તે ક્યાં સુધી? જ્યાં સુધી વ્યાધિ વગેરે પ્રાપ્ત થયાં નથી ત્યાં સુધી. વ્યાધિ વખતે તેનું યથાર્થ સ્વરૂપ દેખાઇ આવે છે, અને મનુષ્યને પોતાના શરીરની દુર્ગન્ધિ આવીને ત્રાસ ઉપજે છે. એટલા માટે, માઇ! જ્ઞાની તથા યોગીજન આ શરીરને અપવિત્ર સમજે છે અને તેનાપર પ્રેમ કરતા નથી. વિચારવડે ત્હમને પ્રતીત થશે કે, આ શરીરનું ઉત્પત્તિ સ્થાન મલમૂત્રાદિયુક્ત માતાનું ઉદર, માતાપિતાનું રજોવીર્ય તેનું બીજ અને ત્હેમણે ખાધેલા પીધેલા અન્નજલાદિનું પરિણામ જે રૂધિરાદિ તે એ શરીરને ધારણ કરે છે. તથા મળમૂત્ર પરસેવાથી તે સ્રવે છે, અને પ્રાણ ગયા બાદ જ્ઞાની પંડિતના પણ શરીરનો

સ્પર્શ થતાં તેને અપવિત્ર ગણી નહાવું પડે છે. તેમજ જળમૃત્તિકાથી તેની શુદ્ધિની કલ્પના કરવામાં આવે છે, પરન્તુ તે પવિત્ર થતું નથી. એવા શરીર ઉપર માયામોહિત પુરૂષ વિના બીજો કોણ પ્રેમ કરે ?

यदासीदज्ञानं स्मरतिमिरसंचारजनितम् ।
तदादृष्टं [illegible]मशेषं जगदिति ॥
इदानीमस्माकं पटुत[illegible]षाम् ।
समीभूता दृष्टिस्त्रिभुवनमपि ब्रह्म मनुते ॥

માઇ ! જે વખતે કામરૂપ અન્ધકારે મ્હારી દૃષ્ટિને વ્યાપ્ત કરી દીધી હતી અને તેનાથી અજ્ઞાન, મોહ ઉત્પન્ન થયો હતો, તે કાળમાં આ જગત્‌ને હું સ્ત્રીમય જોતો હતો. પરન્તુ હાલ તો અજ્ઞાનનાશમાં સમર્થ એવા તત્વજ્ઞાનરૂપી અંજનનેજ દૃષ્ટિમાં સદ્‌ગુરૂએ નાંખી દીધું છે, તેથી તે અતિનિર્મલ થઇ ગઇ છે, અને તેથી ત્રૈલોક્ય બ્રહ્મસ્વરૂપ જણાવા લાગ્યું છે. માટે ભિક્ષા લાવ, તો હું જલદીથી અહીંથી ચાલ્યો જાઉં. ક્ષુધાપીડિત મનુષ્યને અન્ન, તરસ્યાને જળ, અને કૃપણને ધન જે પ્રમાણે પ્રિય હોય છે, તેજ પ્રમાણે મ્હને ચિન્માત્ર આત્મસ્વરૂપ વિના બીજું કશું પ્રિય લાગતું નથી. હવે તમે પરમાત્માનું ચિન્તવન કરીને, રાજ્યભોગ ભોગવી તમારા મહેલમાં રહો. રાજ્યભોગનો ત્યાગ કરીને જે વખતે મ્હે જોગ લીધો, તે વખતેજ તમારો પ્રેમ છુટી ગયો; તો હવે તે શી રીતે પાછો ફરી થઇ શકવાનો હતો ? માટે, વિલાપ કરો મા અને જલદી ભિક્ષા લાવો. રાજાનું વચન સાંભળીને રાણીઓ રડવા લાગી તથા છાતી કૂટવા લાગી, તથા આટલી આટલી પ્રાર્થના કરવા છતાં હમારી અબળાની એમને દયા ઉપજી નહિ એવા વિચારથી, તેઓ સંતપ્ત થઇને કહેવા લાગી કે, બારસો રાણીઓની આશા જેણે છોડાવી અને આપને જોગ આપ્યો, તેનું સત્યાનાશ થઇ જાઓ. એના સમાન પાપી બીજો કોણ હોઇ શકે ? બીજી

બોલી, આપણા સંસારના નાશનું મૂળ જુઓ તો એજ શંડ ડાકેણ! આપણી સાસુજ છે. સસરાજી મરી ગયા તે વખતે એ ક્યાં ના મરી ગઇ? એના ઉપર ધૂળ કેમ પડતી નથી? તે સાંભળીને રાજા બોલ્યો, માતાની તથ ગુરૂને ગાળો દેશો નહિ. મહાન્ પુરૂષોનું અપમાન તથા અભદ્રભાષણ કરવાથી કોઇનું કલ્યાણ થતું નથી. રાણીઓ બોલી, હવે આનાથી બીજું શું વિશેષ અકલ્યાણ હમારૂં થવાનું બાકી રહ્યું છે? આપ વિના હમારા પ્રાણ કેમ બચશે? દાવાગ્નિમાં હરિણીના જેવી હમારી સ્થિતિ થઇ છે.

॥ દોહા ॥ રાની રોવત બચન કહે, સુનો રાજાકે રાજ ।
તુમકું કૌન રિઝાવે, પહેરત સબહી સાજ ॥

હે રાજાધિરાજ! જંગલમાં આપ જશો તો આપને મનને ત્યાં કોણ રીઝવશે? આપને ત્યાં વસ્ત્રાદિક કોણ પહેરાવશે? પુષ્પની શય્યા ઉપર સુવા છતાં આપને નિદ્રા આવતી નથી, તો જંગલમાં ક્યાં આગળ અને શેના ઉપર સૂશો? ભૂખ લાગે કે તરસ લાગે તો હમે સર્વ આપની પાસે હાજર રહીને આપતી હતી, પરન્તુ જંગલમાં આપને કોણ ખવડાવશે તથા પીવડાવશે? શીતોષ્ણાદિ સહન કરવાં પણ બહુ દોહ્યલાં છે, તથા જ્યાં આગળ વાઘ સિંહ વગેરે હિંસક પ્રાણીઓ નિવાસ કરે છે, તે ભયંકર વનમાં રહીને આપ શી રીતે જોગ સાધવાના હતા? એનો કાંઇ આપે વિચાર કર્યો નથી. રાજા બોલ્યો, જોગીને ભય શેનું? ભયમાંથી નિર્મુક્ત થવા માટે તો આ જોગ લીધો છે. સંસારમાંજ અનેક પ્રકારનો ભય હોય છે, તેથી નિરંજન વનમાં જઇને યોગી પોતાનું આસન માંડે છે. માઇઃ—

आशा नाम नदी मनोरथजला तृष्णातरंगाकुला ।
रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी ।
मोहावर्तसुदुस्तरातिगहना प्रोत्तुंगचिन्तातटी ।
तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः ॥

મનોરથરૂપી જળ છે જેમાં, અપ્રાપ્ય વિષયની અભિલાષા (તૃષ્ણા) રૂપી તરંગોથી જે વ્યાપ્ત છે, જેમાં રાગદ્વેષાદિક મગર છે, જેમાં વિવિધ વિપરીત તર્કરૂપી પક્ષીઓનો નિવાસ છે, અને જે ધૈર્ય (નિર્વિકારમન) રૂપી વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાંખે છે, દંભદર્પાદિ અજ્ઞાન વૃત્તિરૂપ આવર્ત (મોજાં) જેમાં હોવાથી તરવું પણ અત્યંત કઠીણ થઇ પડે છે, તથા જે અત્યંત ગભીર છે, અને જેના ચિન્તારૂપી તટ ઘણા ઉંચા છે, એવા લક્ષણયુક્ત જે પ્રસિદ્ધ આશારૂપી નદી છે, તેને પેલે કિનારે નિર્મલ અન્તઃકરણના મહાયોગીજ જ્ઞાનનૌકાવડે ગમન કરીને બ્રહ્માનંદનો અનુભવ કરે છે. એજ સુખના યત્કિંચિત્ અંશના ઉપરજ સકલપ્રાણી પોતાને સુખી તથા આનંદી સમજીને કૃતાર્થ માને છે. બીજું, એ પણ સમજવું કે ત્હમારી દૃષ્ટિએ જો કે હું એકલોજ છું અને જંગલમાં રહેવાથી ભય ઉપજે એમ ત્હમને લાગે છે, તોપણ યોગી જ્યાં જાય છે, ત્યાં સહકુટુંબજ હોય છે. વિચાર કરો! મનના નિર્વિકારપણારૂપી ધૈર્ય જેનો પિતા છે, ક્ષમા જનની છે, અને ચિરકાલિક શાન્તિ જેની સ્ત્રી છે, સત્યરૂપ પુત્ર અને દયા બહેન, તેમજ મનોનિગ્રહ જેનો બન્ધુ છે, પૃથ્વી જેના પર્યંક સ્થાનમાં છે તથા દિશારૂપી ઉત્કૃષ્ટ વસ્ત્રનું જે પરિધાન કરે છે તથા જ્ઞાનામૃતનું ભોજન કરે છે, તે યોગીને ક્યાં, શાથી અને શી રીતે ભય ઉપજી શકે તેમ છે? નહિજ. યોગીનો પરિવાર, ત્હેના ગૃહમાંજ* હોય છે, પરન્તુ અવિવેકીને દેખાતો નથી. હમારા ખાનપાન નિદ્રા વગેરેની કશી ચિન્તા કરવી નહિ હરકોઇ સ્થાનમાં અગર કર્મમાં હોઉં, તોપણ પ્રપંચવિસ્મૃતિરૂપી નિદ્રાનો અનુભવ થાય છે અને એ નિદ્રામાં મ્હને સ્વાભાવિક રૂચિ ઉત્પન્ન થઇ છે. નરમ નરમ બિછાના ઉપર જે પ્રમાણે નિદ્રા આવે છે, તે પ્રમાણેઃ—

---

* **गृह्यते आत्मभ्रांत्या अंगीक्रियते इतिगृहम्** આત્મભ્રાન્તિથી જેનું અંગિકરણ કરવામાં આવે છે તે ગૃહ, શરીર.

विस्तीर्ण शयनं प्राप्तं कोमलं ब्रह्म निर्मलम् ।

અપરિચ્છિન્ન અને તેથી કોમલ સુખાવહ અને અવિદ્યામલ-રહિત એવું બ્રહ્મરૂપ શયન (બિછાનું) મ્હને પ્રાપ્ત થયું છે, તેથી સર્વત્ર પ્રપંચના વિસ્મરણરૂપ નિદ્રાનો લાભ થયો છે. નિદ્રા વગર કદી કોઇને આરોગ્ય અને આનંદ થતો નથી, એવું વ્યવહારમાં પણ અનુભવાય છે; તેજ પ્રમાણે સંસાર વિસ્મૃતિની નિદ્રા લાગ્યા વગર નીરોગતા અને સત્ય સુખ થશે નહિ. પરન્તુ તેને માટે બ્રહ્મરૂપ નરમ બિછાનાની આવશ્યકતા છે અને તે બીછાનું સદ્‌ગુરૂરૂપ પિંજારી વિના બીજો કોઇ બનાવી શકતો નથી. કપાસ જો બરાબર પીંજાયું ના હોય અને તેમાં બીજ તથા કચરો વગેરે રહી જાય, તો શરીરને ખુચે છે અને નિદ્રા બરાબર આવતી નથી; પરન્તુ જો પિંજારી ચતુર હોય છે, તો તે કપાસને સફાઇ ભરેલી રીતે સાફ કરી દે છે અને ત્યારબાદ તેમાં નરમાશ ઉત્પન્ન થઇને, પડનારને નિદ્રા આવી જાય છે. તેજ પ્રમાણે સદ્‌ગુરૂ પિંજારી તત્ત્વોને પિંજી પિંજીને નિઃસાર ભાગને કાઢી નાંખી, નિર્મલ તથા કોમલ એકતત્ત્વ ( બ્રહ્મ ) નું બીછાનું બનાવી દે છે, કે જેનાપર લોટતાંજ પ્રપંચવિસ્મૃતિ નિદ્રા લાગી જાય છે અને આનંદ ઉપજે છે. માત ! એવા બીછાનાપર સુનારા મ્હને દુઃખ કેવું ? બહાર પણ જુઓ, તો ત્હમારા જેવી દરેક ઘરમાં રહેનારી અંબીજ મૈયાઓ હમને અન્ન આપશે, ગંગા-જમુનાદિ નદીઓ પાણી પીવડાવશે. વૃક્ષાદિક પણ પોતાનાં ફળ હમને આપશે, વનના પક્ષી તથા આ કિંગરી હમારી સાથે મીઠી મીઠી વાતો કરીને મનને રીઝવશે, માટે ત્હમારે હમારી કોઇપણ વાતની ચિન્તા ના કરવી. વધારે શું કહું ? પરન્તુઃ—

न प्राप्तपरमार्थस्य तुलामर्हति वासवः ।
वासवस्तत्पदाकांक्षी न स वासवतामियः ॥

**सिंहासनं समाधिर्मे वेदान्ता मम बंदिनः ।**
**मारितो मोहनामारिर्मम राज्यमकंटकम् ॥**

જેને પરમતત્ત્વની પ્રાપ્તિ થઇ છે, ત્હેની તુલનામાં ઇન્દ્ર પણ યોગ્ય નથી. કેમકે ઇન્દ્રને, તે આત્મસાક્ષાત્કાર યોગીએ જે પદ પ્રાપ્ત કર્યું છે, તેની ઇચ્છા થાય છે, પરન્તુ તે યોગી ઇન્દ્ર, બ્રહ્મપદને પ્રિય માનતો નથી. મનુષ્યે ખાધેલા ચણા વિષ્ઠામાં પડે છે, તે ડુક્કર વિના બીજા કોને પ્રિય થઇ પડે તેમ છે? અમૃતફળને છોડી કયો જ્ઞાની ખોળ ખાશે? કસ્તૂરીની આગળ માટીનું (તે ઉત્તમ હોય તોપણુ) શું મૂલ્ય? છાશ તથા દૂધ એકજ છે, એમ મૂઢ વિના બીજો કોણુ કહે? સારાંશ, બ્રહ્મસુખની આગળ બ્રહ્મદેવ, ઇન્દ્ર ઇત્યાદિ દેવતાઓના પદનો શો આનંદ? કાંઇ નહિ. રાજા કહે છે, માઇ! પહેલાં હું રાજ્ય કરતો હતો, તે વખતે રાતદિવસ મ્હને શત્રુનો ભય મનમાં રહેતો હતો અને કોઇની સાથે સંધિ તો કોઇની સાથે વિગ્રહ પણુ કરવો પડતો હતો. પરન્તુ હવે તો મ્હારૂં નિષ્કંટક (શત્રુરહિત) [illegible] છે; જ્યાં કોઇ સમય પણુ ચિન્તા કરવી પડતી નથી. સદૈવ આત્મસ્ફુરણુરૂપ નિર્વિકલ્પ સમાધિજ મ્હારૂં સિંહાસન છે, વેદાન્તાદિનાં વચન મ્હારા બંદી, ભાટ, સ્તુતિ પાઠક છે અને મોહનામક શત્રુને મ્હેં મારી નાંખ્યો છે; તેથી મ્હારૂં રાજ્ય અકંટક થયું છે એમ સમજજો. જગત્‌માં જેટલા જેના અન્તર્બાહ્ય શત્રુ હોય છે, તેઓ સઘળા મોહના આશ્રિત હોય છે. એથી કરીને ત્હેને માર્યા વગર આજ સુધી કોઇને નિષ્કંટક રાજ્ય ત્રિલોકીમાં પ્રાપ્ત થયું નથી અને થશે પણુ નહિ. સકલ પ્રતિબંધ રહિત સ્વ (આત્મ) રાજ્ય જેણે સંપાદન કર્યું છે, ત્હેની તુલના કોનાથી થઈ શકે તેમ છે? માઈ! હાજર હોય તો ભિક્ષા લાવ! બાર વરસનો હું ભૂખ્યો છું.

॥ દોહા ॥ નયનન ભરિ ભરિ રોવતી પર્યો મહલમેં શોગ ।
સુખમેં દુઃખ હમકો દિયો તૈં તેને સાધ્યો યોગ ॥

રાજાનું ભાષણ જો કે સત્ય હતું, તોપણ સ્ત્રીઓનું દુઃખ પણ અનિવાર હતું. રાજાની માફક ત્હેમનામાં ધૈર્ય, જ્ઞાન, વિવેક ક્યાં હતાં? કે જેનાથી તેઓ શાન્તચિત્તથી તે પ્રસંગને સહન કરી શકે? મેઘની ગર્જનાતુલ્ય ત્હેમનો આક્રોશ થવા લાગ્યો, વર્ષાકાલીન સરિતાના પ્રવાહની પેઠે ત્હેમની આંખ્યોમાંથી આંસુ રોક્યાં રહેતા ન હતાં, અને તેઓ સઘળી બોલવા લાગી તો કંઠ ગદ્‌ગદિત થઈ જવાથી ત્હેમનાથી સ્પષ્ટ વર્ણોચ્ચાર પણ થઇ શકતો નહતો. હે રાજન્! ચાંડાલના અન્તરમાં કાંઇક દયા માયાનો વાસ હશે, પરંતુ તેનાથીએ ત્હમારૂં અન્તર આજ કઠણ થએલું જણાય છે. પુરાણાદિમાં હમે સાંભળ્યું છે કે, નાના નાના જીવોની હત્યા જ્યારે એક ગાડાભર થાય, ત્યારે તે એક બકરાના ઘાતની બરાબર થાય છે. સો બકરાનો પ્રાણઘાત એક બળદની હત્યા બરાબર; સો બળદ મારવામાં આવે ત્યારે એક ગો હત્યા થાય છે, અને સો ગાયોની બરાબર એક બ્રહ્મહત્યા થાય છે. પરન્તુ એ સર્વમાં સ્ત્રીહત્યાનું પાપ ઘણું છે. એકાદ બ્રહ્મહત્યા થાય છે, તો જન્મ જન્માન્તરમાં તે અત્યન્ત પીડા આપે છે અને આપ તો, સો બ્રહ્મહત્યાની બરાબર જે એક સ્ત્રીની હત્યા કહી છે, એવી બારસો સ્ત્રીહત્યા કરો છો; તો આ લોક અને પરલોકમાં આપને સુખ શી રીતે મળી શકશે? હે પ્યારા! આપના વગર આ મન્દિર સ્મશાન તુલ્ય ભાસે છે. સુંદર મધુર ધ્વનિ, કાનમાં કકળતું ઉનું તેલ નાંખવાથી જેવું દુઃખ થાય છે, તેવોજ લાગે છે. વિષયભોગ વિષતુલ્ય દાહ કરે છે, સેવકાદિ પરિવાર રિપુ તુલ્ય લાગે છે, પુષ્પાદિકોની શય્યા કંટક સમાન દુઃખદાયી થઇ પડે છે. જલચર પ્રાણીઓને જલમાંથી બ્હાર કાઢીને દહીં દૂધ, મધ, ઘી ઇત્યાદિક પદાર્થોના સરોવરમાં લાવીને મૂકી દીધાં હશે, તોપણ પાણી વિના તેઓના પ્રાણ બચશે નહિ; વસ્તુતઃ એ પદાર્થો જલથી પણ ઉત્તમ છે, પરન્તુ તેમનું જીવન (પ્રાણ) તો જીવન (પાણી)જ. તેજ પ્રમાણે સકલ પરિવાર અને રાજ્યાદિ વૈભવ જો કે ઉત્તમ હશે, તોપણ

આપની અપેક્ષાથી તે ઉત્તમ છે; તેથી આપ વિના હમારા પ્રાણની રક્ષા થઈ શકે તેમ નથી. ગંગાના ઉપર સમુદ્ર જો કોપાયમાન થાય અથવા જલચરોને જો જલ આશ્રયજ ના આપે, તો તેઓની શી ગતિ થાય? એમણે કોની પાસે આશ્રય માંગવો? આપે તો યોગ સાધી લીધો, પરન્તુ હમારા સુખનો ભંગ કરીને દુઃખ દીધું. અર્થાત્ જન્માન્તરનો વૈરભાવ સાધી લીધો, એમજ હમે માનીએ છીએ. તે સાંભળીને રાજા બોલ્યો, એમાં શો સંદેહ? સંસારમાં માતા, પિતા, પુત્ર ભ્રાતા, સ્ત્રી, બહેન, નોકર, પશુ, મિત્ર, કન્યા, પિતૃવ્ય ઇત્યાદિ સર્વનો સંબંધ પૂર્વ કર્માનુસાર થાય છે અને સુખદુઃખ પણ તેમનાવડે થાય છે. એકજ મનુષ્યને યાવત્ જન્મોને વિષે એ સર્વના તરફનું સુખ અથવા દુઃખજ મળે, તેનો કાંઇ ભરોસો નથી. કોઇવાર સ્વકીય હોવા છતાં દુઃખદ અને પરકીય હોવા છતાં સુખપ્રદ એવો પણ યોગ થાય છે. સારાંશ, સર્વને સ્વકર્માનુસારજ સુખદુઃખ થાય છે; તોપણ કર્મ કાંઇ એવી વ્યક્ત મૂર્તિ નથી કે જે જાતે આવીને સુખદુઃખ આપે. કોઇની મારફત તે કર્મ ફલપ્રદ થાય છે, અને અજ્ઞતાથીજ લોકો તે નિમિત્ત ભૂત પ્રાણીને સુખાવહ દુઃખાવહ સમજે છે અને કહે છે.

## પદ રાગ "સોરઠા," તાલ ચલતી.

કરમકી રેખ ટરે નહિ ટારી ।।ટેકા।। કરમકે હાથ તુરંગ નચાવૈ કરમહિ છત્તર ધારી । કરમકે હાથ કરત હૈ અમીરી કરમહિ જનમ ભીકારી ।।૧।। કરમ કરે સોઈ બનિ આવૈ કરમકિ રેખા ન્યારી । રાજપાટ મૈંને સબ ત્યાગે ભીક લગી મોહિં પ્યારી ।।૨।। બૈઠો રાજ કરો મહેલોમેં કંચન પોર દુવારી । હમ કરમોંમેં લિખિ હૈ ફકરી સો દિલમાંહી કરારી ।।૩।।

માઈ! જન્માન્તરમાં કરેલાં કર્મની રેખા કોઇપણ પ્રયત્નથી ટાળી ટળતી નથી. હાથી ઘોડાઉપર બેસવું, રાજ્યપદ ધારણ કરવું, અમીરી ભોગવવી અથવા જન્મથી ભીખ માંગવી, એ સઘળું કર્મના હાથમાં છે. રાજ્યાદિવૈભવ છોડીને ભીખ માંગવાની મ્હારી પ્રવૃત્તિ કર્મથીજ થઇ છે, એવું જાણીને ત્હમે ત્હમારા મહેલમાં રહો અને રાજ્યપાટ ચલાવો. મ્હને તો આ ફકીરીજ સારી લાગે છે. આજ સુધી ત્હમારો મ્હારો સમાગમ કર્મે કરાવી રાખ્યો હતો, અને હવે તેજ પ્રતિકૂલ થઇને વિયોગ કરાવે છે. તેમાં સમાધાન માનીને રહેશો તોજ સારૂં પરિણામ આવશે. સદ્‌ગુરૂની કૃપાથી મ્હને જે અનુભવ મળ્યો છે, તે ત્હમને કહી સંભળાવું છું, તે પ્રમાણે ત્હમે પણ રહેજો.

आयान्ति तत्र विकसन्ति वसंति च द्रा- ।
गुड्डीय यान्ति च कुलानि विहंगमानाम् ।
भावास्तथा मयि समा विषमा विचित्रा ।
देवालयाग्रमेव केवलमस्मि नित्यः ॥

દેવાલયના શિખરપર જે પ્રમાણે અનેક પક્ષીઓ આવે છે, બેસે છે, ક્રીડા કરે છે અને ઉડીને ચાલ્યાં જાય છે, તોપણ ત્હેમની ક્રિડાવડે તે શિખર વિકારયુક્ત થતું નથી; પરન્તુ સર્વદા એકરૂપે સ્થિત થઇ રહેલું અનુભવવામાં આવે છે. તે પ્રમાણે મ્હારામાં શાન્તિદાન્તિ આદિક સુખસાધનવૃત્તિ રાગદ્વેષાદિક દુઃખસાધનવૃત્તિ તથા એના કરતાં અનેક વિચિત્રવૃત્તિ આવે જાય, સ્થિત થઇને રહે, શોભાયમાન થાય, તોપણ તેનાવડે અન્તરાત્માથી અભિન્ન પરમાત્મરૂપ હું તે દેવાલયના શિખરની પેઠે વિકારી થતો નથી; કેમકે હું તે સર્વેનો સાક્ષી છું. વિકારી થાય ત્હેની સાક્ષી વ્યવહારમાં પણ ક્યાં સત્ય થાય છે, કે પરમાર્થમાં થઇ શકવાની હતી? સારાંશ, કાલત્રય અબાધ્ય બ્રહ્મરૂપ હું છું. ત્હમારે પણ સુખ દુઃખાદિભાવ પ્રાપ્ત થાય, તેમાં સમાનતા રાખવી અને આ

મ્હારૂં પોતાનુંજ કર્મ છે, અને ભોગવ્યા વગર છુટવાનું નથી, એમ સમજીને સમાધાન માનવું.

રાણીઓએ કહ્યું, હે રાજાધિરાજ ! હમારા કર્માનુસાર આપે જોગ લઇને હમને દુઃખ દીધું. ભલે ! પરન્તુ હવે હમારી આપને એક વિનંતી છે, કે આપ જંગલમાં અગર તીર્થયાત્રામાં જશો નહિ પણ જોગી બનીને અંહીજ રહેજો. આપને માટે હમો એક અલગ પર્ણકુટી બંધાવી આપશું, ત્યાં આપ મુકામ કરજો. આપને ખાવાપીવાનું પણ ત્યાં પહોંચાડીશું અને આનંદથી આપ ઇશ ભજન કરજો. આપને જોઇને પણ હમારી આંખ્યોને ટાઢક વળશે. રાજાએ કહ્યું, ગુરૂની આજ્ઞાનુસાર મ્હારે બાર વરસ સુધી પૃથ્વીપર અનેક તીર્થ ક્ષેત્રાદિકોની વિષે વિચરવું પડશે. યોગદીક્ષા લીધાબાદ, અગર સંન્યાસી થયાબાદ અને સાધુ બનીને પણ પોતાના અગર બીજાના ઘરમાં નિવાસ કરવો, એ જ્ઞાન નિષ્ઠાનું વિઘાતક છે. હવે સકલ જગતુજ હમારૂં કુટુંબ હોવાથી, કોઇપણ સ્થળે રહેવા છતાં ત્યાંનો નિવાસ સ્વગૃહવતુજ હમને સુખદાયી નીવડશે; તુમારે ચિન્તા છોડી દેવી. એ સાંભળીને સ્રીઓએ કહ્યું, એમ ન થાય, તો હમે પણ જોગિની બનીને આપની સાથે આવીએ છીએ. જ્યાં આપ વિચરશો ત્યાં હમો પણ આવીશું. આપની પાસે ખાવાપીવાનું, કે વસ્રાલંકાર વગેરે કશું માંગીશું નહિ. પતિવ્રતાનો એજ ધર્મ છે કે, પતિની સેવા અને ત્હેની જેવી સ્થિતિ, રીતિ, ગતિ થાય, તે મુજબ ત્હેણે રહેવું જોઇએ. હમે વનમાં આપની સાથે આવીશું, તે છતાં સ્રીપુરૂષનો ભાવ ભૂલીને કેવળ ચિત્રની પૂતળીઓની પેઠે આપની સાથે રહીશું, એટલા માટે એટલુ તો આપ માન્ય કરો; તે વગર હમે આપને જવા દઇશું નહિ. રાજાએ તે વાતનો ઇન્કાર કર્યો અને કહ્યું કે, ભિક્ષા આપવી હોય તો આપો નહિતર હું ચાલ્યો જાઉં છું. મ્હારૂં બીજું પણ એક વચન સાંભળો;

तारयेदं च कर्तव्यं राज्यं भूवल्लयांकितम् ।
तदाज्ञा सर्वमनुजैः पालनीया निरन्तरम् ॥

પુત્ર હજી નાનો છે, માટે તારાએ આ રાજગાદી મન્ત્રીની સંમતિથી ચલાવવી અને સર્વ લોકોએ એની આજ્ઞામાં નિરન્તર રહેવું. એટલું કહીને, ગોપીચંદ તો ભારે વેગથી તે માયાજાળને તોડીને ચાલતો થયો. ત્યારે તો હાહાકાર થઇ રહ્યો; કેટલીક શીર પટકવા લાગી, તો કેટલીક છાતી કૂટવા લાગી. તેઓએ વિચાર કર્યો કે, હવે રાજાની મૂર્તિ દૃષ્ટિમાં આવશે નહિ, માટે એની પાછળ દોડીને એને પકડી લાવીશું અગર એની સાથે ચાલ્યાં જઇશું. ત્યારબાદ તેઓ સઘળી રાજાની પાછળ દોડી અને કોઇએ કફની તો કોઇએ ઝોળી, કોઇએ હાથ તો કોઇએ તુંબડું ઝાલ્યું અને કેટલીક ચરણપર તથા કેટલીક રસ્તાપર આળોટી પડી. લોકોને જોતાંવારને તે પ્રસંગનું સ્મરણ થઇ આવ્યું કે "જયારે અક્રૂરે શ્રીકૃષ્ણને રથમાં બેસાડીને ચાલવા માંડયું હતું, ત્યારે આવીજ રીતે ત્હેની ચારે મેર અખિલ વ્રજવાસી ગોપીકાઓ વીંટલાઇ વળીને રોવા લાગી હતી તથા રથના માર્ગમાં પડી રહી હતી." રાજાએ બહુ યત્ન કર્યો, પરંતુ તેઓ એકની બે ન થઇ, અને ત્હેને છોડયો નહિ. ત્યારે ત્હેણે વિચાર કર્યો કે, ગુરૂની પાસે એ બધીયને લઇ જઇશું, અને એમની પાસેથી કાંઇક બોધામૃતનું પાન કરાવીશું ત્યારેજ એ શાન્ત થશે. ત્યારબાદ રાજાએ તે બારસો રાણીઓ સહિત જાલંધરનાથની પાસે આવીને, ત્હેમને સર્વ હકીકત નિવેદન કીધી. જાલંધરે પૂછયું, માઇઓ! ત્હમારી શી ઇચ્છા છે? તે કહો. રાણીઓ કહેવા લાગી, મહારાજ! આપે હમારા પતિને જોગી બનાવી દીધા અને એમનો વિયોગ હમને કરાવ્યો; પરન્તુ હમારાથી એમના વગર પ્રાણ ધારણ કરી નહિ શકાય. માટે, એમની સાથે હમે પણ વિરક્ત થઇને જોગિની બનીને ચાલ્યાં જઇએ છીએ, તો આપ સાથે લઇ જવા સારૂ એમને ઉપદેશ કરો. અગર જોગીના વેશથી અહીંયાંજ રાખી પાડશો, તો હમોને દર્શનાદિનો

લાભ થશે, અને નેત્રાદિ સર્વ ઇન્દ્રિયો સમાધાન પામશે. એમને સારૂ હમે જૂદો આશ્રમ બાંધી આપીશું, તથા ખાનપાનની પણ તજવીજ અલગ કરાવરાવીશું. તે સાંભળીને જાલંધરનાથ બોલ્યા, માઈ! જોગદીક્ષા ધારણ કરવાની જ્યારે એની તીવ્ર ઇચ્છા જોઇ, ત્યારેજ મ્હેં એને જોગી બનાવ્યો. નહિતર પ્રથમ તો મ્હેં એને રાજ્યવૈભવ ભોગવવાનું કહ્યું હતું. અસ્તુ! હવે જે વાત બની ગઇ, તે બની ગઇ, તે ઓછીજ હવે અન્યથા થવાની હતી? પરન્તુ તમારે પણ કાંઇક વિવેક રાખવો જોઇએ, અને ત્હમારાં મનને શાન્ત રાખીને, આ શરીર વારંવાર મળવાનું નથી, માટે કાંઇક પ્રભુનું ધ્યાન ભજન પૂજન કરીને ત્હેની કૃપાસંપાદન કરીને, આ દુઃખદાયી સંસારમાંથી ત્હમારો છૂટકારો કરી લેવો જોઇએ. આ શરીર સુંદરમાં સુંદર અને ખરાબમાં ખરાબ છે; પરન્તુ સુંદર સમજીને નાના પ્રકારના ભોગમાં તેને પ્રવૃત્ત કરે, તો નરકવાસ થાય, અને ખરાબ સમજીને તેનો પરિત્યાગ કરી દે, તો મુક્તિસુખનો લાભ મેળવી શકાય નહિ. માટે ત્યાગ અગર ભોગ કરવાને બદલે આત્મસાધનમાં તેની યોજના કરી દેવી. જે પ્રમાણે કોઇ આદમી ગ્રામાન્તર જવા માટે ભાડું આપીને બેસવાને માટે ઘોડો લે છે, અને તેનાપર બેસીને ઇચ્છિત સ્થળપર આવે છે, પરન્તુ તેનાપર તે પોતાની માલેકી સમજતો નથી; કેમકે એ બીજાનોજ છે એમ સમજે છે. તેજ પ્રમાણે, આ જીવે જન્માન્તરમાં કરેલાં કર્મથી ત્હેને મોક્ષગ્રામ જવા સારૂ પરમાત્માએ આ શરીરરૂપી વાહન આપ્યું છે; તેનો ઉપયોગ ત્યાં જવા સારૂજ કરવો, અને તે આપણું નથી, પરન્તુ બીજા (માયા) નું છે એમ સમજીને, તેની આસક્તિ અને માલેકી છોડી દેવી. મનુષ્યજન્મ ફરીફરી જીવને પ્રાપ્ત થાય, એવો કાંઈ ભરોસો છે? નહિજ.

**यदि पश्वादियोनिः स्यात्तदा दुःखस्य का कथा ।**

જો પશુ પક્ષી આદિ યોનિની પ્રાપ્તિ થાય, તો પછી દુઃખની શી કથા કહેવી? પશ્વાદિકોના સકલ કાર્યોને સારૂ પરાધીનતા રૂપજ

જગત્‌માં પ્રતીત થાય છે. આજ સુધી ત્હમારા અનંત જન્મ થયા છે, તેમાં ત્હમે રાજાની શી સગીઓ થતી હતી? રાજા પણ ત્હમારો શો સંબંધી થનો હતો? તે કહો. અનંત માતા, પિતા, પુત્ર, કાકા ઇત્યાદિ આજ સુધી આ સંસારમાં ત્હમારા થઈ ગયા છે. એટલા માટે, એ સર્વ સાથેનો સંબંધ વીજળીના ચમકારા જેવો ક્ષણમાત્ર છે એમ સમજીને સુખમાં રહો. અત્યંત મૂઢની માફક છાતી પેટ કૂટીને વૃથા સંતાપ મા કરો. આજે નહિ કાલે, કાલે નહિ પરમ દહાડે, વર્ષબાદ, નિદાન સો વરસે પણ એમનો અને ત્હમારો વિયોગ થવાનોજ છે. તોપછી તે ખાતર શોક શા માટે કરવો? સારાંશ, પતિ ત્હમારૂં દૈવત છે, તીર્થ છે, ગુરૂ છે, ધર્મ છે, ત્હેનું ધ્યાન કરીને ત્હમે જો ત્હમારા મહેલમાં રહેશો, તો જેટલું ઇહલોક પરલોકમાં સુખ થશે, તેટલું એની સાથે વિરક્ત થઇને, જોગિની બનીને સાથે રહેવાથી થવાનું નથી. એ ઉપરાંત આ વાતનો પણ ખ્યાલ કરોઃ—

કામિની કંચન મારે બડે બડે નરક સુધારે કો જગ ઉદ્ધારે તપ બિના।
કામિનીકી ઝપેટ કંચનકી આસ સંત રહેપાસ જોગનકા નામ હોત હે।
જનમ ઔર મરણ ઉસમેં પરે જન બિસારે નિરંજન મોહ મુદ્રાસે।
જાલંધર કહે બાત બિખય છાંડ રાતદિન નિત મનમેં નાથ ધ્યાન
કર રહો તુમ ॥

હે માઈ! સ્ત્રી અને ધનને માટે તો મોટા મોટા શૂરવીર પરાક્રમી તથા સુંદર પુરૂષો આજ સુધીમાં હજારો નરકે ગયા છે. ત્હેમનો ત્યાગ કીધા વિના જપ, તપ, યોગ ધ્યાનાદિ કરીને આ સંસારમાંથી પોતાનો ઉદ્ધાર કોણ કરી લે છે? સંત, યોગી, સંન્યાસી વગેરેને કામિનીની ઝપટ લાગે, અથવા દ્રવ્યની આશા રાખીને તેઓ તેનો સંગ્રહ કરે, તો તેઓને નામ માત્રના યોગી, સંત, મહાત્મા સમજવા. અખિલ જગત્ જે જન્મમરણ સંસારમાં પડેલું છે, તેનું કારણ એ છે કે એ બંન્નેનો મોહ ત્હેમનાથી છોડી શકાતો નથી, અને નિરંજન નિરાકાર

પ્રભુનું ધ્યાન ભજન કરી શકાતું નથી; માટે હું ત્હમને કહું છું કે રાજાની સાથે જશો નહિ. ત્હેનું અહોનિશ ધ્યાન કરો, પરમાત્માનું ભજન કરો, વિષયાસક્તિનો ત્યાગ કરો તથા ત્હમારી સાસુ મૈનાવતી જે છે, ત્હેમની સેવા કરશો, તો એ પુણ્યકર્મના પ્રભાવથી ત્હમારા અન્તરાત્મા શાન્ત થશે. બીજી પણ એક વાત ત્હમને કહું છું કે બાર વરસ પછી રાજા તીર્થયાત્રા કરીને પાછા ફરશે, ત્યારે ત્હમને ત્હેનાં દર્શન થશે. તથા ફરી પાછા એ જીવનમુક્ત અવસ્થામાં રાજા ભગીરથ અગર વિદેહ જનકસમાન થોડોક સમય રાજ્ય કરશે, અને ત્યારબાદ પોતાના પુત્રને તખ્તનશીન કરીને બદરિકાશ્રમમાં ચાલ્યા જશે. ત્યાંસુધી ત્હમે મંત્રીની સંમતિથી રાજ્ય કારભાર ચલાવો, અને લુમાવંતી તથા તારાની આજ્ઞાનું પાલન કરતી રહો, પરમાત્મા સર્વને આનંદ આનંદ કરાવશે.

॥ સાખી ॥

નાથન બાની સુનતે રાની અભય બચન જબ પાઇ ।
જોગી ચરણપર સીસ ડાર કર અપને મહેલ આઇ ॥

આ પ્રકારની જાલંધરનાથની અભય વાણિ સાંભળીને સઘળીજ રાણીઓ પ્રશાન્ત થઇ, અને ત્હેમના ચરણપર શીશ મૂકીને પોતાને મંદિર પાછી ચાલી આવી. તથા ત્હેમના વચનાનુસાર, તેઓએ રાગદ્વેષનો ત્યાગ કરીને પરમાત્માનું તથા પોતાના પતિનું ધ્યાન સ્મરણ ચલાવ્યું, અને મૈનાવતીની સાથે પ્રેમપૂર્વક વર્તન રાખવા લાગી. આ પ્રમાણે સિદ્ધ પુરૂષના: વચનામૃતથી તેઓનું અંતઃકરણ શાન્ત થયું, અને તેઓ સદાચાર સંપન્ન થઇ. ત્યારબાદ ગુરૂને પૂછીને રાજા ત્યાંથી નીકળ્યો, ત્યારે ઘણા ગ્રામસ્થ લોક તથા મંત્રી મંડળી વગેરે ત્હેને પહોંચાડવાને માટે ગામ બહાર દૂર લગી ગઇ. રાજાના વિયોગનું દુ:ખ ત્હેમને બધાને દુઃસહ થઇ પડયું. જાલંધરે મંત્રીને બોલાવીને રાજ્યનો બન્દોબસ્ત અને કારભાર ઉત્તમ પ્રકારે પૂર્વવત્ ચાલુ રાખવા કહ્યું, અને પોતે પણ કાનીફનાથની સાથે ત્યાં રહી પડયા. મૈનાવતી તેમજ નગરના

લોકો જાલંધરનાં નિત્ય દર્શન કરતા હતા, કેમકે ત્હેમનો પ્રભાવ સર્વને વિદિત થયો હતો. રાજા ગોપીચંદને આત્મવિષયક પરમ પ્રેમરૂપી અમૃતનું પાન કરાવીને, જેમણે ત્હેને નિત્ય તૃપ્ત કર્યો હતો, તથા બ્રહ્મરૂપને સાક્ષાત્ કરાવનારી જે પરમ કલા (શુદ્ધ સત્ત્વાત્મક અંતઃકરણની અહં બ્રહ્માસ્મિ વૃત્તિ), તેનું આલિંગન કરાવ્યું, અને પરમાનન્દનો અનુભવ કરાવી દીધો. યોગી વિના ભોગીને, યાને આ ભોગ્ય અને હું ભોક્તા એ પ્રકારની દ્વૈત બુદ્ધિધારણ કરનારાને, એ પરમાનન્દનો લભ થવો કઠણ છે. ત્હેને તો પ્રપંચ સંબંધી સુખદુઃખનો અનુભવજ નિરન્તર તેમજ પૂર્ણ થશે.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंद सरस्वती-
शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे गोपीचंद्र-
योगदीक्षाप्रदानं नाम सप्तमोऽध्यायः ॥

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

। इति शिवम् ।



# अष्टमोऽध्यायः

---

**कृतार्थौ पितरौ तेन धन्यो देशः कुलं च तत् ।**
**जायते योगमान्यत्र दत्तमक्षयतां व्रजेत् ॥ ब्र. पु. ॥**

જેમના ઉદરથી યોગી પુરૂષનો જન્મ થાય છે, તે માતાપિતા કૃતાર્થ થાય છે, યાને તેઓનો ઉદ્ધાર થાય છે. તથા જે કુળમાં જન્મે છે. તે કુળ પરમ પાવન થાય છે, અને જે દેશમાં એવો પુરૂષ અવતરે છે, તે દેશ પણ ધન્ય ગણાય છે. તેમજ શ્રદ્ધા ભક્તિયુક્ત અન્તઃકરણથી લોકોદ્વારા ત્હેને જે જે વસ્તુ આપવામાં આવે છે, તે તે વસ્તુ અક્ષય ફળને આપનારી નીવડે છે. ત્હેનાં દર્શનથી અને અર્ચનથી અન્યપુરૂષોનાં અન્તઃકરણની શુદ્ધિ થાય છે, અને તત્ પરાયણતાથી મોક્ષ પણ મળે છે. એથી કરીને વસ્ત્રાન્નાદિથી જે ત્હેનો સત્કાર કરે છે, ત્હેણે '**निखिलं भोजितं तेन**' સકલ જગત્‌ને ભોજન કરાવ્યા બરાબરજ જાણવું; એવું દક્ષનું વચન છે. એના ઉપર એક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છેઃ—

રાજસૂય યજ્ઞમાં પરમાત્મા શ્રીકૃષ્ણ બ્રાહ્મણાદિકોનાં ઉચ્છિષ્ટ પાત્ર ઉઠાવવાનું કામ કરતા હતા. ધર્મના* ગૃહમાં પરમાત્મા સેવક જેવાજ બની રહે છે, એ ક્યાં અશ્રુત પૂર્વ છે? લક્ષશતાવધિ બ્રાહ્મણ ભોજન થાય, ત્યારે સ્વર્ગમાં એક વખત ઘંટાનાદ થતો હતો, અને તેથી ધર્મરાજા આનંદિત થઇને શ્રીકૃષ્ણને કહેતા, 'એ સર્વ ત્હમને સમર્પણ હોજો.' તે યજ્ઞનો સમારંભ જેવા સારૂ યોગિમુગુટમણિ, શાન્તિની ખાણ, ચૈતન્યાકાશચન્દ્ર, જ્ઞાનોદધિ એવા શ્રી વેદવ્યાસના પુત્ર શુકાચાર્ય આવી પહોંચ્યા. ત્હેમણે વિચાર કર્યો કે ધર્મરાજા પરમ

---

* ધર્મની સ્થિતિ જે ગૃહમાં છે ત્યાં.

કૃષ્ણોપાસક છે, એમના વરનો જો પ્રસાદ મ્હને પ્રાપ્ત થાય, તો જન્મ સફળ થઈ જાય; માટે જ્યાં આગળ શ્રીકૃષ્ણે પોતાના હાથે ઉચ્છિષ્ટ પાત્રોને બહાર ફેંકી દીધાં હતાં, ત્યાં શુક પોપટના સ્વરૂપમાં જઇને બેઠા. ત્હેમણે જ્યારે અનાજનો એક કણ પોતાની ચાંચમાં ઉંચકી લીધો અને મુખમાં નાંખી દીધો, ત્યારે એવો ચમત્કાર થયો કે સ્વર્ગમાં (અંતરિક્ષ મંડળમાં) ઘંટાનો એકસરખો ઘણઘણાટ શરૂ થઈ રહ્યો. ધર્મરાજાએ સાંભળીને, શ્રીકૃષ્ણને તેનું કારણ પૂછ્યું, ત્યારે ત્હેમણે કહ્યું કે આજે ત્હમારે ત્યાં કોઇ યોગી તત્વવેત્તા ભોજન કરીને તૃપ્ત થયો હોય એમ લાગે છે. કેમકે નામમાત્રના સો બ્રાહ્મણોની બરાબર ત્રણ વેદને જાણનારો એક વિપ્ર હોય છે અને એવા સો વેદજ્ઞ બ્રાહ્મણોની બરાબર એક વેદાર્થવેત્તા પંડિત હોય છે. એવા સો પંડિતોની બરાબર એક વેદાનુષ્ઠાન પરાયણ ક્રિયાશીલ બ્રાહ્મણ સમજવો. શત અનુષ્ઠાન કરનારાની સમાન એક ઇન્દ્રિય દમન કરનારો. અને એવા સો ઇન્દ્રિય જેતા બ્રાહ્મણોની બરાબર એક વિષ્ણુભકત સમજવો, કે જે સત્વશીલ, ભેદરહિત તથા નિર્મત્સર હોય છે. એવા સો વિષ્ણુભકતોની બરાબર એક બ્રહ્માનંદપ્રાપ્ત બ્રહ્મવેત્તા હોય છે, અને એવા ચારજ તત્વવેત્તા પ્રસિદ્ધ છે. એક કપિલ મહામુનિ, બીજા યાજ્ઞવલ્કય, ત્રીજા શુક અને ચોથા દત્તાત્રેય કે જે જ્ઞાનાર્ક અને અત્રિ મહર્ષિના પુત્ર છે. એ માંહેના કોઇ એકાદ ત્હમારે ત્યાં આજે અન્ન સેવન કરીને સંતુષ્ટ થયા હશે, તેથીજ અખંડ સ્વર્ગીય ઘંટાનો નાદ ચાલી રહ્યો છે. લક્ષશત બ્રાહ્મણો જમે, ત્યારે એકવાર ઘંટાનો નાદ થાય. તો એક મુહૂર્ત પર્યન્ત ઘંટાનાદ ચાલુ રહે, તો કેટલા બ્રાહ્મણ ભોજનનું પુણ્ય થયું તેનો વિચાર (ત્રિરાશી માંડીને) સહજ થઇ શકે તેમ છે ત્યારબાદ રાજા ધર્મે ઇચ્છા દર્શાવી કે, હે પ્રભો ! અહીં કોણ આવ્યું છે અને તૃપ્ત થયું છે, તે આપ મ્હને પ્રત્યક્ષ દેખાડી આપો. ત્યારે ધર્મનો હાથ પકડીને, ભગવાન્ જ્યાં આગળ શુકાચાર્ય વેશ બદલીને પોપટના સ્વરૂપમાં શ્રીકૃષ્ણના હાથથી સ્પર્શિત થએલું ઉચ્છિષ્ટ અન્ન ખાતા બેસી રહ્યા હતા, ત્યાં

ત્હેમની પાછળ આવીને ઉભા થઇ રહ્યા અને કહેવા લાગ્યા, હે ધર્મ! જુઓ! આ વ્યાસ પુત્ર શુકદેવજી છે. મ્હારૂં અનુમાન ખોટું હોય નહિ. શુકદેવજી પાછું ફરીને જોતાંવારને શરમાઇ ગયા, અને ત્હેમણે પોતાનું પૂર્વસ્વરૂપ પ્રગટ કીધું. ધર્મરાજાએ નમસ્કાર કર્યા અને ભગવાને પ્રેમથી આલિંગન દીધું. ત્યારબાદ, ધર્મરાજાએ ત્હેમની પ્રાર્થના કીધી અને સભામાં લઇ આવ્યા, તથા શ્રીકૃષ્ણની સંમતિથી ત્હેમનું પૂજન અને સ્તવન કર્યું. અખિલ ઋષિમંડળી ત્હેમને જોઇને આનંદિત થઇ. તે સમયે શુકદેવ બોલ્યા, હે ધર્મ! ત્હમારા ભાગ્યનું સહસ્ત્રમુખી શેષથી પણ વર્ણન થઇ શકે તેમ નથી. ઇન્દ્રપ્રસ્થના સમાન રમણીય નગરી, અને નામાનુરૂપ સંપત્તિ પણ તેમાં અખંડ ભરેલી છે. જ્યાં ઇશ કૃપાથી સંપત્તિનો નિવાસ થાય છે, ત્યાં અહોનિશ ધર્મકર્મનું અનુષ્ઠાન થાય છે. જ્યાં ધર્મ, ત્યાં દાન પણ થાય છે,અને દાનની પાસે જનાર્દનની પણ સ્થિતિ હોય છે. દેહની સાથે છાયા, તેજ પ્રમાણે જ્યાં જનાર્દન ત્યાં કમલાનો વાસ, અને કમલાના સંનિધાનમાં સુખ પણ રહે છે. સુખ ત્યાં ઉલ્હાસ, ઉલ્હાસસ્થાનમાં સન્તનું આગમન. સન્તોની પાસે શાન્તિ, શાન્તિમાં નિવૃત્તિની સ્થિતિ અને નિવૃત્તિમાં સમાધાન, અને સમાધાન પાસે સમાધિ રહે છે. જ્યાં સમાધિ છે ત્યાં આધિ મુખ પણ બતાવે નહિ અને જ્યાં આધિ ન હોય ત્યાં ઉપાધી કેવી? ઉપાધિના અભાવમાં ભેદનો અભાવ અને જ્યાં અભેદ ત્યાં બ્રહ્માનંદની સ્થિતિ હોય છે. એવા જે બ્રહ્માનન્દ તે મૂર્તિમન્ત આ શ્રીકૃષ્ણ, ત્હમારે ઘેર સેવકની માફક નીચ કામ સુદ્ધાં કરે છે. તેથી ત્હમારા ભાગ્યનું કોણ કેવી રીતે વર્ણન કરી શકે તેમ છે? બ્રહ્માનન્દ જેવો અનિર્વચનીય છે, તેવુંજ ત્હમારૂં ભાગ્ય પણ અનિર્વચનીય છે. આ પ્રકારે ભાષણ કરીને શુકદેવ ત્યાંથી જતા રહ્યા. સારાંશ, યોગી તત્ત્વજ્ઞાની જો તૃપ્ત થાય, તો તેનાથી અખિલ જગત્ તૃપ્ત થયા જેટલું ફળ મળે, એમાં આશ્ચર્યાવહ કશું નથી. એટલા માટે દક્ષે જે કહ્યું છે, તે યથાર્થજ છે એમ સમજવું. મહાદેવજીએ પણ વામદેવને કહ્યું

છે કે, જે પુરૂષ અંતર્યોગ તથા બાહ્યયોગ ( રાજ અને હઠયોગ ) નું અનુષ્ઠાન કરે છે, ત્હેની યોગ્યતા ત્હમારે તથા મ્હારે વન્દન કરવા સરખી હોય છે, તો પછી અન્ય પુરૂષોને તે વન્દનીય હોય એ કહેવાની જરૂર રહેતી નથી. અસ્તુ !

રાજા ગોપીચંદ ગુરૂની આજ્ઞાથી તીર્થાદીને સારૂ પૈદલ જવા લાગ્યો. નિત્ય રથાદિવાહનમાં બેસીને વિચરનારો રાજા, પગમાં જોડા સરખા રાખ્યા વગર રસ્તાપર હીંડી રહ્યો હતો, છતાં ત્હેને કાંઇપણ વ્યથા થઇ નહિ. પરમાત્મસ્વરૂપને વિષે ચિત્ત જોડાએલું હોય, તો પછી જોડાની શી ? પરંતુ ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ ઇત્યાદિકોની પણ પીડા બીલકુલ જણાતી નથી. રાજા વિરક્ત થઇને જોગી બની ગયો, એ વૃત્તાન્ત જ્યારે અખિલ રાજ્યના ગ્રામવાસી જનોને વિદિત થયો, ત્યારે તેઓ બહુ દુઃખી થયા અને "ગોપીચંદની પેઠે પુત્રવત્ પ્રજાપાલન કરનારો રાજા પહેલાં કદી થયો નથી અને આગળ થશે પણ નહિ," એમ કહેવા લાગ્યા. જે જે ગામમાં રાજાના આગમનની ખબર પડતી, તે તે ગામના લોક ત્હેની પાસે આવીને, ત્યાંજ રહેવા સારૂ પ્રાર્થના કરતા હતા, અને ઘણી વસ્તુઓ પણ લાવી આપતા હતા. પરંતુ એ તો આહારને યોગ્ય તેટલીજ ભિક્ષા ગ્રહણ કરતો હતો. અવધૂત ગીતામાં કહ્યું છે કેઃ—

**सायंतनं श्वस्तनं वा न संगृण्हीत भिक्षितम् ।**
**पाणिपात्रोदरामत्र मक्षिकेव न संग्रही ॥**
**मक्षिका इव संगृण्हन्सह तेन विनश्यति ॥**

માખી બે પ્રકારની હોય છે, એક મધમાખી અને બીજી ઘરમાં જે હોય છે તે. ગોળ, શર્કરાદિ પદાર્થરાશિના ઉપર માખી બેઠી હોય તોપણ તે તેમનો સંગ્રહ કરતી નથી. ફક્ત પોતાના હાથથી ઉઠાવીને જેટલું પેટમાં રહે, તેટલુંજ તે ખાય છે. તેજ પ્રમાણે યોગી, સંન્યાસીઓએ પણ 'આ સાયંકાળે ખાઇશું.' 'આ કાલને માટે રાખીશું' એવા વિચારથી ભિક્ષાન્નનો સંગ્રહ ન કરવો, પરન્તુ હાથમાં લઇને

પેટમાં પધરાવી દેવાનો નિયમ કરવો. કેમકે, સંગ્રહ કરનારો મધમાખીની માફક નાશ પામે છે. મધમાખી અનેક સ્થાનોમાં ફરે છે અને મધનો સંગ્રહ કરતી રહે છે. ઝાડોપર, ડુંગરપર, ગૃહાદિનાં પણ ઉચ્ચ સ્થાનપર કે જ્યાં કોઇનો હાથ ન પહોંચે, અને કોઇ જઈ શકે નહિ, એવા સંકટ સ્થાનપર મધપૂડો બાંધે છે. પરંતુ લોકોની નજરે તે પડતાં વારને એવા દુર્ગમસ્થાન ઉપરથી પણ તે માખીઓને વાંસવડે, અગર નીચે ધુમાડો કરીને ઉરાડી મૂકવામાં આવે છે અને પ્રસંગોપાત મારી નાંખીને પણ ઘણા કાલથી કષ્ટ વેઠીને સંચિત કરેલું સઘળું મધ ત્યાંથી કાઢી લાવવામાં આવે છે.

એક વખત ભોજરાજા અને કાલિદાસ મહેલમાં બેઠા હતા, તે વખતે રાજાએ મધમાખીઓને ત્યાં હાથ પગનું સંઘર્ષણ કરતી દીઠી અને કાલિદાસને પૂછ્યું કે, કેમ કવિરાજ ! આ માખીઓ જે એક સરખી હાથપગ ઘસી રહી છે, તેનો શો હેતુ હશે ? કાલિદાસ મહા-ચતુર અને હાજર જવાબી હતો. ત્હેણે ઝટ પ્રત્યુત્તર આપ્યો, હે રાજા હેતુ વિના કોઇપણ કાંઈ કાર્ય કરતું નથી. એમના મનમાં પશ્ચાત્તાપ થયો છે, અને તેથી એ સંતાપમાં હાથ પગ ઘસીને દુઃખ દર્શાવી રહી છે. રાજાએ પૂછ્યું, એમને સંતાપ શાનો ? કાલિદાસે કહ્યું કેઃ—

**अस्माकं मधु दानभोगरहितं नष्टं चिरात्संचितम् ।**
**तेनेदं निजपाणिपादयुगलं घर्षन्त्यहो मक्षिकाः ॥**

એમના મનમાં આ વાતનોજ પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો છે કે હમે ઘણા લાંબા સમય સુધી શરીરને કષ્ટ આપીને, અનેક સ્થલોને વિષે સંચરીને, મધનો જે સંગ્રહ કર્યો હતો, તે નષ્ટ થઇ ગયો; ધિક્કાર છે હમને ! તેનો ભોગ પણ ન કીધો, તેમજ દાન પણ ન કરી દીધું. તેથી દુઃખી થઇને સંતાપની મારી એ હાથપર હાથ અને પગઉપર પગ ઘસીને 'સંગ્રહ આમ દુઃખદ થાય છે,' એવો ઉપદેશ કરી રહી છે, એમ સમજો એટલા માટે, પુણ્યવાન્ પુરૂષે

નિર્ધન લોકોને ધનદાન કરતા રહેવું, સંચય ના કરવો. રાજા બલિની, કર્ણની તથા વિક્રમની કીર્તિ અદ્યાપિ પર્યન્ત કેવી જગત્‌ને વિષે સર્વેના મુખમાં સ્થિત થઈ રહી છે, તે ક્યાં કોઈને અજાણ્યું છે? તે સાંભળીને રાજા હસવા લાગ્યો, અને આનંદિત થયો. સારાંશ, ગૃહસ્થાદિકોને પણ સંગ્રહ દુઃખદાયી થઈ પડે છે તો પછી યતિ, તાપસી, બ્રહ્મચારી, યોગિજનોને તે શી રીતે સુખાવહ થઇ પડશે? નહિજ. એવું વિવેકવડે સમજી જઇને શરીર નિર્વાહને યોગ્ય એવી અને એટલીજ વસ્તુ પાસે રાખવી. વસ્તુતઃ જોશો તો, સર્વ મનુષ્યોએ સત્કર્માચરણ કરીને શુદ્ધ ધર્મનો બની શકે તેટલો સંગ્રહ કરવો જોઇએ. પરન્તુ કરે છે કોણ? અસ્તુ!

રાજા ગોપીચંદની એવીજ રીત હતી કે, પ્રાણરક્ષા થઈ શકે તેટલીજ ભિક્ષા ગ્રહણ કરવી, અને આગળ ચાલ્યાં જવું. ગ્રામસ્થ લોકો દૂર લગી મૂકવા સારૂ આવતા, અને કહેતા કે પ્રાણવિના શરીરની જેવી શોભા હોય છે તેવીજ આપના વગર સકલ પ્રજા શૂન્ય જણાય છે. યોગ પૂર્ણ થયા પછી પણ આપે હમને દર્શન તો દેવાં. આ પ્રમાણે લોકો જ્યાં ત્યાં કહ્યાં કરતા, તેઓના મનનું સમાધાન કરીને, પોતે આગળ ચાલ્યો જતો. એમ ફરતાં ફરતાં ગૌડબંગાળ દેશ છોડીને, રાજા કૈલબંગાળમાં જઇ પહોંચ્યો. ત્યાં પૈલપટ્ટણ નામના ગામમાં જે તિલોકચંદ રાજા રાજ્ય કરતો હતો, ત્હેનાજ પુત્રને ચંપાવતી નામની ગોપીચંદની બ્હેન વરાવી હતી. રાજા મહા ઐશ્વર્ય સંપન્ન અને પરાક્રમી હતો. ત્હેને પણ રાજા ગોપીચંદ જોગી બનીને ભીખ માંગે છે, એવી ખબર પડતાંવારને, એ પણ નિન્દા કરવા લાગ્યો કે ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થઇને એણે ભીખ માંગવી શરૂ કીધી અને કુલને કલંક લગાડ્યું એના કરતાં તો એ મરી ગયો હત, તો બેહેતર હતું.

**वनेऽपि सिंहा मृगमांसभक्षका बुभुक्षिता नैव तृणं चरन्ति ।**
**एवं कुलीना व्यसनाभिभूता न नीचकर्माणि समाचरन्ति ॥**

અરણ્યમાં હાથી હરણ વગેરે શ્વાપદોને મારી નાંખીને, તેમનું માંસ ભક્ષનારા સિંહ, ક્ષુધાથી વ્યાકુલ થએલા હોય એવી હાલતમાં પણ કદી ઘાસ ખાતા નથી. તેજ પ્રમાણે કુલીન પુરૂષો સંકટમાં દુઃખિત થએલા હોવા છતાં કદી નીચ કર્માચરણ કરતા નથી. ગોપીચંદને આજે શું દુઃખ હતું? કે રાજ્યાદિ વૈભવ છોડીને એ ભીખ માંગવા લાગ્યો? મૈનાવતી પણ માતા કેવી? કે એણે ત્હેને જોગ અપાવી ઘરઘર, વનવન, ભીખ માંગવા તથા રખડવા મોકલી આપ્યો? જાલંધરની સંગતિથી ત્હેણે પુત્રરત્નની આવી દુર્દશા કરી દીધી છે. પરંતુ હવે જો કોઇ શત્રુ રાજ્યપર ચઢાઇ કરીને આવશે, તો તેનું નિવારણ કોણ એનો બાપ કરશે? આ પ્રમાણે ગોપીચંદ તથા એની માતાની ઘરના સઘળાજ માણસો ખુબ નિન્દા કરતા. ત્યારે તે સાંભળીને ચંપાવતી બહુ દુઃખી થતી; પરન્તુ કહે કોને? સાસુ નણંદ વગેરે ત્હેને પણ મર્મ વિદારી વાક્યો સંભળાવતાં કે, ભાઇએ જોગી બનીને જગતને વિષે કીર્તિધ્વજ ફરકાવી દીધો છે, અને માતાએ પણ ઉજ્જવલ દીપક પ્રકાશિત કર્યો છે, હવે ત્હમારૂંજ બાકી રહ્યું છે. સાસુ બોલી, ત્હેમણું તો જાણે ઠીક. પરન્તુ લોકો હમારી સુદ્ધાં હાંસિ કરશે, કે ત્હમારા વેવાહી એવા કેવા મૂઢ? રાજ્યવૈભવ છોડીને ભીખ માંગે છે? એના કરતાં જન્મ્યા તે વખતેજ મરી કયાં ના ગયા? આવું મર્મસ્થાનને વીંધી નાંખનારૂં જે ભાષણ ચાલતું હતું, તે સાંભળીને ચંપાવતી એકાન્તમાં જઇને બહુ રડતી હતી, અને કહેતી હતી કે મ્હારા ભાઇએ આ શું કર્યું તે કોણ જાણે? મ્હારી એકવાર એની સાથે મુલાકાત થાય તો બે વાતો એને કહું. કર્મધર્મ સંયોગે ગોપીચંદ તેજ નગરીમાં આવી ચઢયો, અને એક ઉપવનને વિષે ઉતર્યો. શહેરમાં જ્યારે 'અલખનિરંજન' કરતો ભીખ માંગવા નીકળ્યો ત્યારે ચંપાવતીની દાસીએ ત્હેને દીઠો અને ઓળખી કાઢયો. સૂર્યમંડલ પર અભ્રપટલ આવવા છતાં, ત્હેનું તેજ જેમ નષ્ટ થતું નથી કિંવા

કસ્તૂરીને ઘણા કપડામાં લપેટેલી હોવા છતાં તેની સુવાસ કાંઈ છુપી રહેછે ? તેજ પ્રમાણે રાજા જોકે જોગી બન્યો હતો, ભીખ માંગતો હતો, તોપણ હેના રાજસ્વરૂપનું તેજ શું લુપ્ત થયું હતું ? નહિજ. પરન્તુ, પહેલાંના કરતાં પણ તેનો અધિક આવિર્ભાવ થયો હતો. કેમકે, પોતાની સત્તા પ્રકાશથી જગતને સુશોભિત કરનારા સ્વયંપ્રકાશ આત્મરાજાનો હેને વિષે પ્રાદુર્ભાવ થયો હતો. કવિ કહે છે કેઃ—

**श्रीरामाविर्भावो यत्र स इह दृश्यते महत्त्वेन।**
**यदनेकतारकत्वं पुनर्वसुत्वं च सर्वजनसिद्धम्॥**

જે પુરૂષને વિષે રામ (સર્વસંગ પરિત્યાગી યોગી, સંન્યાસી જેના સ્વરૂપમાં રમમાણ થાય છે, એવો સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ) નો આવિર્ભાવ થાય છે, તે આ જગતને વિષે મહત્તથી દેખાઇ આવે છે. હેનામાં અનેક લોકોનું તારણ કરવાની શક્તિ હોય છે અને પછી તે ધનાઢ્ય પણ થાય છે, એવું સર્વ લોકોને વિષે પ્રસિદ્ધ છે. નામદેવ, તુકારામ, જ્ઞાનેશ્વર, એકનાથ, તુલસીદાસ, રામદાસ, ઇત્યાદિ અનેક આત્મસાક્ષાત્કાર સંપન્ન પુરૂષો તેનું જ્વલન્ત દૃષ્ટાન્ત પૂરૂં પાડે છે. એ સર્વની મહત્તા* કેવી છે તે, અને તેઓ જો કે ભીખારી જેવા જણાતા હતા અને રહેતા હતા, તે છતાં હેમની પાસે સિદ્ધિઓ પણ હતી, અને તેમનાવડે લોકોની કામના તેઓ પૂર્ણ કરતા હતા, એવું ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. દૃષ્ટાન્તમાં સમજવાનું એ છે કે, 'જે નક્ષત્ર ઉપર શ્રીરામચન્દ્રજીનો જન્મ થયો, તે પુનર્વસુ નક્ષત્રનું માહાત્મ્ય વિશેષ છે, તથા પુનર્વસુ નક્ષત્ર એક તારાવાળું નથી, પરન્તુ બે તારાવાળું છે.' સારાંશ, જેનામાં આત્મારામની સ્ફૂર્તિ થઇ, હેનું તેજ અધિકજ ઉજ્જવલ થાય છે. પછી ભલે તે સ્ત્રી હોય યા પુરૂષ હોય!

---

* એમનું નામ લઈને ફરનારાની પણ દુનિયામાં કેવી પૂજા પ્રતિષ્ઠા થાય છે, તે ક્યાં આપણા અનુભવમાં નથી ?

યોગ વાસિષ્ઠના નિર્વાણુ પ્રકરણુના પૂર્વાર્દ્ધમાં ચૂડાલા શિખિધ્વજ ચરિત્ર છે, તેમાં પણુ એ પ્રકારનું વર્ણન છે, જે નીચે દર્શાવવામાં આવે છે; તે ઉપરથી ખાતરી થશે.

ચૂડાલા અને શિખિધ્વજ એ બન્ને જણાં બ્રહ્મવિદ્યા પારંગત તથા સાક્ષાત્કારસંપન્ન એવા મહાત્માની પાસે જઇને રહ્યા અને ત્હેમની સેવા, પૂજા કરીને આત્મજ્ઞાનસંપાદન કરવા લાગ્યા. જો કે રાજા અને રાણી બન્નેય ત્હેમના મુખે આનંદસ્વરૂપ શુદ્ધ ચૈતન્ય આત્માનું યથાર્થ સ્વરૂપ શ્રવણુ કરતા હતા, તોપણુ ચૂડાલા સૂક્ષ્મ બુદ્ધિ વડે મનન નિદિધ્યાસનદ્વારા આત્માને તત્વતઃ જાણીને વિશ્રાન્તિને પ્રાપ્ત થઇ; પરંતુ રાજા બહિર્મુખ હોવાથી, ત્હેની વિષયવાસના નષ્ટ ન થઇ, અને તેથી મનન નિદિધ્યાસનદ્વારા આત્મપદને વિષે વિશ્રામને પ્રાપ્ત થયો ન હતો. ચૂડાલાની અખિલ ભોગવાસના અને અસંભાવના[1], વિપરીત ભાવના[2] નષ્ટ થઇ જવાથી, તે આત્મતેજસંપન્ન થઇ અને સુશોભિત દેખાવા લાગી. એક વખત, રાજાએ ચૂડાલાને પહેલાના કરતાં અત્યંત સુંદર અને આનંદી જોઇને, વિસ્મય પામીને પૂછ્યું કે, હે અંગના! ત્હને ફરીથી તારૂણ્યાવસ્થા પ્રાપ્ત થઇ હોય, એવી તું મ્હને અત્યંત તેજસ્વી દેખાય છે અને ત્હારી વૃત્તિ આનંદથી પ્રફુલ્લિત થએલી લાગે છે, તો ત્હેં શું અમૃતપાન કર્યું છે? અગર કોઇ યોગીશ્વરે ત્હને રસાયન ખવડાવ્યું છે? અથવા શું ત્હને ત્રિલોકીનું રાજ્ય પ્રાપ્ત થયું છે? કશી સમજ પડતી નથી. પરંતુ સત્ય કહે કે, ત્હને એવી કઈ વસ્તુ પ્રાપ્ત થઇ છે કે જેથી તું પહેલાના કરતાં અત્યંત રમણીય

---

૧ અસંભાવના બે પ્રકારની. એક પ્રમાણગત અને બીજી પ્રમેયગત. વેદાન્તશાસ્ત્ર જીવ અને ઈશ્વરનો અભેદ વર્ણવે છે કે ભેદ? એ પ્રકારની પ્રમાણગત સમજવી. અને આત્મા 'નિત્ય, વ્યાપક સુખરૂપ છે? યા અનિત્ય, પરિચ્છિન્ન, દુઃખરૂપ છે?' એ પ્રમેયગત છે. એ બન્નેય શ્રવણુ મનનવડે નષ્ટ થાય છે.

અને આનંદિત જણાય છે ? આ પ્રકારનું રાજાનું વચન સાંભળીને ચૂડાલાએ કહ્યું કે:—

पश्यामि यन्नयनरश्मिभिरिन्द्रियैर्वा
चित्तेन चेह हि तदंग न किंचिदेव ।
पश्यामि तद्विरहितं तु न किंचिदंतः ।
पश्यामि सम्यगिति नाथ चिरोदयास्मि ॥

હે રાજન્ ! ચક્ષુ વગેરે ઇન્દ્રિયોવડે તથા મનવડે જેનું જ્ઞાન થાય છે, તે સર્વ મિથ્યા છે. પરંતુ હું તો, ઇન્દ્રિય મનની જ્યાં ગતિ નથી અને જ્યાં અહંકાર ઉદ્દ્ભવતો નથી, તથા જે સર્વનેઆધારભૂત આકાશવત્ પરિપૂર્ણ, વિશુદ્ધ અને અમૃતરૂપ છે, એવા આત્મપદને વિષે સ્થિત છું, તેથી મ્હારી અત્યન્ત ઉજ્જવલતા અને આનંદરૂપતા આપને જણાઇ આવે છે. એજ અમૃતપાન, રસાયન, ત્રિલોકીનું સામ્રાજ્ય, આપ જે કાંઇ સમજતા હો, તે મ્હને મળેલાં છે. કહેવાની મતલબ એ છે કે, આત્મસાક્ષાત્કારસંપન્ન યોગીનું સ્વરૂપ પૂર્વના કરતાં અત્યન્ત ઉજ્જવલ પ્રતીત થાય છે.

ગોપીચંદ તો સ્વાભાવિક રૂપસંપન્ન અને રાજતેજયુક્ત હતોજ; તેમાં વળી એનામાં આત્માનો આવિર્ભાવ થયો હતો, પછી ત્હેની તેજસ્વિતા તથા આનંદરૂપતાને માટે શું કહેવું ? ચંપાવતીની દાસી ત્હેની પાસે આવીને પૂછવા લાગી, મહારાજ ! આપ ક્યાંથી આવ્યા છો ? ક્યાં જાઓ છો ? એ સઘળું કહો, તો સારૂં થાય.

## પદ–રાગ કાફી, તાલ દીપચંદી.

યોગી કૌન દેસસે આયે। તૈંને હુંસિકર નાદ બજાયે ॥ ટેક ॥ યોગયુગતિકી સાર ન જાની ઠાડે હૈ ભસમ રમાયે। કાનનકી સુરખી નહિ સૂખી મુદ્રા ક્યા ઝલકાયે ॥ ૧ ॥ કૈં તેરા બાપ ભયા દુઃખદાયી કયા ભૈયા ધમકાયે। કૈં તેરે

ઘરમેં નારિ કર્કસા મન દિલગીરી લ્યાયે ॥ ૨ ॥ ચંદ્રબદનસી કાયા દમકે સૂરજ કિરન સમાયે । માતપિતા ઘર કૈસે જીવે જીનકે કુલ તુમ જાયે ॥ ૩ ॥

આપે આખા શરીરપર ભસ્મ લગાવી દીધી છે, તથા કાનની રતાશ સુકાઇ જતા પહેલાં તેને ફાડીને તેમાં કુંડલ લટકાવી દીધાં છે, પરંતુ જોગ જુગતી કાંઇ જાણી છે કે નહિ? પૂર્વવયમાં ત્હમારો આ જોગ જોતાં એવું લાગે છે કે માતાપિતાથી ત્હમને કાંઇ કષ્ટ થયું હોય, અથવા ભાઇએ ધમકાવ્યા હોય, અગર ઘરમાં સ્ત્રી કર્કશા હશે અને ત્હમારી સાથે લડયાં કરતી હશે, તેથીજ ત્હમે નાસીપાસ થઇને આ ભેખ લીધો છે. ચન્દ્રતુલ્ય ત્હમારૂં મુખારવિન્દ, અને બાલસૂર્ય સમાન ત્હમારા શરીરની કાન્તિ જોઇને મ્હને એમ લાગે છે કે, જેમના કુળમાં ત્હમે ઉત્પન્ન થયા, તે માતાપિતા વગેરે લોકો શી રીતે જીવન ધારણ કરી શકશે? માટે, આપની જે કાંઈ સત્ય હકીકત હોય, તે આપ કહી દો. દાસીનું વચન સાંભળીને, રાજા બોલ્યો, માઇ! નદીનું મૂળ અને યોગીમુનિનું કુળ જોવા અગર પૂછવાનું શું પ્રયોજન? નિરંજન હમારો દેશ છે; ત્યાંથી ઘણા કાળથી નીકળીને આ પૃથ્વીપર વિચરવાનું થાય છે. હમારા ઘરમાં સુખદુ:ખની વાતો નથી. યોગદીક્ષા ક્યારે ગ્રહણ કરવી, તે સારૂ કાંઇ કાળ નિયમિત કરેલો નથી; અન્તઃકરણની વિરક્તતા થાય ત્યારેજ તેનો કાળ સમજવો. અનેક જન્મો વીતી જવા છતાં કોઇને તેની કદીયે ઇચ્છાજ થતી નથી. અને કોઇને જન્મતાંવારને તીવ્ર વૈરાગ્ય ઉપજતાં તે તાત્કાલ યોગી સંન્યાસી બની જાય છે. માઈ! તું કોણ છે? ત્હેણે કહ્યું, ચંપાવતી રાણીની હું પરિચારિકા (દાસી) છું. આપને મ્હેં કોઈ સ્થળે દીઠા હોય એમ મ્હને લાગે છે. ત્યારે રાજાએ પ્રત્યુત્તર દીધો, મનુષ્યના જેવો મનુષ્ય હોય છે, તું ત્હારે કામપર ચાલીજા. એણે વિચાર કર્યો કે ચંપાવતી રાણીને ખબર કરવી જોઇએ, તો એ એમને બોલાવીને પૂછપરછ કરીને બરાબર

પીછાણી કાઢશે. મ્હેં તો લગ્નપ્રસંગે દીઠા હતા, જેને ઘણું
વીતી ગએલાં હોવાથી, રૂપમાં પણ થોડોક ફેરફ માલુમ પડતો હો
એજ રાજા ગોપીચંદ છે, એમ મ્હારાથી નિશ્ચયપૂર્વક ન કહી શક
ત્યારબાદ તે દાસી ચંપાવતીની પાસે આવી અને કહેવા લાગી
શહેરમાં કોઈ રખડતા જોગી આવ્યા છે ત્હેમને જોઇને, મ્હને
એમ લાગે છે કે એ આપના ભાઇજ હશે, કેમકે તેઓ જોગી થયા
મ્હારા સાંભળવામાં આવ્યું છે. તે સાંભળીને ચંપાવતી બોલી,
દાસી! તું જા, અને ભિક્ષા માટે એમને અહીં બોલાવી લાવ;
ભાઇજ હશે, તો હું એમને બે વાત સંભળાવીશ. ચંપાવતીની
પ્રમાણે આજ્ઞા થતાંવારને, તે પરિચારિકા જ્યાં ગોપીચંદ હતો,
આગળ આવી પહોંચી અને કહેવા લાગી કે, આપ ભિક્ષાને મ
હમારી ચંપાવતી રાણી સાહેબની પાસે ચાલો; ત્હેમને આપનાં દર્શ
કરવાં છે. બાદ ગોપીચન્દ ત્હેની સાથે કિંગરી વગાડતો વગાડતો ચંપાવતી
મહેલના પાછલા ચોકના દરવાજા આગળ આવી પહોંચ્યો, અ
'અલખનિરંજન' બોલીને ઉભો થઇ રહ્યો. દાસીએ જઇને ચંપાવતી
જોગીના આગમનની ખબર કરી, અને તે સાંભળીને તે પણ ત્યાં
ઉઠીને જોગીની પાસે આવીને ઉભી રહી; ત્હેણે પોતાના ભાઇને
પરખી કાઢયો.

ગદે ગોદરી ખાક તનકો લગાઈ। બજે કિંગરી બ્રહ્મગીતા સુના
લહર ઉન્મનીકી બહારમસ્તજોગી। બહુન ભાઈ દેખે ખબર પૂછલાગ

જેણે શરીર ઉપર રાખ ચોળી છે, અને ગળાને વિષે ગોદડી
તુલ્ય કંથા નાંખી દીધી છે, હાથવડે કિંગરી વગાડી રહ્યા છે, અ
મુખથી બ્રહ્મસ્વરૂપ વિષયક ગાયન ચાલી રહ્યું છે, ઉન્મની અવસ્થા
લહર (ખુમારી) થી જે મસ્ત થઇ રહ્યા છે, એવા પોતાના ભા
ગોપીચંદને જોગી થએલા જોઇને ચંપાવતીને ઘણોજ ખેદ થયો, અ
ત્હેણે ત્હેમને વૃત્તાન્ત પૂછયો. જોગિરાજ! આપનું શું નામ છે

માબાપની શી સંજ્ઞા છે ? આપનું પૂર્વનિવાસસ્થાન ક્યાં હતું ? આપની બ્હેન કોણ થાય ? સ્ત્રી વગેરે આપને છે કે નહિ ? ઇત્યાદિ સત્ય વૃત્તાન્ત નિવેદન કરશો, તો કર્ણને શાન્તિ થશે. આપનાં દર્શનથી હું કૃતાર્થ થઇ છું. રાજાએ પણ પોતાની બ્હેનને ઓળખી કાઢી, અને ત્હેને કહ્યું કે, માઇ ! હવે પૂર્વવૃત્તાન્ત સાંભળીને શું કરવું છે ? તે છતાં ત્હમારી ઇચ્છાજ જો હોય, તો સાંભળો. આ શરીરનું નામ ગોપીચંદ, અને એના ઉત્પાદક માતાપિતાનાં નામ મૈનાવતી અને ત્રિલોકચંદ છે. ચંપાવતી આ શરીરની સાથે બ્હેનનો ભાવ રાખે છે. તારા, લુમાવંતી ઇત્યાદિ આ શરીરની સાથે વિવાહિત થએલી હોઇ, સ્ત્રીભાવ ધરાવે છે. કાંચનપુરીમાં આ શરીરનો પૂર્વે નિવાસ થતો હતો. રાજ્યવૈભવાદિભોગ આ શરીરને સુખપ્રદ નહિ થઈ પડવાથી, સદ્ગુરૂનાથને શરણે જતાં, ત્હેમણે આ શરીરઉપર કૃપા કીધી. જ્યારથી એમણે એને યોગદીક્ષા આપી પવિત્ર કર્યું છે, ત્યારથી મન સદૈવ આનંદયુક્ત રહે છે. માઇ ! ભિક્ષા લાવ. આટલું સાંભળતાં ચંપાવતી રોવા લાગી, અને એનું વસ્ત્ર ઝાલીને કહેવા લાગી કે, હે ભાઇ ! રાજ્યસંપત્તિને તેમજ સ્ત્રી વગેરે પરિવારને તજીને ત્હેં વૈરાગ્ય ધારણ કરીને આ જોગ કેમ લીધો ? જોગમાર્ગ બહુ કઠીણ છે. નારદવિશ્વામિત્રાદિ ઋષિઓ પણ યોગભ્રષ્ટ થયાનું સાંભળ્યું છે, તો એમાં મનુષ્યને શી રીતે સુખ થવાનું હતું ? માટે ત્હમે મ્હારૂં કહ્યું માનો, અને આ ભેખ છોડીને પહેલાંની પેઠે સંસારસુખમાં આનંદ લેતા થાઓ. રાજા કહે છે, હે માઇ ! મનુષ્ય રસ્તાપર થઇને જાય છે, ત્યારે ત્હેની સાથે અનેક મનુષ્યોનો સમાગમ થાય છે, કિંવા નદીને વિષે પડેલા અનેક વૃક્ષો પણ ભેગા થાય છે, તથા વાયુથી આકાશમાં પણ અનેક વાદળાંની સંગતિ થાય છે, તેમજ સમુદ્રને વિષે વ્યાપાર કરનારાઓનો પણ ઘણાયની સાથે સમાગમ થાય છે, પરન્તુ તે અલ્પકાળપર્યન્તજ. પોતપોતાનો માર્ગ મળી આવતાંજ સહુ પરસ્પરથી વિયુક્ત થઇને ચાલ્યા જાય છે, તેવીજ રીતે પ્રતિકૂલ પવનવડે મેઘ યા વૃક્ષ પણ એકમેકના સંગથી

જૂદા થઇ જાય છે. એજ પ્રમાણે, આ સંસારમાં માતા, પિતા, બન્ધુ, પુત્ર, કલત્ર, મિત્ર એ સર્વનો સંયોગ કર્મદ્વારા થએલો છે, પરન્તુ તે નિઃસંશય એક દિવસ સર્વને વિયુક્ત કરી દીધા વગર રહેનાર નથી. એથી કરીને, તે ખાતર શોક કરવો શું ઉચિત છે? નહિજ. રાજા કોણ? પ્રજા કોની? રાણી કોની? માતાપિતા પુત્ર કોના? આ સંસારને વિષે કોઇ કોઇનું છેજ નહિ, એમ સમજજે.

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोनुभुंक्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥

પ્રાણી એકલોજ ઉત્પન્ન થાય છે, નહિ કે કોઇની સંગાથે; તથા એકલોજ મરણ પામે છે. સુકૃતનું ફળ સ્વર્ગાદિ અને પાપનું ફળ નરકાદિ તે એકલાનેજ ભોગવવું પડે છે; માતાપિતા સ્ત્રીપુત્રાદિ તેમાં ભાગ લેતાં નથી. એટલા માટે, કોઇને ખાતર ધર્મજ્ઞાનાદિનો ત્યાગ કરવો ઉચિત નથી. શું જોવામાં નથી આવતું કે પ્રાણ શરીરને તજી ગયા બાદ, તેને અચેતન કાષ્ઠ તેમજ માટીના ઢેફા સમાન સમજીને સકલ પુત્રમિત્ર બાંધવાદિ સ્મશાનને વિષે તજીને ચાલ્યા જાય છે. જીવની સાથે કોણ જાય છે? કોઇપણ નહિ. એ વિચારથી તે સઘળાની મમતા અને શરીરની અહંતા મ્હેં તજી દીધી, અને સદ્ગુરૂને શરણે ગયો, ત્યારે ત્હેમની આ શરીરપર કૃપા થઇ. માઇ! શું કહું?

दृश्यं बोधेन निर्घृष्टं तच्चिदाकारतां गतम् ।
यत्र यत्रैव पश्यामि स्वं रूपं तत्र दृश्यते ॥

આ દૃસ્ય પ્રપંચ જ્ઞાનવડે બાધિત હોઇ, ચિન્માત્રરૂપજ થએલ છે; તેથી જ્યાં જ્યાં જે જે વસ્તુને જોઉં છું, ત્યાં ત્યાં તે તે વસ્તુને વિષે કેવલ આત્મસ્વરૂપજ પ્રતીત થાય છે. આત્મા વગર જગતના પદાર્થોની સત્તા (અસ્તિત્વ) નથી, માટે તેમનું સ્ફુરણ થએલું હોવા છતાં નહિ થયા જેવુંજ સમજવું. મૃગજળ જ્યાં સુધી સત્ય છે એમ પ્રતીત થાય છે, ત્યાં સુધી તરસ્યો મનુષ્ય તેના તરફ ધસે છે;

પરંતુ તે મિથ્યા છે, મધ્યાન્હ કાળમાંજ સૂર્યકિરણોથી રેતીના મેદાનમાં પ્રતીત થાય છે, એવું જ્ઞાન થયા બાદ, કોણ મોહિત થઇને તેને પ્રાપ્ત કરવા સારૂ યત્ન આદરશે ? મૃગજલ મધ્યાન્હ કાળના પહેલાં અને તે સમય વીત્યાબાદ પણ હોતું નથી, પરન્તુ મધ્યમાંજ ભાસે છે. તે પ્રમાણે આ દેહાદિ પ્રપંચ, ઉત્પત્તિ પહેલાં અને નાશના પછી નહિ હોવાથી, જો કે મધ્યમાં જણાય છે, તો પણ તેને તેવું (નહિ જેવું)જ માનવું. દૈવયોગે મ્હારામાં વિવેકની ઉત્પત્તિ થઈ, અને તેનાથી મ્હેં મોહરૂપી શત્રુને મારી નાંખ્યો, ત્યારે અવિનાશી, આવરણ રહિત એવા સદાનંદપદની પ્રાપ્તિ મ્હને થઇ. જ્ઞાનામૃત પીધાબાદ કયો પુરૂષ વિષયરસ કાંજીનું પાન કરશે ? હવે, તું મ્હારૂં વસ્ત્ર છોડી દે. અને "આ સકલ સંસાર, પટના ઉપર કાઢેલાં ચિત્રોની પેઠે મિથ્યા સમજીને, ચિત્રોના આધારભૂત પટની માફક, આ સંસારના આધાર એક પરમાત્માજ સત્ય છે એમ જાણજે અને ત્હેમનું ધ્યાન ભજન કરજે; તોજ ત્હારા જન્મની સફલતા થશે." આટલું સાંભળીને ચંપાવતી બોલી, હે ભાઈ ! ત્હમે કહ્યું તે સત્ય હશે, પરંતુ જેજે કાળમાં જેજે ક્રિયા કરવાની હોય છે, તે વખતેજ જો તે કરવામાં આવે, તો શોભી નીકળે છે અને તેને ખાતર કોઇને પણ દુઃખ થતું નથી. હાલ તો ત્હમારી આ તારૂણ્યાવસ્થા તથા પુત્ર પણ નાનકડો અને બારસો રાણીઓની પણ સંસારભોગવાસના અધૂરી છે; એવા વખતે ઇન્દ્રવૈભવતુલ્ય ત્હમારો રાજ્ય વૈભવ છોડી, વિરકત થઇને ત્હમે ઘૂમી રહ્યા છો, એ શું ઠીક છે ? નહિજ. માટે જો ત્હમારી ઇચ્છા હોય, તો અંહીજ હું ત્હમને એક રત્નખચિત મઠ બંધાવી આપું અને ત્યાં ત્હમે સુખેથી નિવાસ કરો. ચારો તરફ ત્હમારી નિન્દા થાય છે, તે તરફ પણ કાંઇક ખ્યાલ કરો. જ્યારથી ત્હમારા જોગની વાર્તા હમારે ત્યાં આવી પહોંચી છે, ત્યારથી હમારા ઘરના સઘળાજ લોકો ત્હમારૂં ભુંડું બોલે છે, અને મ્હને પણ એવાં મર્મવિદારી વેણ સંભળાવે છે કે જે મ્હારાથી

સહી શકાતાં નથી. હવે તો હું ત્હમને અંહી આગળથી જવા દેનાર નથી. ત્હમારો મ્હારા પર બાળપણથી અત્યંત પ્રેમ છે, માટે આ વખત મ્હારા વચનને માન આપીને અંહીજ રહીજજો, દુરાગ્રહ કરશો નહિ ત્હમારા જતા રહેવાથી, મ્હારા પ્રાણ રહેશે એવું ત્હમે સમજશો નહિ. ચંપાવતી આટલું બોલીને રડવા લાગી અને ગોપીચંદના વસ્ત્રને પણ છોડયું નહિ. ત્યારે ત્હેણે વિચાર કીધો કે, હવે અંહીયાં વિશેષ રહેવામાં યા બોલવામાં માલ નથી; કાંઈ અનર્થ પણ થાય. પછી ત્હેણે એના હાથમાંથી વસ્ત્ર છોડવ્યું, અને માયાજાળથી ઝટ અલગ પડીને ત્યાં આગળથી ચાલ્યો ગયો. ત્યારબાદ ત્હેણે ભીખ માંગીને ક્ષુધાની શાંતિ કીધી અને જ્યાં ઉતર્યો હતો, ત્યાંજ આવીને થોભ્યો.

ગોપીચંદ અંહી આવ્યા છે એવા સમાચારની ખબર રાજા ત્રિલોકચંદ તથા ત્હેની રાણી અને પુત્રને પડતાં વારને તેઓ ચિન્તા કરવા લાગ્યા કે આ ભીખમગો જોગીડો આપણા ગામમાં શું કરવા આવ્યો ? હવે તો નગરમાં સઘળા લોકો આપણી નિન્દા કરશે, અને સર્વત્ર અપકીર્તિ થશે એના પોતાના રાજ્યમાં અગર બીજા કોઇ સ્થાનને વિષે ભીખ માંગતો હત, તો શી હરકત હતી ? પરંતુ દુષ્ટ પોતાના કુળ અને મુખને કલંકિત કરીને, આપણને પણ કલંક ચોંટાડવા માટે અંહી આવ્યો છે. અસ્તુ ! રાજાએ સર્વને કહ્યું કે, એનો એકજ ઇલાજ છે; એને અંહી બોલાવવો અને અશ્વશાળામાં ભિક્ષાન્ન આપીને, આપણા ગામમાંથી વિદાય કરી દેવો. નહિતો નગરીમાં ઘેર ઘેર ભીખ માંગીને, ઘણા કાળ સુધી અંહીજ પડી રહેશે, જેથી લોકોમાં આપણી વિશેષ નિન્દા થશે. બાદ રાજાએ એને બોલાવી મંગાવવા એક પરિચારિકાને મોકલી અને તે ગોપીચંદ પાસે આવીને કહેવા લાગી કે, રાજાએ આપને બોલાવ્યા છે, માટે આપ ત્યાં ચાલો અને એમને મળીને ભિક્ષા ગ્રહણ કરો. રાજાએ પ્રથમ આનાકાની કીધી, પરંતુ દાસીના આગ્રહથી ત્યાં જવાને નીકળ્યો.

ત્યારબાદ ત્હેને અશ્વશાળામાં દાસી લઇ આવી, અને ત્યાં બેસવાનું કહી, પોતે મંદિરમાં જવાને નીકળી. અને જતાં જતાં કહેતી ગઇ કે સર્વ મંડળી આપને મળવા સારૂ અંહીજ આવશે. દાસીએ જઇને રાજા રાણીને વરદી આપી કે ગોપીચંદ આવ્યા છે, ત્યારે ત્હેમણે અનાજનું એક પાત્ર પીરસીને, તે દાસીની મારફત રાજા ગોપીચંદને ભોજન કરવા સારૂ તે અશ્વશાળામાં મોકલી આપ્યું. દાસીએ ગોપીચંદને કહ્યું, મહારાજ ! આ આપને ભિક્ષાન્ન મોકલ્યું છે તે લેશો, થોડીક વારમાં મંડળી આવે છે. રાજાએ વિચાર કર્યો કે, જોયું ? આજે હું સંપત્તિવિરહિત છું, તેથી મ્હારો આટલો અનાદર કરે છે અને આ અશ્વશાળામાં મ્હને ભોજન મોકલ્યું છે. બરાબર છે ! કવિ કહે છે કેઃ—

**वनानि दहतो वन्हेः सखा भवति मारुतः ।**
**स एव दीपनाशाय कृशे कस्यास्ति सौहृदम् ॥**

અગ્નિ અને વાયુ, એ બન્નેને અત્યંત મિત્રતા છે, પરંતુ તે કયાંસુધી ? તો જ્યાંસુધી તે પોતાની તેજરૂપ સંપત્તિથી સમૃદ્ધ થઇને મોટા મોટા વનને ફસ્ત કરી દે છે, ત્યાં સુધીજ. પરંતુ જે વખતે તે દીપરૂપમાં અત્યન્ત કૃશ થઇ જાય છે, તે વખતે સમૃદ્ધિ કાળમાં મિત્રતાને પ્રાપ્ત થએલો વાયુ પોતે જાતેજ તેનો નાશ કરી દેછે. સારાંશ, દરિદ્રી અવસ્થામાં કોણ કોના ઉપર પ્રેમ રાખે છે અને સન્માન કરે છે ? કોઇજ નહિ. અસ્તુ ! સાધક અવસ્થાને વિષે પણ સત્‌શિષ્યના અંતરમાં માનાપમાન હોતાં નથી, તો પછી સિદ્ધ બન્યા બાદ કેવી રીતે હોઇ શકવાનાં હતાં ! રાજાએ મનસંગાથે વિચાર કર્યો કે '**अन्नंब्रह्म**' એવું શ્રુતિસ્મૃતિમાં કહ્યું છે, અને આ શરીરને તે જીવનરૂપ હોવાથી તેનો મ્હારે ધિક્કાર કરવો જોઇતો નથી. રાજા જ્યારે ત્યાં આગળ ભોજન કરવા મંડયો, ત્યારે દૂર રહી રહી અંતઃપુરની સ્ત્રીઓ બારીમાંથી જોવા લાગી અને નિન્દા કરવા લાગી કે, જુઓ કેવો નિર્લજજ બની

ગયો છે ? વેવાઇને ત્યાં આવો ભેખ લઈ ને, એમને મુખ શું બતાવું છું, અને પાગામાં બેસીને ભોજન શું મ્હોં લઈને કરૂં છું એવી એના મનમાં જરા શંકા સરખીયે આવે છે ? એટલામાં નણંદ ચંપાવતીની પાસે ગઇ, અને ત્હેણે ત્હેને બોલાવી લઇ આવી ગોપીચંદ ભોજન કરતો હતો તે દેખાડી આપ્યું. સાસુ બોલી, જુઓ આ ત્હમારો ભાઇ ભ્રષ્ટ થઈ, માનાપમાન છોડીને, તસ્કર અગર શ્વાનની પેઠે અશ્વશાળામાં બેસીને ખાય છે. પ્રજાનાથ કહેતા હતા તે એને ઠીક ના લાગ્યું અને પોતે દીન અનાથ થઇને ભીખ માંગીને ખાય છે, એમાંજ એને આનંદ લાગે છે. ધિક્કાર છે એના જીવતરને ! જો ભીખજ માંગવી હતી, તો અંહીયાં આવ્યો શું કરવા ? પૃથ્વીમાં શું જગ્યાનો તોટો છે ? આ પ્રમાણે ત્હેણે જ્યારે કહ્યું ત્યારે ચંપાવતીને બહુ માઠું લાગ્યું. ત્હેને પહેલેથીજ સાસુ સસરા નણંદ વગેરે તરફથી નિત્ય ત્રાસ થતો હતો. તેમાં ભાઇને માટે વિશેષ દુઃખ થયું અને તેના ઉપર નણંદ સાસુનાં મર્મચ્છેદક ભાષણો પણ થયાં, પછી દુઃખની સીમા શી રહી ? ચંપાવતી તેઓનું ભષણ સાંભળીને જે ત્યાંથી નીકળી તે પોતાના મંદિરમાં આવી અને ત્હેણે હાથમાં એક કટાર લઈને પોતાના પેટમાં ખોસી દીધી. તેના પ્રહારથી એનું ઉદર ચીરાઇને રક્તસ્ત્રાવ થતાં ક્ષણવારમાં તે ગતપ્રાણ થઇ ગઈ.

આણી તરફ અશ્વશાળામાં ગોપીચંદનું ભોજન પૂરૂં થઇ રહ્યું, ત્યારે ત્હેણે દાસીને કહ્યું કે, હમે જઇએ છીએ, એવી રાજાને તથા ચંપાવતીને જઈને ખબર કરજે; એમની ઇચ્છા હશે, તો મળવા આવશે. ત્યારબાદ દાસી ચંપાવતીને એ ખબર કહેવા જતાં તે મરણ પામીને જમીનપર પડેલી ત્હેના જોવામાં આવી. ત્યારે દાસીએ ઝટ રાણીને તથા રાજાને ખબર આપી, અને તેઓ પણ દોડતાં ત્હેના મંદિરમાં આવી પહોંચ્યાં. જોવા લાગ્યાં તો કટાર પેટમાં ખોસ્યાથી મરણ પામી છે, એવું ત્હેમની નજરે પડયું. ત્યારે તો ઘરના સઘળાજ

સ્ત્રી પુરૂષો ભારે આક્રંદ કરવા લાગ્યા કે, આ એનો દુષ્ટ ભાઇ અંહી શા માટે આવી ચઢયો ? પોતાના મકાનને અગ્નિદાહ કરી, હમારાને પણ સળગાવવાને અંહી દોડતો આવ્યો. કોઇ કહેવા લાગ્યા, એને આપણી નગરીમાંથી કાઢી મૂકો, એનું મુખ પણ જોવું નહિ. બીજા કહેવા લાગ્યા, એને લીધે ચંપાવતીની આવી અવસ્થા થઇ, તો એની પણ એવી કરવી. આ પ્રમાણે તેઓ સઘળા આક્રોશ કરી નાના પ્રકરના તર્કકુતર્કથી બોલવા લાગ્યા અને છાતી માથાં કૂટવા લાગ્યા. તથા કોઇ ત્હેના પતિને અભાગી કહેવા લાગ્યા, અને કોઇ ચંપાવતીની પ્રશંસા કરવા લાગ્યા કે, ધન્ય છે, ધન્ય છે ! ભાઇને ખાતર એણે જીવ આપ્યો. એ લોકોનો આક્રોશ જ્યારે ગોપીચન્દના સાંભળવામાં આવ્યો, ત્યારે ત્હેણે એક અશ્વપાળને પૂછયું, ભાઈ ! આ ઘરમાં કેમ કોલાહલ થઇ રહ્યો છે ? અશ્વપાળે જઇને જોયું અને સાંભળ્યું ત્યારે પાછા આવીને કહ્યું કે, ચંપાવતી રાણીએ પોતાના ભાઇને ખાતર જીવ આપ્યો છે, તેથી સઘળા રૂદન કરી રહ્યા છે. રાજાએ સાંભળ્યું અને કહ્યું કે મ્હારા કાજે ચંપાવતીએ પ્રાણઘાત કર્યો, એ અનુચિત થયું. હવે જ્યાં ત્યાં લોકો મારી નિન્દા અને અપકીર્તિજ કરશે કે, ગોપીચંદ અંહીયાં આવ્યો, તેથી ચંપાવતીએ પ્રાણ-ત્યાગ કીધો. હવે શું કરવું ? માતાએ કહ્યુંજ હતું કે મ્હેનને ઘેર જવું નહિ, તેનો પૂરેપૂરો અનુભવ થયો.

આણીતરફ રાજા ત્રિલોકચંદે ચંપાવતીને શ્મશાનમાં લઇ જવા વાસ્તે તૈયારી કરાવરાવી, અને એને ઉપાડીને લોકો લઇ જવા લાગ્યા ત્યારે તો મહા ભારી શોકધ્વનિ શરૂ થયો, અને ઘણા લોકો ત્હેને અવલમંજલ પહોંચાડવા શ્મશાનમાં જવા નીકળ્યા. આવું રાજાએ જોયું, ત્યારે તે એને ઠીક ન લાગ્યું. ત્હેણે વિચાર કીધો કે, જોગ લીધો માટે એ લોકોએ મ્હને તૃણતુલ્ય માન્યો છે, પરંતુ ચંપાવતીને સજીવન કરીને આ સમયે સર્વને આપણા પંથની કરામત દેખાડી

આપવી જોઇએ, તોજ એ સર્વની ખાતરી થશે. હવે શંકરની અવ-ગણના કીધી હતી, ત્યારે શંકરે પોતાને પ્રતાપ કેવો છે, તે હેને દેખાડી આપ્યું હતું, કિંવા અષ્ટાવક્રબ્રાહ્મણનું કુરૂપ તથા હેની લઘુ અવસ્થા જોઇ, જનકનાં માણસોએ હેનું અપમાન કર્યું હતું; પરંતુ હેમણે બંદીને વાદમાં જીતીને પોતાનું સત્ત્વ દેખાડી આપ્યું હતું, અથવા નાનાસરખાં વામને બલિને પાતાળમાં ચાંપી દીધો હતો, અગર દશાનને (રાવણે) અગ્નિને તુચ્છ માન્યો, ત્યારે હેણે લંકાદહન કરીને પોતાનો પ્રતાપ દેખાડયો હતો, તેજ પ્રમાણે અગસ્તિનું શરીર અલ્પ જોઇને સમુદ્રે હેનો ઉપહાસ કીધો હતો, પરંતુ હેણે 'કેશ-વાય નમઃ' એ પ્રમાણે ઉચ્ચાર કરીને તેનું આચમન કીધું, ત્યારે 'નારાયણાય નમઃ'ના બીજા આચમનને સ્વલ્પ જળપણ બાકી રહ્યું નહતું, આવો ચમત્કાર દેખાડયો હતો; તેજ પ્રમાણે આપણા પંથનો પ્રભાવ પણ એ લોકોને દેખાડી આપવો જોઇએ.

ત્યારબાદ, હેણે શ્મશાનમાં પ્રેતની પાસે ઉભા રહીને કહ્યું, ભાઇઓ! આ મ્હારી બ્હેન ચંપાવતીના શરીરને આપ ભસ્મીભૂત કરશો નહિ. અસ્તિકે તપોબળથી સર્પોને ઉગાર્યા હતા તે પ્રમાણે હું પણ એના પ્રાણ ઉગારીશ. મ્હારે ખાતર એ મરણ પામી છે, માટે જાલંધરનાથ ગુરૂને અંહી લઇ આવી, એને ઉઠાડયા વગર રહીશ નહિ. લોકોએ કહ્યું, ઝાડ સૂકાઇ જાય છે, તો પછી તેને પાંદડાં કયાં આવે છે? તેજ પ્રમાણે મરેલું મનુષ્ય સજીવન થયાનું હમે કયાંઇ સાંભળ્યું નથી. એ તું શું બકે છે? ગોપીચંદે કહ્યું, મ્હારા ગુરૂનો પ્રતાપ હમને કયાં વિદિત છે; જેમણે કાનીફનાથની ખાતર દેવોને પણ પૃથ્વીપર લાવીને વૃક્ષ ઉપર લટકાવી દીધા હતા, તથા જે બારવર્ષ પર્યન્ત કૂવામાં નિર્વિકાર સ્થિતિમાં રહ્યા હતા, એવા મ્હારા ગુરૂ સમર્થ છે; માટે ચાર દિવસ પ્રેતનું રક્ષણ કરો અને ધીરજ પકડો, એ ઉઠયા વગર રહેશે નહિ. રાજાનું વચન કોઇને સત્ય

લાગ્યું નહિ, અને અવિશ્વાસથી તે લોકોએ ચંપાવતીના શરીરને ચિતાપર સુવાડયું, અને અગ્નિસંસ્કાર કરવા લાગ્યા. એટલામાં રાજા પોતે ઉઠયો અને બ્હેનની સાથે ચિતાપર બેસી ગયો, અને કહેવા લાગ્યો કે મ્હારી સાથેજ એને સળગાવી મૂકો; પરંતુ જ્યાં સુધી હું જીવતો છું, ત્યાં સુધી એને બાળવા નહિ દેઉં. મ્હારા મરી જવાથી મ્હારા ગુરૂ જાલંધરનાથ કોપાયમાન થઇને, ત્હમને સઘળાને બાળીને ભસ્મ કરી નાંખશે, તે યાદ રાખજો. આટલું સાંભળીને ત્રિલોકચંદ સસરાને તથા ચંપાવતીના પતિને ક્રોધ ચઢયો, અને તેઓ બોલી ઉઠયા કે કેટલી નાહક શરદ્ઋતુના વાદળા જેવી ગર્જના કરે છે, અને ગુરૂના પ્રતાપનું વર્ણન કરે છે ? ત્હારા ગુરૂમાં શાં ચમત્કાર અને સામર્થ્ય છે, તે દેખાડીઆપ. એટલું કહી, ચંપાવતીનો એક હાથ ઉખાડીને ત્હેને આપ્યો અને કહ્યું કે હમે પ્રેતની રક્ષા કરીએ છીએ, પરંતુ જલદી ત્હારા ગુરૂનો પ્રતાપ હમને દેખાડી આપ. ત્યારબાદ ગોપીચંદનાથ તે હાથને લઇને પોતાની નગરી તરફ જવાને નીકળી પડયો, અને આણી તરફ લોકોને અવિશ્વાસ હતો, તેથી ત્હેમણે તો ચંપાવતીને ફુંકી મૂકી, અને તેઓ સઘળા પોતપોતાને ઘેર પાછા ફર્યા.

આણી તરફ પાંચ કોશ જમીન ગોપીચંદ ચાલ્યો હશે, એટલામાં જાલંધરનાથને ત્યાં આગળ સર્વ હકીકતની ખબર પડી ગઇ, અને ત્હેમણે વિચાર કીધો કે, રાજા જો ફરી પાછો નગરીમાં આવશે તો લોકો ઉપહાસ કરશે, અને સ્ત્રી પરિવારને પણ શોક થશે, માટે મ્હારે ત્યાં જાનેજ જવું ઠીક થઈ પડશે. ત્યારબાદ જાલંધરનાથે પ્રયાણઅસ્ત્રમન્ત્રથી વિભૂતિ અભિમંત્રિત કરીને પોતાના કપાળે લગાડી અને જવાને નીકળી પડયા જે વખતે ત્હેમની ગતિ વાયુના જેવીજ થઇ રહી હતી. નળરાજાને એ મંત્રવિદિત હતો, અને તેના બળથીજ ત્હેણે ઋતુપર્ણ રાજાને અયોધ્યાથી કુંડિનપુર એકજ રાતમાં આણ્યો હતો. જાલંધરનાથની અને ગોપીચંદની રસ્તામાં જ્યારે મુલાકાત

થઇ, ત્યારે રાજાએ નમન કરીને સકલ વૃત્તાન્ત હેમને નિવેદિત કર્યો. જાલંધરનાથે કહ્યું, કાંઇ ચિન્તા કરવા જેવુ નથી. ત્હમારો મનોરથ પૂર્ણ થશે. બાદ ત્યાંથી તે બન્ને ક્ષણમાત્રમાં પૌલપટ્ટણ નગરીના રાજાને ત્યાં આવી પહોંચ્યા. રાજાને ખબર થતાંજ તે સન્મુખ આવ્યો, અને મનમાં ભક્તિભાવ નહિ હોવા છતાં, તેઓને ઉત્તમાસન આપીને તેપર બેસાડયા, તથા હાથજોડીને પોતે સામે ઉભો થઇ રહ્યો. નપુંસકનો શૃંગાર, બકરીનાં સ્તન, બાજીગરનું શૂરત્વ, વેશ્યાનું મુખમંડન, ઘટનું સૂર્યપ્રતિબિંબ, પિશાચનું ભાષણ, બકનું ધ્યાન, તસ્કરનું મૌન, દાંભિકનાં દેવતાર્ચન ટીલાંટપકાં માળા વગેરે જેમ વ્યર્થનીવડે છે, તેજ પ્રમાણે તિલોકચંદ રાજાના વિનય અને આદર વગેરે સર્વ વ્યર્થજ હતાં. અર્થાત્ ઉપર ઉપરનું લૌકિક રીતિ મુજબનુંજ નમન હતું. જાલંધરનાથ તે જાણી જઈને બોલ્યા, રાજા! ગર્ધવને ચંદનલેપ, કિવા મર્કટની પાસે ગીર્વાણવાણિ અથવા સુવર્ણપંજરને વિષે વાયસ જેમ શોભતો નથી તેજ પ્રમાણે ત્હમારા ઘરમાં સુરૂપસદ્ગુણસંપન્ન ચંપાવતી શોભતી નથી. પરન્તુ બ્રહ્મસત્રને મિથ્યા કોણ કરી શકવાનું હતું? અસ્તુ! ત્યારબાદ જાલંધરનાથે ગોપીચંદની પાસેથી ચંપાવતીનો ડાબો હાથ માંગી લીધો, અને હાથમાં ભસ્મ લઇને, સંજીવનીપ્રયોગમંત્રવડે તેને મંત્રિત કરી, પેલા હાથપર લગાડી દીધી. તથા ચંપાવતી 'આવો' એવી બૂમ પાડતાંવારને તે ઝટ ઉઠીને ઉભી થઈ, અને જાલંધરનાથને ત્હેણે પ્રણામ કર્યા. જે પ્રમાણે વૃષપર્વાદિ દૈત્યોવડે માર્યા ગએલા કચને શુક્રાચાર્યે સજીવ કર્યો હતો, તેજ પ્રમાણે જાલંધરનાથે ચંપાવતીને જીવતી કીધી. ત્યારે તો સઘળાજ લોકો આશ્ચર્યભરિત અને આનંદ પૂર્ણ થઈને જાલંધરનાથને દંડવત્ પ્રણામ કરીને સ્તુતિ કરવા લાગ્યા અને 'આપ સાક્ષાત્ બ્રહ્મરૂપજ છો,' એ પ્રમાણે કહેવા લાગ્યા. તથા ધન્ય છે ગોપીચંદને કે એણે આ પ્રકારના ગુરૂનો આશ્રય કીધો, અને ક્ષણભંગુર રાજ્યવૈભવ છોડી, અક્ષયધન (મોક્ષ)ની પ્રાપ્તિ કીધી; એ પ્રમાણે એનું પણ વર્ણન કરવા લાગ્યા. ત્યારબાદ, જાલંધરનાથ

જવાને માટે નીકળ્યા ત્યારે તિલોકચંદે સાષ્ટાંગનમન કરીને, અપરાધની ક્ષમા માંગી અને કહ્યું કે રાજ્યમદમાં ઉન્મત્ત થઇને મ્હેં આપનું તથા ગોપીચંદનાથનું પણ અપમાન કર્યું અને દુષ્ટ ભાષણ સુદ્ધાં કીધું, તે ખાતર આપ ક્ષમા બક્ષો. તેમજ આજની રાત અંહી, રહી, ભોજન કરી મ્હને અનુગ્રહ દઇને પાવન કરો અને ત્યારબાદ આપ અંહીથી સીધાવો. આળસુ મનુષ્યના ઉપર જે પ્રમાણે ગંગાનો પ્રવાહ ચાલ્યો આવે, તે પ્રમાણે આપનું મ્હારે ત્યાં આગમન થયું છે, તો આ દાસને ત્રિતાપ નિર્મુક્ત કરો. ગંગાયમુનાદિ તીર્થોને તથા પાષાણ મૃત્તિકામય મૂર્તિઓને પોતાના ભક્તજનોને પાવન કરતાં ઘણો સમય લાગે છે. પરંતુ આપ સરખા સત્પુરૂષ મહાત્મા દર્શનથીજ પ્રાણીઓને સંસારમાંથી ઉદ્ધાર કરે છે; એથી તેઓની યોગ્યતા અત્યંત છે.

नाग्निर्न सूर्यो न च चन्द्रतारका।
न भूर्जलं खं श्वसनोऽथ वाङ्मनः॥
उपासिता भेदकृतो हरंत्यघं।
विपश्चितो घ्नंति मुहूर्तसेवया॥

અગ્નિ, સૂર્ય, ચન્દ્ર, તારા, પૃથ્વી, ઉદક, આકાશ, વાયુ, વાણી અને મન ઇત્યાદિકોની ઉપાસના, 'अहं त्वं, तव मम' (હું તું, ત્હારૂં મ્હારૂં) ઇત્યાદિ દ્વૈતભાવ જે પુરૂષના અંતરમાં છે, તેવાએ કીધી હશે, તોપણ તેનાથી તેનું ભેદભાવમૂલક અજ્ઞાન દૂર થઇ શકશે નહિ. પરંતુ અભેદદૃષ્ટિસંપન્ન મહાત્માપુરૂષ તો, પોતાના ઉપાસકોનું અજ્ઞાન અલ્પકાલમાં દૂર કરી દે છે. આ પ્રમાણે જાલંધરનાથે રાજાની સ્તુતિ સાંભળી, અને ત્હેની અંતરની ભાવના જાણી કે હવે એના મનમાં ઉપરતિ થઇ છે. પહેલાં એ જે મ્હારો તેમજ ગોપીચંદનો ઉપહાસ કરતો હતો તે હવે મ્હારો પ્રભાવ જોઇને, એજ લજ્જીત થયો છે, અને મદમત્સરાદિ દુષ્ટ વિકારોને એણે તજી દીધા છે. અસ્તુ! પછી

રાજાની ઇચ્છા મુજબ એક રાત ત્યાં રહેવાનું કબુલ કીધું અને કહ્યું કે, આજે ચંપાવતીના હાથથી રસોઇ કરાવો. રાજાએ હા કહી, ચંપાવતીને જાલંધરનાથની આજ્ઞા કહી, અને ત્હેણે રસોઇ બનાવી. બાદ પતિસહિત ચંપાવતીને પોતાની પાસે બેસાડી, અને રાજાને પણ બોલાવીને ત્હેમને બધાને ઉપદેશ કર્યો. બાદ એકજ પતંગમાં સર્વનું ભોજન થયું, જે વખતે જાલંધરનાથે ચંપાવતીને પોતાના મુખનો ઉચ્છિષ્ટ પ્રસાદ આપીને, સંજીવિની વિદ્યાના પ્રભાવથી ત્હેને મૈનાવતી માફક અમર બનાવી દીધી. સબરીમતંગ મહર્ષિના આશ્રમમાં રહીને ત્હેમનું ઉચ્છિષ્ટ અન્ન સેવતી હતી, જેથી ત્હેને આત્મબોધ થયાનું પુરાણાદિમાં વર્ણવેલું છે. તથા હાલ પણ કેટલાક સ્થાનમાં ઉચ્છિષ્ટ પ્રસાદ તથા જલપાનનો રિવાજ જોવામા આવે છે. શ્રદ્ધાભક્તિથી કેટલાક ગુરૂભક્ત ખાએ છે તથા પીએ છે. સદ્‌ઉચ્છિષ્ટથી જ્ઞાન થવામાં શંકા નથી, પરંતુ હાલ એવા કેટલા હશે, તેની શંકા થશે ખરી. અને નથી એમ કહેવામાં પણ શંકાની શી જરૂરિયાત? શાસ્ત્રમાં તથા સમાજમાં ઉચ્છિષ્ટ ભોજનનો નિષેધ છે તે છતાં, જેમના ઉચ્છિષ્ટનું હાલપણ સઘળા મનુષ્યો આસ્વાદન કરીને નિર્મુક્ત થશે, તે પુરૂષો અને વસ્તુ પણ દર્શાવીએ છીએ.

**योगिनामवधूतानां शुकादीनां मुखाच्च्युतम् ।**
**किंचिदुच्छिष्टमास्वाद्य मुच्येदुच्छिष्टभोजनः ॥**

જીવાત્માનો ઐક્યાનુભવ કરનારા, વર્ણાશ્રમધર્મથી અતીત, જે શુક દત્ત જડભરત યાજ્ઞવલ્કયાદિ અવધૂત પુરૂષો થઇ ગયા, ત્હેમના મુખમાંથી નીકળેલાં જે આત્માનુભવનાં વાક્યો, એ પ્રકારના ઉચ્છિષ્ટનું યત્કિંચિત્ પણ આસ્વાદન કરીને કોઇ રહે. તો તે પ્રકારનું ઉચ્છિષ્ટ સેવન કરનારો સંસારથી નિર્મુક્ત થશે, એમ નિઃશંક સમજવું. વ્યવહારમાં પણ જોઇએ છીએ કે મિષ્ટાન્નનું આસ્વાદન ગરીબ અને નીચ જાતિને ક્યાં સુલભ છે? જેમને સુલભ છે, તેઓ ખાઇને

પોતાના પાત્રમાંથી બાકી રહેલું નીચ ગરીબ જાતિને આપી દે છે, ત્યારેજ ત્હેમને તેનો લાભ થાય છે, અને તે ઉચ્છિષ્ટ ખાનારા પોતાને ધન્ય માને છે. તેજ પ્રમાણે બ્રહ્માનંદ શું સર્વને સુલભ છે? નહિજ. પરન્તુ ભાગ્યવાન્, પુણ્યવાન્ મહર્ષિઓએ તેનો અનુભવ કરીને પોતે કૃપા કરીને તે અનુભવાત્મક વાકયોને મુખમાંથી કાઢીને આપણને આપી દીધાં છે. ત્હેમના મુખચ્યુત, એટલા માટે ઉચ્છિષ્ટ, એવા વાકયોના રસનું આપણે જો પાન કરીશું, તો નિઃસંદેહ આપણે કૃતાર્થ થઈશું, અને ઉચ્છિષ્ટ ખાવાનો દોષ પણ નહિ લાગે. સારાંશ, પ્રત્યક્ષ ઉચ્છિષ્ટ અન્ન અગર બીજો પદાર્થ સમર્થ ગુરૂજ શિષ્યને આપી શકે છે, કે જેમનામાં શીઘ્રજ જ્ઞાનનો આવિર્ભાવ કરવાનું સામર્થ્ય હોય છે. જાલંધરનાથ એ કોટિના હતા, તેથી ત્હેમણે ચંપાવતીને મુખપ્રસાદ આપીને કૃતાર્થ બનાવી. અસ્તુ! ત્યારબાદ રાતભર બન્ને ત્યાં રહ્યા, અને પ્રાતઃકાળે ઉઠીને જવા નીકળ્યા ત્યારે રાજા તથા પુત્ર અને બીજા પણ લોકો ત્હેમને પહોંચાડવાને દૂર સુધી પાછળ ગયા. જાલંધરનાથ ગોપીચંદની નગરીમાં આવ્યા, અને રાજા પૃથ્વીપર તીર્થાદિકોમાં વિચરવાને ચાલ્યા ગયા.

જાલંધરનાથની અલ્પકાળ સંગતિ, તથા દર્શન અને ઉપદેશવડે રાજા ત્રિલોકચંદ અને ત્હેનો પુત્ર તથા ચંપાવતી એ બધાનામાં સંસારવિરક્તિ ઉત્પન્ન થઇ, તેમ છતાં તેઓ અનાસક્તિથી રાજ્યમાં રહીનેજ સચ્છીલસંપન્ન બન્યા અને રાત દિવસ ઇશ્વર તથા ગુરૂના ધ્યાનમાં તત્પર થયા,

આણી તરફ રાજાગોપીચંદ ગુરૂની આજ્ઞાથી દક્ષિણોત્તરખંડમાં તથા અન્યત્ર પણ તીર્થક્ષેત્રાદિકોને વિષે વિચારવા લાગ્યો, અને મહાત્માપુરૂષોનાં દર્શન તથા સમાગમ, દેવતાઓનાં દર્શન, અને અનેક નદીઓમાં સ્નાન કરીને બારવરસ વીત્યાબાદ, પોતાની જન્મભૂમી કાંચનપુરી, કે જ્યાં ગુરૂ હતા, ત્યાં આવી પહોંચ્યા. કનિ

કહે છે કે ભાઈ! જન્મભૂમિ કોને પ્રિય નહિ હોય? પરંતુ ત્યાંની સ્થિતિ સર્વને સુલભ તો નથીજ. આટલી વસ્તુ દુર્લભ જાણવીઃ—

**जननी जन्मभूमिश्च जान्हवी च जनार्दनः ।**
**जनकः पंचमश्चैव जकाराः पंच दुर्लभाः ॥**

જનની, જન્મભૂમિ, જાન્હવી, જનાર્દન અને જનક એ પાંચ-જકાર[1] પરમ દુર્લભ સમજવા. કોઇને એક કોઇને બે એ પ્રમાણે જકારની પ્રાપ્તિ થઈ હશે, પરંતુ એકજ સમયે એ પાંચે જકારનો લાભ કોઇને પણ નહિ થશે. પિતામાતાની સ્થિતિ અને જન્મભૂમિ, ગંગાનો લાભ તથા જનાર્દનની ભક્તિ કયા પુરૂષમાં હશે? જેમનો જન્મ ગંગા કિનારે છે, એવા પુરૂષ માતાપિતા સહિત હોવા યુક્ત છે, પરંતુ જનાર્દનની ભક્તિ તેટલી સુલભ નથી. શું જોતા નથી, તીર્થક્ષેત્રના નિવાસી કેવા સદાચારસંપન્ન અને હરિભક્તિપરાયણ હોય છે તે? અસ્તુ! રાજાની જનની, 'જે બ્રહ્મવિદ્યારૂપીણી થઇ હતી તે,' વિદ્યમાન હતી, અને જન્મભૂમિમાં (શહેરમાં નહિ હોય, પરંતુ તેની આસપાસના પ્રદેશમાં) ગંગાનું સંનિધાન, અને વસ્તુતઃ જુઓ તો જ્ઞાનગંગાના પ્રવાહને વિષે ત્હેની નિત્ય સ્થિતિ હતીજ; તથા જનાર્દન અને જનક એ બન્ને ગુરૂરૂપે પ્રત્યક્ષ હતા. **'गरीयान्ब्रह्मदः पिता'** શરીરની ઉત્પત્તિ કરનારા પિતા, અને બ્રહ્મભાવ પ્રાપ્ત કરાવનારા ગુરૂ, એ બન્નેમાં બ્રહ્મભાવની પ્રાપ્તિ કરાવનારા ગુરૂરૂપ પિતા અત્યંત શ્રેષ્ઠ છે, એવું મનુનું વચન છે અને **'गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः'** એ શ્લોક પણ પ્રસિદ્ધ છે. એવા પિતા અને જનાર્દનરૂપ ગુરૂની પરાભક્તિ એનામાં હતી. સારાંશ. ગોપીચંદને તો ખરૂં જોતાં પાંચે જકારની પ્રાપ્તિ થઇ હતી, એથી એના સમાન ધન્ય કોણ? બાહ્ય જન્મભૂમિના કરતાં સત્ય જન્મભૂમિ ( જીવ ભાવ ઉત્પત્તિનું સ્થાન ) ની યોગ્યતા

---

૧ જે પાંચેના નામનો પહેલો અક્ષર 'ज' છે.

વિશેષ, અને તે ત્હેને જોઇ હતી. તથા ત્યાં સ્થિત પણ થઇને રહ્યા હતા. ઠીક ! રાજા ગુરૂને જોઇને સાષ્ટાંગ પ્રણિપાત કરવા લાગ્યા અને હાથ જોડીને સ્તવન પણ ત્હેણે કીધું. ત્યારબાદ ગુરૂ બોલ્યાઃ—

કહે નાથજી તૂ હુવા જોગિ પુરા ।
કરો રાજ્ય અપના બચન માન મેરા ॥

હવે તું પરિપૂર્ણ જોગી થયો છે, તેથી કોઇપણ સ્થળમાં રહીશ, તોપણ ત્હારા ચિત્તને કોઇપણ કાળે વિકૃતિ ઉત્પન્ન થનાર નથી; માટે મ્હારી આજ્ઞા મુજબ થોડોક વખત તું ત્હારૂં રાજ્ય ચલાવ, અને પછી પુત્રને તખ્ત સોંપી બદરિકાશ્રમમાં નિવાસ કરજે. તેનો રાજાએ કશો ઇન્કાર ન કર્યો. મંત્રીવર્ગે પણ રાજાને સિંહાસનપર બેસાડતી વખતે નગરીને શણગારી, અને અભિષેકની યોગ્ય સામગ્રી સંપાદન કરીને માંડલિક રાજાઓને પણ બોલાવ્યા. બાદ શુભ મુહૂર્ત ઉપર બ્રાહ્મણાદિદ્વારા ત્હેને અભિષિકત કર્યો.

## પદ–રાગ સોરઠ, તાલ ચલતી.

તખતપર બિરાજત ગોપીચંદ । રાની પરજા મંત્રી સબજન જયજય કરત આનંદ ॥ ટેક ॥ કાંચન પુરમો રાજ કરતહે સબરાજનકો રાજા । ગોપીચંદા અમરકાયા તિરયા મનમેં આનંદ ॥ ૧ ॥

બાદ સકલ પ્રજાજન તથા માંડલિક રાજાઓ પણ રાજાને વસ્ત્રાલંકાર અને હારતોરા વગેરે સમર્પણ કરીને આનંદથી જયજયકાર ધ્વનિ કરવા લાગ્યા. રાજાએ ગુરૂની પૂજા કીધી, અને પછી સર્વને યથાધિકાર પોશાક આપીને બ્રાહ્મણાદિની સંભાવના કરીને તેઓને પ્રસન્ન કર્યા. રાજા પ્રથમથીજ ઉદાર હતો, અને હવે તેના મનની દ્વૈતભાવના નષ્ટ થઈ હતી, પછી ઉદારતાની વાત શી કરવી રહી?

રાજાએ બાર વરસ સુધી ઇન્દ્રતુલ્ય રાજ કીધું, અને પુત્રવત્ વત્સલતાથી પ્રજાનું પાલન કરીને તેને આનંદિત કીધી. પરંતુ પહેલાંના જેવી હેના અંતઃકરણની આસક્તતા યત્કિંચિત્ પણ ન્હોતી. સ્ત્રીઆદિની સાથે પણ હેનો પૂર્વવત્ ભાવ ન હતો, અને જાલંધરનાથની કૃપાથી તેઓ સઘળી શાંત ચિત્ત બની ગઇ હતી, એથી ચિત્રનાં સ્ત્રીપુરૂષ સમાન હેમનો સહવાસ નિર્વિકાર થતો હતો. ગુરૂએ રાણીઓને વચન આપ્યું હતું, અને એની પણ ભગીરથ, શિખિધ્વજાદિ રાજા સમાન અવિકૃત પૂર્ણ સ્થિતિ હતી, તેથી જાલંધરનાથે કેવળ નિમિત્તમાત્રજ હેને રાજ્ય કરવાનું કહ્યું હતુ. હવે પ્રસંગોપાત્ત જીવન્મુક્ત રાજા ભગીરથના વૃત્તાન્તનું અત્રે કાંઇક નિરૂપણ કરીશું.

સૂર્યવંશમાં રાજા દિલીપનો પુત્ર ભગીરથ કરીને થઇ ગયો, તે મહાપરાક્રમી, દાનશૂર અને સત્વશીલ હતો. એક સમે હેના અંતરમાં, મરુભૂમિમાં વલ્લીના ઉદયવત્, તારૂણ્યમાંજ એવો વિચાર ઉત્પન્ન થયો કે, નિત્ય એકજ કર્મ સકલલોક કરે છે, પરન્તુ તે નીરસ ફલવત્ વ્યર્થ છે; માટે પરમ પુરુષાર્થફલ જેનાથી પ્રાપ્ત થાય, એવું કર્મ કરવું જોઇએ. પછી તે ગુરુની પાસે આવ્યો, અને હેમને પૂછવા લાગ્યો કેઃ—

**भगवन्सर्वदुःखानां कथमन्तः प्रजायते ।**

હે ગુરો ! રાગદ્વેષાદિ સંસારપ્રાપક વૃત્તિઓ તથા તેમનાં ફલભૂત સ્વર્ગ નરક મનુષ્યાદિયોનિરૂપ મહારણ્યમાં ભ્રમણ કરનારા જીવોનાં જરામરણમોહાદિ સકલ દુઃખોનો નાશ શી રીતે થાય છે ? ગુરૂએ કહ્યું, હે રાજા ! સાધન ચતુષ્ટયસંપન્ન થઇને શ્રવણમનનાદિ ઉપાયોના ચિરકાલિક અભ્યાસથી સામ્યવિક્ષેપરહિત સમાધિરૂપ અનાદિસિદ્ધ બ્રહ્માકારવડે જ્યારે આત્મતત્ત્વજ્ઞાનનો આવિર્ભાવ થાય છે, ત્યારે સકલ દુઃખોનો નાશ, ચિજ્જડગ્રંથી ભેદ, અને નિખિલ સંશયોનો ઉચ્છેદ થશે. માટે તે શુદ્ધ જ્ઞાનરૂપ આત્માને ઉદયાસ્તરહિત સર્વત્ર પરિપૂર્ણ

સમજીને તું દુ:ખરહિત થા. પછી રાજાએ કહ્યું કે, આત્મા દેહેન્દ્રિય મન બુદ્ધિ આદિથી ભિન્ન છે, એવું આપના વચન ઉપર વિશ્વાસ રાખીને તથા અનેક યુક્તિઓ સહિત મ્હેં જાણ્યું છે, તોપણ ત્હેનું કરતલામલકવત્[1] મ્હને ભાન થતું નથી; માટે જે પ્રકારે આવરણ દૂર થઇને ઇતર અવભાસનો હેતુ જે વિક્ષેપ તે નષ્ટ થઇ જાય અને આપના ઉપદેશાનુસાર બ્રહ્મકાર બની જાઉં, એવો ઉપાય બતાવો. ત્યારે રાજાને ગુરૂ ત્રિતક્ષમહર્ષિએ કહ્યું કે, પુત્રદારા ગૃહાદિ વિષયોને માટે મમતા અને આસક્તિ તજી દેવી જોઇએ, તથા પ્રિયાપ્રિયપ્રાપ્તિમાં હર્ષ વિષાદશૂન્ય રહીને એકાંત સ્થિતિ રાખવી, અને અભેદભાવનાથી બ્રહ્માત્માનું અનુસંધાન કરવું. તેમ કર્યાથી રાગદ્વેષાદિ દોષોનો નાશ થઇને, સંસારવ્યાધિ શાન્ત થાય છે; પરંતુ મુખ્યતઃ શરીર ઉપરના અહંભાવનું શમન થવું જોઇએ. પર્વત ઉપર જે પ્રકારે વૃક્ષ દૃઢમૂલ થાય છે, તેજ પ્રકારે અનાદિકાલથી અહંકાર પણ આ શરીરપર દૃઢમૂલ થયો છે. તેનું ઉન્મૂલન કરવાને માટે પૌરૂષપ્રયત્ન (સમ્યક્જ્ઞાન, સમાધિનો અભ્યાસ) વડે જ્યારે વિષયવાસનાનો ત્યાગ કરી દેવાય, ત્યારેજ પરિપૂર્ણ સત્તાના આશ્રયથી અહંકારનો લય થાય છે. માટે, તું પ્રથમતઃ :—

> घृणा शंका स्पृहा लज्जा जुगुप्सा चेति पंचमी।
> कुलं शीलं तथा जातिरष्टौ पाशाः प्रकीर्तिताः॥

દયા, શંકા, ઇચ્છા, લજ્જા, નિન્દા અને કુલ, શીલ, જાતિ ઇત્યાદિ આઠેપાશોનું છેદન કર. અર્થાત્ રાજ્યાદિના ત્યાગથી લોકો મ્હારી નિન્દા કરશે, શત્રુ હસશે, સર્વના મનોરથ પૂરણ કરનારો હું ભિક્ષા કેવો કરૂં ? કુત્સિત અન્નવડે હું કેવી રીતે જીવન ધારણ કરી શકીશ ? ઇત્યાદિ ચિન્તા લજ્જાયુક્ત અભિમાનનો જ્યાં સુધી

---

1 હથેલી ઉપરના આમળાની માફક.

ત્યાગ ન થાય, ત્યાં સુધી શુદ્ધ આત્માકારતા પ્રાપ્ત થશે નહિ. એટલા માટે તું સર્વ રાજ્ય સંપત્તિ તજીને, શત્રુમંડલમાં પણ અભિમાન છોડીને ભિક્ષાટન કરશે અને મ્હને પણ (પૂછવાનું કાંઇપણ બાકી નહિ રહેલું હોવાથી) છોડીને સ્થિત થશે તો ત્હને સંસાર દુઃખની પ્રાપ્તિ થશે નહિ. ગુરૂના મુખેથી આ પ્રમાણે સાંભળીને રાજા ભગીરથે થોડા દિવસ પછી અગ્નિષ્ટોમ યજ્ઞ કર્યો, અને તેમાં સકલદ્રવ્ય, દેવ દ્વિજબન્ધુ અને દુઃખી લોકોને આપી દીધું. ત્હેની પાસે કાંઇપણ દ્રવ્ય અવશિષ્ટ રહ્યું નહિ, એવું જોઇને સકલ પ્રજા મન્ત્રી વગેરે દુઃખ કરવા લાગ્યા; પરંતુ રાજાએ તો સર્વત્યાગ સાધવા સારૂજ યજ્ઞ કીધો હતો. પછી ત્હેણે પોતાનું રાજ્ય સીમા ઉપરના શત્રુને આપી દીધું, અને પોતે કૌપીનવસ્ત્ર સાથે નીકળી પડીને દૂર અરણ્યમાં, ગામમાં 'જ્યાં કોઇ પોતાને નામથી પણ ન ઓળખી શકે ત્યાં,' જઈને નિવાસ કીધો. આ પ્રકારે અલ્પ કાલમાંજ ત્હેની સકલ એષણા નષ્ટ થઈને, પરમશ્રમથી આત્માને વિષે ત્હેને વિશ્રાન્તિ પ્રાપ્ત થઇ.

કેટલાક વરસ વીત્યાબાદ, તે ફરતો ફરતો પોતાની નગરીમાં આવી પહોંચ્યો, અને ઘેર ઘેર જઈને ભિક્ષા માંગવા લાગ્યો. ત્હેને મંત્રી અને પ્રજાજનોએ પીછાણ્યો તથા પૂજન કર્યું, અને રાજ્યની લગામ પોતાના હાથમાં લેવા રાજા સમેત સઘળાએ ત્હેને પ્રાર્થના કીધી, તે છતાં ભિક્ષા સિવાય ત્હેણે બીજું કશું લીધું નહિ. ત્યાંથી પોતાના ગુરૂત્રિતલની પાસે આવ્યો, અને ત્હેમને નમન કીધું તથા થોડોક વખત ત્હેમના સહવાસમાં ગિરિ અરણ્ય ગ્રામ ઇત્યાદિ સ્થાનમાં વિચરવા લાગ્યો. તે બન્નેયે દેહધારણ કૌતુકર્થીજ કર્યું હતું. ત્હેમનો આવો આચાર જોઇને, બ્રહ્માદિદેવોએ સંતુષ્ટ થઇને, તેઓને અણિ-માદિ સિદ્ધિઓનું ઐશ્વર્ય આપ્યું, તોપણ ત્હેમણે તેને શુષ્ક તૃણ સમાન ગણ્યું.

એક દિવસ કોઇ દેશમાં ફરતો ફરતો, રાજા એક નગરીમાં આવી પહોંચ્યો, તો ત્યાંનો રાજા અપત્યરહિત મરી ગયો હતો, અને ત્હેની પ્રજા પોતાને સારૂ શુભલક્ષણસંપન્ન રાજાની શોધ કરી રહી હતી. તે દરમ્યાન આ ભગીરથ મુનિના વેષમાં ભીખ માંગતો તેઓના જોવામાં આવતાં, ત્હેમણે ઝટ ત્હેને હાથી ઉપર બેસાડીને મંગલ વાદ્ય વગાડતા રાજમંદિરમાં લઇ આવ્યા, અને સકલ રાજ્ય અર્પણ કીધું. ત્યાં રહ્યા બાદ, પહેલી પ્રજા આવીને પ્રાર્થના કરવા લાગી કે, હે રાજન! ત્હમે જેને રાજ્ય આપ્યું હતું, તે હમારો રાજા મરી ગયો છે, તેથી એ રાજ્ય પાલન કરવાની આપ હમારા ઉપર કૃપા પૂર્વક અનુગ્રહ કરશો. અપ્રાર્થિત પ્રાપ્ત થએલા અર્થનો ત્યાગ કરવો ઉચિત નથી. ત્હેમનું વચન માન્ય કરીને, રાજાએ ત્યાંનું પણ પોતાનું રાજ્ય ચલાવ્યું. સારાંશ, રાજાના અન્તઃકરણમાંથી ત્યાગ અને ગ્રહણ એ પ્રકારની બુદ્ધિ જતી રહી હતી, અને તેઃ-

**समः शांतमना मौनी वीतरागो विमत्सरः ।**
**प्राप्तकार्यैककरणः स तिरोहितविस्मयः ॥**

પ્રશાન્ત ચિત્ત, હિતમિત સત્યભાષી, રાગદ્વેષ મત્સર શૂન્ય, અને તત્ત્વજ્ઞાનવડે જેની આશ્ચર્યબુદ્ધિ પણ બાધિત થઇ છે એવા તથા કેવળ સમદૃષ્ટિથી પ્રાપ્ત કાર્ય કરનારો થયો. પછી ત્હેણે રાજ્યદિતજીને ગંગાના વાસ્તે અનેક કાલપર્યન્ત તપ કીધું અને બ્રહ્મા, શંકર, જન્હુ વગેરેને પ્રસન્ન કરીને પૃથ્વીપર ગંગાનો પ્રવાહ આણ્યો, અને પોતાના પિતરોના શરીરની ભસ્મને તેનું સ્નાન કરાવીને, તેમજ જલાંજલિ આપીને, ત્હેમનો ઉદ્ધાર કર્યો. ભગીરથનું નામ કોને વિદિત નહિ હશે? એના નામપરથી ગંગાને ભાગીરથી એ સંજ્ઞા પ્રાપ્ત થઇ. કોઇ કાર્યને માટે અત્યંત પરિશ્રમ-પ્રયત્ન-કરનારને 'ભગીરથ પ્રયત્ની' કહે છે. સારાંશ, ભગીરથે અતીવ પ્રયત્ન કરીને જેમ આ ભૂમિપર ગંગાને

આણી; તેજ પ્રમાણે આપણે પણ પૌરૂષ પ્રયત્ન કરીને, જ્ઞાનગંગાનો પ્રવાહ આપણા આ શરીરરૂપી ક્ષેત્રને વિષે આણવો જોઇએ; તોજ આપણું સકલકુલ પુનીત થઇને, નામપણ અજરામર થશે. (એનું વિસ્તૃત વૃત્તાન્ત યોગ વાસિષ્ઠના નિર્વાણ પ્રકરણમાં પૂર્વાર્દ્ધમાં છે, તે જીજ્ઞાસુએ ત્યાંજ જોવું ઉચિત છે; અંહિયાં કિંચિત્ દિગ્દર્શન કરાવ્યું છે). અસ્તુ ! હવે સિંહાવલોકન કરો. બાર વરસ વીત્યાબાદઃ-

॥ આર્યા ॥ સુતપુત્રાસિ નિજપદીં સ્થાપુનિયા ભુવનચંદ નામાસ
તત્ક્ષણિં જાય તપાતેં કરોનિ ગુરૂપાદવંદના માસ ॥

પોતાનો પુત્ર ભુવનચંદ જ્યારે રાજ્યને માટે યોગ્ય (વિદ્યાવયથી) થયો, ત્યારે ગોપીચંદે હેને રાજ્યગાદી સમર્પણ કરીને, પ્રાચીન દિલીપ, રઘુ, અજ, ઇત્યાદિ રાજાઓની પેઠે, પોતે બદરિકાશ્રમમાં જવાને માટે નીકળ્યો. હેણે ગુરૂને તથા માતાને નમન કરીને આજ્ઞા માંગી, ત્યારે મૈનાવતીએ વિચાર કીધો કે હવે મ્હારે અંહી રહેવાનું શું પ્રયોજન ? એની સાથેજ રહીશ. ત્યારબાદ હેણે ગુરૂને પૂછ્યું, અને ગુરૂએ પણ સંમતિ આપી, ત્યારે તે બન્ને જણા હેમનો આશીર્વાદ લઇને જવાને નીકળી પડયા. મંત્રી પ્રજાજન વગેરે હેમને પહોંચાડવા ગયા, ત્યારે તે સર્વને એમનો વિયોગ દુઃસહ થઇ પડયો. પછી રાજાએ માતા સમેત, પહેલાં જેમ વ્યાસજી પોતાની માતા સત્યવતીની સાથે પુણ્યભૂમિ બદરિકાશ્રમમાં ગંગાના સંનિધાનમાં રહ્યા હતા, તે પ્રમાણે ત્યાં જઇને, નિવાસ કીધો.

આ પ્રમાણે રાજાગોપીચંદની કથા, ગંગાયમુનાના સંગમની પેઠે, જ્ઞાનવૈરાગ્યયુક્ત હોવાથી પરમ પાવની છે. તેને કિનારે રહીને, (શ્રવણ પઠનને વિષે અંતર્વૃત્તિ રાખીને) જે લોકો સત્સમાગમ કરશે, હેમને વિવેક વૈરાગ્યસંપન્નતા પ્રાપ્ત થશે, અને ત્યારબાદ જ્ઞાનહ્રાસ

તેઓ સંસાર બંધનમાંથી નિર્મુક્ત થઇને, પરમાનંદ પદવીનો લાભ કરી લેશે, એમ નિઃસંદેહ સમજવું.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंद सरस्वती-शिष्य श्रीदत्तात्रेयविरचिते नवनाथचरित्रे गोपीचंद-बदर्याश्रमनिवासो नाम अष्टमोऽध्यायः ॥

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

। इति शिवम् ।



# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

(પ્રથમ અને દ્વિતીય સ્કંધ-તેમાંના વિષયો અને દૃષ્ટાં

પ્રથમગુચ્છ-પુષ્પ (૧) સદ્‌ગુરૂદ્વારા સચ્છાસ્ત્ર લાભ તથા ભેદભ્રમ નિરા -રાજા અને માળી પુત્ર, સંજીવિની વિદ્યાપ્રાપ્તિ. (૨) સદ્‌ગુરૂનું લક્ષણ તથ શરણાગતરીતિ-જનકશુક સમાગમ, એકલવ્યકિરાતવૃત્ત. (૩) સંસાર વ્યાધિનાશક સદ્‌ગુરૂ ધન્વંતરી-શ્રીકૃષ્ણ ગુરૂગૃહ નિવાસ, રામાનં અને કબીર. (૪) આત્મારામને વિષે સદ્‌ગુરૂદ્વારા પ્રવેશ-ત્રિપુરવધવૃત્ત ચાંગદેવ અને જ્ઞાનેશ્વર (૫) સદ્‌ગુરૂવચન વિશ્વાસજ મોક્ષને ઉપાય-ગાંધારદેશસ્થ આંધળો. શ્રીરામને વસિષ્ઠોપદેશ (૬) સદ્‌ગુ કૃપાંજનથી નિર્મલ દૃષ્ટી-નામદેવ અને વિસોબાખેચર (૭) જ્ઞાનગં સમૂલપાપનાશિકા-વિશ્વામિત્રવૃત્ત, તુકારામજીની કાશીયાત્રા. (૮ સમતા-કુતરાની પૂછડી, જયદેવપંડિત. (દ્વિતીયગુચ્છ.) (૧) દુ:ખનું મૂ ચિત્તના નાશક દ્વિવિધમાર્ગ-વૈશ્યપુત્ર અને રાજકન્યા. (૨) બંધમોક્ષ કારણ મનજ-જડભરત અને રહુગણ, મૌનીસાહુકાર, અવધૂત કુમારીવૃત (૩) મનોનિગ્રહયુક્તિ-તુકારામ અને ચિંતામણીદેવ, હઠનિગ્રહી બ્રાહ્મણ (૪) વૈરાગ્ય સ્વરૂપ અને તેના પ્રકાર-રાજાભર્તૃહરી (૫) અભ્યાર સ્વરૂપ તથા ક્યાં સુધી અને કેવી રીતે કરવો-ટિટ્ટિભવાર્તા, એકમૂ બ્રાહ્મણ. (૬) મલિનવાસના સ્વરૂપ અનેભેદ-શંકરપાર્વતી, ત્રિવર્ત, દુર્વાસ નિદાઘ, દાસ અને પૂતનાવૃત્ત. (૭) શુભવાસના સ્વરૂપ અં પ્રકાર-એકવેદાંતી, એકનાથની સમતા, ભર્તૃમંત્રીવૃત્ત (૮) વિષય વિચાર-વેશ્યા અને કામીપુરૂષ, રાજાપુરૂરવા અને ઉર્વશી.

## દ્વિતીયસ્કંધ-પ્રથમગુચ્છ.

પુષ્પ (૧) ભેદશૂન્ય ભક્તિદ્વારા યોગ અને જ્ઞાનસિદ્ધિ—શ્રીકૃષ્

(૨) ભક્તિમાં ત્રિદોષ અને ભક્તિવડે દ્વિવિધ દોષનો નાશ—હરિપાળ ભક્ત, ગોપાલોને વૈકુંઠદર્શન. (૩) ભક્તિવગર કાંતિ પાંડિત્યાદિ ગુણ વ્યર્થ છે–કુંડધાર અને દરિદ્રી બ્રાહ્મણ, હનુમહૃદયસ્થ સીતારામ-દર્શન. (૪) ભજનરહિત મનુષ્યની શવ તુલ્યતા—વિદુરકૃષ્ણસમાગમ, કુબ્જાનો અંગરાગ. (૫) સગુણ અને નિર્ગુણભક્તિ લક્ષણ અને તેના પ્રકાર—ઋષિપત્ની અન્નદાનવૃત્ત, નામદેવકૃત ગાયસંજીવન. (૬) ભક્તિશૂન્યજ્ઞાન શ્રમદાયક છે—વિવેકસિંધુપાઠી એક વેદાન્તી, એક ભાવિક શૂદ્ર. (૭) સર્વ સાધનોમાં ભક્તિનું પ્રાધાન્ય—દાવાગ્નિપાન, નામદેવની દિવાળી, જનાબાઇવૃત્ત. (૮) ભક્તિના ઉત્પાદક નવસાધન—સત્સંગમાહાત્મ્ય, તુકારામની છલના અને તેમનું 'તુકારામ' એ નામ પડવાનું કારણ. (**દ્વિતીય ગુચ્છ.**) (૧) શ્રદ્ધાયુક્ત શ્રવણ અને શ્રવણમાં વિઘ્ન કથન—એક રાજા અને પંડિત. (૨) હરિકથાશ્રવણથી જ્ઞાનલાભ અને સંકટ વિમોચન—તુકારામ અને શિવાજી, શ્રવણ મુનિવૃત્ત. (૩) કેવા પ્રકારનું શ્રવણ ફલદાયી થાય છે—સુવર્ણપુતળીઓની પરિક્ષા, એક ધનાઢ્ય ગૃહસ્થનું કથાશ્રવણ. (૪) ભગવદ્દવતારનું મુખ્ય પ્રયોજન—નારદપૂર્વજન્મ, જનમેજયની બ્રહ્મહત્યા. (૫) (દ્વિતીય કીર્તનભક્તિ) ભગવત્કીર્તનથી જીવ્હાની શુદ્ધિ—સહસ્ત્ર નામપાઠી ગૃહસ્થ, એક ચતુર્વેદી મૂઢ. (૬) ભગવન્નામરહિત વાણી અમંગળ છે—અપશકુનનું ફલ. (૭) જીવ્હાનો સ્વભાવ અને પરમાત્માની કીર્તનપ્રિયતા—કેશવસ્વામીના કીર્તનમાં ચમત્કાર. (૮) પાપને લીધે ભજનમાં પ્રવૃત્તિ થતી નથી—સોમેશઋષિ અને ઉંદરણ, ગોવર્ધન લીલા. અક્રૂરને નિજરૂપ દર્શન. આ બે સ્કંધની કિં. ૩-૪-૦ ટ. વ્હી. પી. ખર્ચ જુદો. આમાં કાગળ ગ્લેઝ, પાકું પુઠું, ડેમી સાઇઝના પૃષ્ઠ ૪૭૫ અને છપાઈ સારી છે.

**મેનેજર 'શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય' બાલાજીચકલા—સુરત.**

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

## (તૃતીય અને ચતુર્થ સ્કંધ-તેમાંના વિષયો અને દૃષ્ટાંત)

પ્રથમગુચ્છઃ—પુષ્પ (૧) નામ માહાત્મ્ય,-કલિપ્રભાવમાં સૌદાગર અને બ્રાહ્મણવૃત્ત, તુકારામનું ચતુર્ભુજ સ્વરૂપ. (૨) નામજ મુખ્ય પ્રાયશ્ચિત છે—નલચરિત્ર વર્ણન અને તેનો તત્ત્વાર્થ. (૩) નામબ્રહ્મની ઉપાસના અને યાત્રાનું ફળ—નારદ સનત્કુમારવૃત્ત, વામનપંડિત વૃત્ત, રોહિદાસ ચમારની વાર્તા. (૪) જપતપ યજ્ઞના સ્વરૂપ અને કઠનતા—જાપકબ્રાહ્મણ, નામયજ્ઞ કરનારનું વૃત્ત (૫) સ્મરણભક્તિ—એક યવન વિપ્રની વાર્તા, વ્યાધનું વૃત્ત, સેનાનાઇ ભક્તનું ચરિત્ર. (૬) સાકારસ્મરણ પછી નિરાકારમાં મનઃપ્રવેશ—સત્યભામાકૃત કૃષ્ણદાનવૃત્ત. (૭) નારાયણ માહાત્મ્ય—પ્રલ્હાદ ચરિત્ર અને તત્ત્વાર્થ નિરૂપણ, ઇંદ્રાદિ દેવગર્વહરણ. (૮) રામ અને કૃષ્ણ એકજ—કબીર રોહિદાસ સંવાદ, રામદાસને વિઠ્ઠલનું રામરૂપમાં દર્શન. (દ્વિતીયગુચ્છ) (૧) રામનામજ તત્ત્વમસી મહાવાક્ય છે—રામાયણ વિભાગ, પાષાણનંદીનું ભોજનવૃત્ત. (૨) રામથી પણ તન્નામની શ્રેષ્ઠતા—વાલ્મિકીવૃત્ત, સેતુબંધ અને તત્ત્વાર્થ, દાસોપંતવૃત્ત. (૩) હરિહરની અભેદતા. (૪) શંકરનું અલૌકિક દાતૃત્વ, માર્કંડેય તથા ભગિરથ વૃત્ત (૫) અદ્વય હરિહરમાં માયાના ગુણોવડે દ્વૈતાભાસ—શિવ વિષ્ણુના ગૌર તથા શ્યમાવર્ણનો હેતુ. (૬) જગદંબા બ્રહ્મરૂપિણી છે—બ્રહ્મવિષ્ણુશિવાદિને શક્તિદાન, સુરથ સમાધિ વૃત્ત, એક ચાંડાળ કન્યા (૭) જગદંબાનું ભક્તવાત્સલ્ય—સત્યવ્રતવૃત્ત, હયગ્રીવવૃત્ત, વાલ્મિકીનો વ્યાધને શાપ. (૮) જગદંબાનું સ્મરણ પાપનાશક છે—કાલીદાસકૃત કાલિકા આરાધન, ગતાનુગતિકત્વમાં એક સંન્યાસીનું વૃત્ત. "ચતુર્થસ્કંધમાં" શ્રીમન્મહાભારત અને શ્રીમદ્રામાયણનાં ચરિત્રો ગંગાસાગરસંગમવત્ એકત્રિત થએલાં પ્રગટ કરવાનો વિચાર છે. અગાઉ ગ્રાહક થનારને આ બે સ્કંધવાળું પુસ્તક ત્રણ ચતુર્થાંશ કિંમતમાં

આપવામાં આવશે. ટ. વ્હી. પી, ખર્ચ જુદો પડશે. ડેમી સાઇઝના ગ્લેઝ કાગળના લગભગ ૫૦૦ પૃષ્ઠ અને બાંધણી પાકી. માટે જેમની ઇચ્છા હોય તેમણે નામ નોંધાવી રાખવા.

આ કાર્યાલયના બધા પુસ્તકો એકદમ ખરીદનારને ટ. ખર્ચ માફ.

મેનેજર–'શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય' બાલાજીચકલા–સુરત.

---

# આશ્રયદાતા અને ગ્રાહકોના નામનું લીસ્ટ.

'શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમ' તથા 'હરિહરભકિતરહસ્ય' એ બન્ને પુસ્તકોને જેમણે દ્રવ્યદ્વારા નિરપેક્ષપણે વિશેષ આશ્રય આપ્યો છે તથા એક નકલથી દશ નકલ પર્યન્ત પુસ્તકો ખરીદ કરીને મદદ કીધી છે તેમનાં નામ નીચે આપવામાં આવે છે, સર્વ ગ્રાહકોનાં નામ પ્રકાશિત કરવામાં સ્થલસંકોચ નડે છે, અને કેટલાક લોકો તરફથી ગ્રાહકોનાં નામ વખતસર લખાઇ આવ્યાં નથી, તેથી રહી ગયાં છે, તે બધા એકાદ સમયપર પ્રકાશિત કરીશું. માટે કોઇપણ ગ્રાહકે હમારૂં નામ કેમ નહિ આવ્યું ?' એમ કહીને ઉદ્વેગ ધારણ કરવો નહિ.

**સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી** કે. સી. આઇ. ઇ.
(પ્રેસિડંટ ઑફ ધી કાઉન્સીલ ઑફ એડમીનીસ્ટ્રેશન)* ભાવનગર.
રા. રા. ભુપતરાય વિઠ્ઠલદાસ મહેતા. રાજ્યપ્રકરણી ખાતાનાં અ.*,
" ગુલાબરાય ગોવિંદરામ દેસાઈ. બી. એ. એલ. એલ. બી.* "
" બાલુભા પથુભાસાહેબ રાયજાદા* "
" શિવનાથ રામનાથ માજી ચીફ મેડીકલ ઑફિસર. "
" વિનાયકરાવ પી. કાણે. એલ. એમ. એન્ડ. એસ. "
" મોહનલાલ રેવાશંકર ભટ બી એ. "
" પ્રોફેસર. રમણુલાલ કનૈયાલાલ યાજ્ઞીક "

---

* આ નિશાની ઉપરથી સમજવું કે આ લોકોએ આ કાર્યાલયને વિશેષ મદદ આપેલી છે.

,, પ્રોફેસર ભીડેસાહેબ એમ. એ. એલ. એલ. બી. ,,
,, કંતીલાલ મણીલાલ દેસાઈ ,,
,, દામોદર ભા· શંકર ભટ ,,
,, શાંતીલાલ વજેશંકર વોરા ,,
,, દયાશંકર ત્રિભુવન દવે ,,
,, જેઠાશંકર ભાણુશંકર પંડ્યા ,,
,, ચમનલાલ મણીશંકર ભટ્ટ ,,
,, મોદી અમૃતલાલ ફુલચંદ ,,
,, ગાંધી દામોદરદાસ પરમાનંદદાસ ,,
,, કાછીયા બાપુલાલ ગીરધર ,,
,, મહારાજ કરસનદાસ ,,
,, નાનાલાલ વિશ્વનાથ દવે ,,
,, મગનભાઇ માવજીભાઇ સરવૈયા ,,
,, ગણુપતરાવ મહાદેવ પરાંજપે ,,

**નામદાર ખુદાવિંદ નવાબસાહેબ** હા. કેળવણી અધિકારી* જુનાગઢ
મે૦ ત્રીભોવનરાય રાણા દીવાનસાહેબ* ,,
રા. રા. રામપ્રસાદ નરસિંહપ્રસાદ બુચ* ,,
,, મણીલાલ કેશવલાલ. બી. એ. એલ. એલ. બી. ,,
,, પુરૂષોત્તમરાય ભગવતીદાસ નાણાવટી બી. એ.*
(એજ્યુકેશનલ ઑફીસર) ,,
,, મહાસુખરાય મથુરાદાસ બી. એ. ,,
,, ગીરધરલાલ માધવરાય* ,,
,, મણીપ્રસાદ દુર્ગાપ્રસાદ બુચ ,,
,, દયાશંકર જયશંકર બી. એ. ,,
,, મોતીશંકર સદાશંકર બી. એ. ,,
,, વલ્લભરાય જાદવરાય મજમુંદાર ,,
,, દોલતરાય કૃપાશંકર ઝાલા ,,

| | | | |
|---|---|---|---|
| રા. રા. | સારાભાઇ ગિરજાશંકર. | | ,, |
| ,, | માણેકલાલ નાનજી ચંદારાણા. | | ,, |
| ,, | જટાશંકર હીરજી ત્રીપાઠી | | ,, |
| ,, | દામોદર કાલીદાસ ભંડારી. | | ,, |
| ,, | ગુલાબરાય અંબાશંકર. | | ,, |
| ,, | સુરતરાય અંબાઇદાસ વસાવડા. | | ,, |
| ,, | ગોરખમઢી મહંતશ્રી સુંદરનાથજી પ્રભાતનાથજી* | | ,, |
| ,, | નૌતમલાલ ભગવતીદાસ. નાણાવટી વહીવટદાર. | | કેશોદ |
| ,, | પ્રીતમલાલ પ્રાગજી પઢીયાર | | ,, |
| ,, | નારણજી કલ્યાણજી મહેતાજી | | ,, |
| ,, | પ્રભુલાલ પ્રીતમલાલ પઢીયાર | | ,, |
| ,, | મોહનભારથી વસારામભારથી | | ,, |
| ,, | રતીશંકર માનશંકર | | ,, |
| ,, | છગનલાલ બહેચર | | ,, |
| ,, | શીવશંકર મોહનજી | | ,, |
| ,, | શેઠ ભગવાનજી માવજી | | ,, |
| ,, | શેઠ ચત્રભુજ ખુસાલ. | | ,, |
| ,, | મી. ગંગારામ પીતાંબર | આસિસ્ટંટ. | ,, |
| ,, | મી. રેવાશંકર હીરજી | ,, | ,, |
| ,, | મી. પ્રાણશંકર માધવજી | ,, | ,, |
| ,, | મી. નાનાલાલ મોરારજી | ,, | ,, |
| ,, | મી. કાલીદાસ મીઠારામ | ,, | ,, |
| ,, | મી. માધવજી જાદા | ,, | ,, |
| ,, | મી. અમીદાસ ત્રીભુવનદાસ | ,, | ,, |
| ,, | કરમચંદ સવજી | ,, | ,, |
| ,, | કલ્યાણજી અંબારામ | ,, | ,, |
| ,, | દલજી કહાનજી | | ,, |

| | | |
|---|---|---|
| „ | શેઠ પ્રાગજી રામજી | „ |
| „ | મોહનલાલ સુંદરજી | „ |
| „ | શેઠ કરમાલી આમદભાઇ | „ |
| „ | શેઠ મથુરાદાસ જીવણ આસિસ્ટંટ | „ |
| „ | શેઠ પોપટ ભવાન | અગતરાઇ |
| „ | લાલચંદ પાનાચંદ મહેતાજી | „ |
| „ | જાદવજી જીવરામ આસિસ્ટંટ | „ |
| „ | દામોદર મોરારજી „ | „ |
| „ | કહાનજી ગભરૂ મહેતાજી | અજાબ. |
| „ | મી. ચુનીલાલ કાલીદાસ આસિ. | „ |
| „ | મણીશંકર વલ્લભજી „ | „ |
| „ | શેઠ છગન કેશવજી | પંચાળા |
| „ | મી. કરસનજી મુળજી મહેતાજી | „ |
| „ | શેઠ કેશવલાલ માધવજી | „ |
| „ | ગિરધરલાલ નાગજી મહેતાજી | કેવદરા. |
| „ | કેશરીસિંહ કાનુભાઈ | „ |
| „ | દુર્ગાશંકર દયારામ મહેતાજી | ખીરસરા. |
| „ | મી. જીવણલાલ દયારામ મહેતાજી | શેરગઢ |
| „ | મી. રામજી કાલા આસિસ્ટંટ | „ |
| „ | મી. હીરાચંદ ભાભા મહેતાજી | બડોદર |
| „ | રાયજાદા જાલિમસિંઘ | સોંદરડા |
| „ | શેઠ દેવચંદ ગાંગજી | બાલાગામ |
| „ | વીઠલદાસ પુરૂષોત્તમ મહેતાજી | વાડોદર |
| „ | મી. રણછોડ ભાણજી મહેતાજી | મધરવાડા |
| „ | મે. મહંત શ્રી | ચંદવાણા |
| „ | મે. મહાશંકર જીવરામ | ખુશાળા |
| „ | બાળકૃષ્ણ છેલશંકર માંકડ બી. એ. વહીવટદાર | માળીઆ (હાટીના) |

| | | |
|---|---|---|
| રા. રા. | કૃપાશંકર પ્રભાશંકર બી. એ. એલ. એલ. બી. મુનસફ | માલીઆ |
| ,, | મી. ભાણુજી વરાળજી ગરાચ મહેતાજી | ,, |
| ,, | ભાઈશંકર વકીલ | ,, |
| ,, | શેઠ પાનાચંદ વસનજી | ,, |
| ,, | ભગવાનજી બહેચર આસિ. | ,, |
| ,, | કહાનજી ઓધવજી ,, | ,, |
| ,, | નાગદાજી સામલા ,, | ,, |
| ,, | માણેકલાલ છોટાલાલ ,, | ,, |
| ,, | કહાનજી પરમાનંદ ,, | ,, |
| ,, | હરિલાલ રેવાશંકર ,, | ,, |
| ,, | મનજી અમરસી ,, | ,, |
| ,, | લાઇબ્રેરી હા. શેઠ જમનાદાસ | ચોરવાડ |
| ,, | શેઠ લીલાધર મદનજી | ,, |
| ,, | લક્ષ્મીદાસ સવચંદ | ,, |
| ,, | અમીદાસ ગોવરધનદાસ | ,, |
| ,, | પ્રેમજી રતનજી | ,, |
| ,, | હરખલાલ મોતીચંદ | ,, |
| ,, | જમનાદાસ દામોદર | ,, |
| ,, | રવજી કુરજી પોરબંદરવાળા | ,, |
| ,, | વિપ્ર કાશીદાસ હરીશંકર | ,, |
| ,, | ,, ભગવાનલાલ અમરજી જોશી | ,, |
| ,, | વૈદ્ય નારણજી લક્ષ્મીશંકર પઢીયાર | ,, |
| | બાઈ સાકર લા. ધા. હેડમિસ્ટ્રેસ કન્યાશાળા | ,, |
| ,, | વજેશંકર પ્રભાશંકર મહેતાજી | ,, |
| ,, | મોરારજી દુર્લભજી આસિ. | ,, |
| ,, | હીરજી દુર્લભજી ,, | ,, |
| ,, | જેઠાલાલ જાદવજી ,, | ,, |

| | | |
|---|---|---|
| રા. રા. | મેવા રાજા ,, | ચોરવાડ |
| ,, | મકનજી દેવજી કંપાઉન્ડર | ,, |
| ,, | લક્ષ્મીશંકર વાલજી | ,, |
| ,, | વીઠલદાસ પીતાંબર | ,, |
| ,, | અંબાશંકર મથુરાદાસ | ,, |
| ,, | અવલરાય દામોદર | ,, |
| ,, | મોરારજી વિશ્વનાથ મહેતાજી | ,, |
| ,, | મે. કૃષ્ણલાલ છગનલાલ ધ્રુવ. પોર્ટ કમીશનર સાહેબ | વેરાવળ |
| ,, | અમરસી વકીલ | ,, |
| ,, | જયસુખલાલ રૂદરજી બુચ વકીલ | ,, |
| | શેઠ ધરમશી રણછોડ | પાટણ |
| ,, | નરોતમદાસ પ્રેમચંદ | ,, |
| ,, | ગોવીંદજી નથુભાઇ | ,, |
| ,, | રઘુનાથ પ્રેમજી | ,, |
| | ઠક્કર દુલ્લભજી નાનજી | ,, |
| | પઠાણ ચાંદ એમન | ,, |
| | મહાબત ખાનજી લાઇબ્રેરી હા. સેક્રેટરી. | ઉના |
| ,, | મોહનલાલ વજેશંકર વકીલ | ,, |
| | શેઠ કીલાભાઇ ઝવેરચંદ | ,, |
| ,, | રેવાશંકર પરભુરામ રાવળ મહેતાજી | ,, |
| ,, | ખુશાલ જેઠા આસિ. | ,, |
| ,, | જીવરામ વેલજી ,, | ,, |
| ,, | ઓધવજી ડાહ્યાભાઇ | ,, |
| ,, | મી. ગોરધન ભગવાનજી આસિ. | ,, |
| ,, | ,, દુલ્લભજી દેવશંકર ,, | ,, |
| ,, | ,, ભગવાનજી દયારામ ,, | ,, |
| | બાઇ મણી બહેચરલાલ હેડ મિસ્ટ્રેસ કન્યાશાળા | ,, |

રા. રા. ઓતમ માધવજી આસિ. ઘોરવાડ
„ તાપી રામલાલ „ „
„ કંચન ચકુ „ „
„ રોહીઆ મહેતાજી ત્થા આસિ. „
„ જયાનંદ મોહનલાલ સીમર
„ પરમાનંદ કલ્યાણજી આસિ. „
શ્રીમાન્ કુમારશ્રી જોરાવરસિંહજી ફતેહસિંહજી* જામનગર
રા. રા, પરશુરામભાઇ જુન્નરકર પો. સેક્રેટરી „
„ દયાશંકર ભગવાનજી વકીલ * „
„ નવલશંકર સૂર્યશંકર વકીલ બી. એ.* એલ. એલ. બી. „
„ ભગવાનજી દેવજી વકીલ પબ્લીક પ્રૉસીક્યુટર „
„ નૃસીંહપ્રસાદ કરૂણાશંકર „
„ વૈદ્ય શંકર પ્રસાદ ઝંડુભટજી „
„ ઇચ્છાશંકર ભાઇ ન્યાયાધીશ „
„ લુવાણા કાનજી વાલજી „
„ વકીલ હીરજી આણંદજી „
„ વકીલ જમનાદાસ કુંવરજી „
„ બક્ષી નોતમલાલ રણછોડદાસ „
„ જનાર્દન પંત જોશી „
„ વિઠ્ઠલરાવ જુન્નરકર „
„ મણીશંકર જદુરાય „
„ નવલશંકર ગીરજાશંકર બુચ „
„ નાથોરા લક્ષ્મીદાસ દામોદર „
„ જોશી ગોપાળ જેરામ „
„ જોશી રામજી કાળા „
પટેલ નાનજી ભાણજી „
„ ઝવેરચંદ દ્વારકાદાસ ઝવેરી „

| | |
|---|---|
| રા. રા. જસવંતરાય મુગટરામ માંકડ | ,, |
| ,, હરખલાલ જુગટરામ ધોળકીયા | ,, |
| ,, નરભેશંકર જીવણરામ મારૂ માજી સર ન્યાયાધિશ તથા દિવાન | પોરબંદર |
| ,, જનમશંકર રમાશંકર રેવન્યુકમીશનર | ,, |
| ,, હરિલાલ કલ્યાણરાય વકીલ બી. એ. એલ. એલ. બી. | ,, |
| ,, ગોવિંદજી ડાહ્યાભાઇ વકીલ * | ,, |
| ,, વ્રજલાલ રણછોડજી વકીલ | ,, |
| ,, પુરૂષોત્તમદાસ લખમસી વકીલ | ,, |
| શેઠ ભાણજી લવજી | ,, |
| ,, પ્રેમજી મોનજી | ,, |
| રા. રા. શાસ્ત્રી ભાઇશંકર | ,, |
| ,, નારણલાલ દુર્ગાશંકર ધોળકીઆ | ,, |
| ,, છગનલાલ હરિલાલ પંડયા બી. એ. | રાજકોટ |
| **શ્રીમાન્ વાજસુરવાલા દરબાર સાહેબ** | હડાળા |
| રા. રા. લક્ષ્મીદાસ મેઘજી વકીલ | જામ ખંભાળિયા |
| ,, યશવંતરાય વજેશંકર મેનેજરસાહેબ | ચૂડા |
| ,, પોસ્ટ માસ્તર સાહેબ | ,, |
| **નામદાર માજી બાસાહેબ*** | લીમડી |
| રા. રા. ઝવેરભાઇ માજીદિવાનસાહેબ | ,, |
| **નામદાર ઠાકોર સાહેબ** | માલીયાસ્ટેટ |
| રા. રા. કેશવલાલ દુર્ગાશંકર જીનવાલા | વઢવાણ કૅંપ |
| રા. રા. ભુધરભાઇ વિદ્યારામ જીનવાલા | ,, |
| ,, મણીશંકર જેઠાલાલ ભટ | રતનપુર |
| ,, શ્યામચંદ ગોવર્ધનદાસ | ખાખરેચી |
| ,, જયશંકરભાઇ એ. સેક્રેટરી | માંગરોળ |
| ,, હરિલાલ ભાણુશંકર બી. એ. વહીવટદાર | લીલીયા |

| | | |
|---|---|---|
| રા. રા. | સંતોષરામ જટાશંકર પો. ઈન્સ્પેક્ટર | શીહોર |
| ,, | માણેકચંદ કુંવરજી શેઠ | કુંડલા |
| ,, | જીવરાજ મકનદાસ મહેતા | ,, |
| ,, | ભગવાનદાસ પ્રાગજી ગાંધી | ,, |
| ,, | નાગરદાસ છગનલાલ પાઠક | ,, |
| ,, | ગુલાબચંદ લક્ષ્મીચંદ ગાંધી આ. મા. | હળવદ |
| ,, | મુલચંદ માધવજી | ધ્રાંગધ્રા |
| ,, | હરિકૃષ્ણ લાલશંકર દવે માજી પ્રાઇવેટ સેક્રેટરી ગોંડલસ્ટેટ | સુરત |
| ,, | મોતીશંકર લાલશંકર દવે. માજી. પો. સુ. ખંભાત સ્ટેટ | ,, |
| ,, | બળવંતરાવ ત્રિપુરાશંકર દવે વકીલ. | ,, |
| ,, | રંગીલદાસ નગીનદાસ કીનારીવાલા | ,, |
| ,, | બાલુભાઇ લાલભાઇ | ,, |
| ,, | જેકીસનદાસ મોરારભાઇ વકીલવાલા | ,, |
| ,, | નારણદાસ મોતીરામ દાકતર | ,, |
| ,, | બાલુભાઇ પરભુભાઈ પારેખ | ,, |
| ,, | મગનલાલ દામોદરદાસ જરીવાલા | ,, |
| ,, | છગનલાલ દામોદરદાસ આંકડાવાલા | ,, |
| ,, | દીનમણીશંકર હરિદાસ | ,, |
| ,, | ઇશ્વરલાલ ગૌરીશંકર ડૉકટર | ,, |
| ,, | ભગુભાઇ ડાહ્યાભાઇ દાદાવાલા | ,, |
| ,, | ચુનીલાલ જેકીસનદાસ ચટપટ | ,, |
| ,, | નાથુભાઇ નારણદાસ | ,, |
| ,, | નગીનદાસ ઘેલાભાઇ. | ,, |
| ,, | શાસ્ત્રી કૃષ્ણશંકર કેશવરામ. | ,, |
| ,, | મુગટરામ દયારામ | ,, |

| | | |
|---|---|---|
| રા. રા. | ઇચ્છારામ દુર્લભરામ. | સુરત |
| ,, | જેકીસનદાસ મુગટરામ, | ,, |
| ,, | હકીમ ધનજીશા મેહરવાનજી હાથીખાનાવાલા. | ,, |
| ,, | બાલુભાઇ માણેકલાલ ખડેપાઙિ. | ,, |
| ,, | પ્રાણજીવનદાસ વરજદાસ. | ,, |
| ,, | ઇંદ્રિવદન ધનંજય પંડયા. બી. એ. | ,, |
| ,, | રંગીલદાસ જમનાદાસ. | ,, |
| ,, | ચુડગર સદાશિવ દયારામ. | ,, |
| ,, | ચુડગર જેકીશનદાસ દોલતરામ. | ,, |
| ,, | મહાશંકર ઘેલાભાઇ શુકલ. | ,, |
| ,, | બાબાજીરાવ સીટી પોસ્ટ માસ્તર. | ,, |
| ,, | વિઠ્ઠલદાસ વરજદાસ. | ,, |
| ,, | મોતીરામ ચુનીલાલ. | ,, |
| ,, | શિવશંકર નાનાભાઇ ડૉક્ટર | ,, |
| ,, | પ્રાણજીવનદાસ દુલભરામ | ,, |
| ,, | નંદશંકર પુરૂષોત્તમ વૈદ્ય | ,, |
| ,, | ગુલાબદાસ ગણુપતરામ | ,, |
| ,, | ઇશ્વરલાલ મણીભાઇ | ,, |
| ,, | જયંતીલાલ જદુનાથ | ,, |
| ,, | નટવરલાલ છોટાલાલ | ,, |
| ,, | મનેજર ધી ઇન્ડિયા પ્રી. પ્રેસ | ,, |
| ,, | શ્રી સુરત ધર્માદા પુસ્તકાય | ,, |
| ,, | નાનાલાલ ભગત | ,, |
| ,, | ભકતરાજ માણેકલાલ જમનાદાસ | ,, |
| ,, | જાની અંબાલાલ અંબાજી પુજારી | ,, |
| ,, | મોતીરામ ઇચ્છારામ | ,, |
| ,, | એસ. એલ. બર્મન ડૉક્ટર | ,, |

| | |
|---|---|
| રા. રા. રમણલાલ નાનાભાઈ કાલિકા પુજારી | સુરત |
| „ નરસૈદાસ એન્ડ નગીનભાઇ | „ |
| „ ગણપતરામ મંછારામ વૈદ | „ |
| „ પાંડુભાઈ વીજ્યાશંકર અંબાજી પુજારી | „ |
| „ બળરામ પાર્વતીશંકર શુકલ | „ |
| „ ચંદ્રશંકર રેવાશંકર જાની | „ |
| „ બાલુભાઇ સુરજરામ | „ |
| „ પચ્ચીગર સાકેરલાલ મગનલાલ | „ |
| „ વરજદાસ લાલભાઈ ખાંડવાલા | „ |
| „ મણીશંકર કૃષ્ણારામ વૈદ્ય | „ |
| „ ડાહ્યાભાઇ મણીભાઇ | „ |
| „ અમૃતલાલ ગીરધરલાલ | „ |
| „ શીવમુખરામ નરભેરામ | „ |
| „ નવનીતરામ જગન્નાથ | „ |
| „ જયશંકર વેણીશંકર | „ |
| „ ઇચ્છારામ ઉત્તમરામ સોની | „ |
| „ છબીલદાસ ખાંડવાલા | „ |
| „ હરસુખ ભવાનીનારાયણ પંડીત | „ |
| ઑનરેબલ મી. લલ્લુભાઇ શામળદાસ મહેતા* | મુંબઇ |
| રાવસાહેબ કકુભાઇ ઇચ્છાશંકર | „ |
| રા. રા. પરશોત્તમ પદમસિંહ કાકુ | „ |
| „ યશવંતરાવ મોતીલાલ ફોજદાર | „ |
| „ છોટાલાલ ડાહ્યાભાઈ | „ |
| „ વિનાયકરાવ વિશ્વનાથ ધુરંધર | „ |
| „ કૃષ્ણલાલ ઇશ્વિરલાલ ભગત | સાંતાક્રુઝ |
| „ જીવણજીભાઇ ગોવીંદજી | કતારગામ |
| „ વસનજી મોહનજી દેશાઈ | હરિઆ |

| | |
|---|---|
| રા. રા. દલપતરામ ત્ર્યંબકરામ વૈદ્ય | એના |
| „ નારાયણ કીર્તનસમાજ | કથપોર |
| „ છોટાશંકર ગીરજાશંકર | ડભોઇ |
| „ ત્રીભોવનદાસ જમનાદાસ | વલસાડ |
| „ શાસ્ત્રી ઇચ્છાશંકર વજેરામ | „ |
| „ મગનલાલ મોતીલાલ | ભાદરણ |
| „ હીંમતલાલ હરજીવન દવે | મહેમદાવાદ |
| „ કૃષ્ણશંકર કુંવરજી હેડમાસ્તર | માતર |
| „ ગુણવંતરાય ગુલાબરાય ડેપ્યુટી કલેક્ટર | ખેડા |
| „ એ. સે. શ્રીસુમતિરત્નસૂરી જૈન લાયબ્રેરી | „ |
| „ જશવંતરાય દુલેરાય રાજાસાહેબ મુનસફ | „ |
| „ કેશવલાલ મણીશંકર | „ |
| „ પુરૂષોત્તમ જોગીભાઇ ભટ બી. એ. મામલતદાર | કપડવંજ |
| „ હરિપ્રસાદ નારૂશંકર મહેતા મુનસફ | „ |
| „ છગનલાલ કલ્યાણદાસ | ભરૂચ |
| „ વસનજી નારાયણજી કનારગામવાળા* | દરબાન (આફ્રિકા) |
| ગુજરાત વર્નાક્યુલર સોસાયટી* | અમદાવાદ |
| રા. રા. સગુણરાય ચીમનલાલ મહેતા | „ |
| „ ઈશ્વરલાલ જેશંકર | „ |
| „ રામચંદ્ર હરિવલ્લભ રામદાસી | „ |
| શા. ગોકળદાસ હાલાભાઇ | „ |
| મી. સોરાબજી એમ. મહેતા | „ |
| રા. રા. દત્તાત્રેય વામન ઉપાસને | „ |
| અ. સૌ. રામલક્ષ્મી બ્હેન | „ |
| રા. રા. છોટાલાલ પ્રભાશંકર ભટ ડૉક્ટર | માણસા |
| **નામદાર બાસાહેબ ગુલાબજીલાલબા ધ્રાંગધ્રાવાલા રાણીસાહેબ** | **જેસલમીર** |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૨૪ | મહિનીનાથનું | ગહિનીનાથનું |
| ૭ | ૧૨ | અંતઃકાળમાં | અંતકાળમાં |
| ૮ | ૧૨ | ઐશ્ચર્ય | ઐશ્વર્ય |
| ૧૭ | ૪ | ત | તે |
| ૧૮ | ૨૧ | તેનો | તેમનો |
| ૨૩ | ૭ | અનુકુળ | અનુકૂળ |
| ૩૦ | ૩ | જોઠીને | જોડીને |
| ૩૪ | ૮ | નિજમનનો | નિજમનના |
| ૪૧ | ૧૩ | દિવસે | દિવસ |
| ૪૫ | ૫ | સંસારસમુદ્રનાપર | સંસારસમુદ્રના પર |
| ૫૪ | ૧૫ | કુમ | કેમ |
| ૫૬ | ૮ | રજ્યમાં | રાજ્યમાં |
| ૮૧ | ૫ | તાદત્મ્ય | તાદાત્મ્ય |
| ૮૨ | ૧૨ | नयतांदोलनं | नयनांदोलनं |
| ૮૪ | ૧૫ | શયક | શયન |
| ૯૮ | ૨૪ | હેય | હોય |
| ૧૦૪ | ૨૦ | ખડામાં | ખાડામાં |
| ૧૧૬ | ૯ | વતન | વર્તન |
| ૧૧૬ | ૨૫ | બીમર | બીમાર |
| ૧૪૦ | ૨૬ | કળવાનું | નિકળવાનું |
| ૧૪૩ | ૨૧ | कर्भ | कर्म |
| ૧૪૬ | ૧૧ | દુગુણુ | દુર્ગુણ. |
| ૧૬૬ | ૨૬ | સમજ્જવો | સમજવો |
| ૧૬૭ | ૨૨ | અંતર્બાહ્મ | અંતર્બાહ્ય |

| | | | |
|---|---|---|---|
| ૧૬૯ | ૨૪ | ચોપદાદ | ચોપદાર |
| ૧૭૦ | ૨૫ | આવિર્ભા | આવિર્ભાવ |
| ૧૭૧ | ૬ | શ્રીગુરૂત્તાત્રયોપર્ણ | શ્રીગુરુદત્તા |
| ૧૭૩ | ૧૭ | ધાણુ | ધારણુ |
| ૧૭૬ | ૨ | વયનથી | વચનથી |
| ૧૭૯ | ૭ | 'તે પ્રમાણે'આની આગળ 'તૂ' વાંચ | |
| ૧૮૦ | ૧ | આસ્થા | અવસ્થા' |
| ૧૮૨ | ૮ | તીર્થોહિ | તીર્થાદિ |
| ૧૮૩ | ૨૨ | દ્વારપર | દ્વાપર |
| ૧૮૪ | ૨ | ત્હેમને | ત્હમને |
| ૧૮૫ | ૨ | કહો | કહ્યાં |
| ૧૮૬ | ૨૫ | કાઢી | કાઢયા |
| ૧૯૫ | ૯ | સુખેથી | સુખેથી |
| ૧૯૬ | ૧૦ | કુંકલ | કુંડલ |
| ૧૯૮ | ૧૪ | અધત્વ | અંધત્વ |
| ૧૯૯ | ૨૦ | દ્વૈતહરલશીલ | દ્વૈતહરણશીલ |
| ૨૦૩ | ૧૫ | રાજ્ | રાજ્ય |
| ૨૦૩ | ૨૪ | આબીર્વાદ | આશીર્વાદ |
| ૨૨૯ | ૧૬ | ત્હેમણું | ત્હેમનું |
| ૨૩૯ | ૧૨ | सरवा | सर्वा |
| ૨૪૪ | ૨૧ | કચ્ય | કચ્ય |
| ૨૪૯ | ૭ | ચિત્તને | ચિત્તને |
| ૨૫૦ | ૪ | પૂર્વવત્ | પૂર્વવત્ |
| ૨૫૧ | ૬ | બ્રહ્મકાર | બ્રહ્માકાર |
| ૨૫૨ | ૧૦. | રીધું | કીધું |